# જનમટીપ

શ્રી. ઝવેરચંદ મેઘાણીના 'પ્રવેશક' સાથે



લેખક

શ્રી. ઈશ્વર પેટલીકર
આણંદ



મૂલ્ય રૂ. ૩

મુદ્રક અને પ્રકાશક
લોકપ્રકાશન લિમિટેડ વતી
ઇન્દ્રવદન બળવંતરાય ઠાકોર
'પ્રજાબંધુ' પ્રેસ, રેવડી બજાર, અમદાવાદ.

આવૃત્તિ ૧ લી
વિ. સં. ૨૦૦૧ ઇ. સ. ૧૯૪૪



જેમને હાથે આ નવલકથાનો

શુદ્ધિસંસ્કાર થયો છે

તે

શ્રી. ચુનીલાલ વ. શાહને

# સદ્ભાગ્ય



માનવીની પેઠે વાતોને પણ ભાગ્ય હશે ખરું ? 'પ્રજાબંધુ'ના પાન પર સ્થાન મળ્યું તે 'જનમટીપ'નું પ્રથમ ભાગ્ય. મુરબ્બી શ્રી. ચુનીલાલ વ. શાહ જેવા પીઢ અને સફળ નવલકથાકારને હાથે એની ભાષાશુદ્ધિ અને અંગશુદ્ધિ થઈ એ એનું બીજું ભાગ્ય. લોકપ્રકાશન લિ. જેવી સંસ્થા એનું પ્રકાશન કરે એ એનું ત્રીજું ભાગ્ય. મુરબ્બી શ્રી. ઝવેરચંદ મેઘાણીએ નાદુરસ્ત તબિયતમાં પણ એનો પરિચય કરાવવાનું સહર્ષ સ્વીકાર્યું એ એનું ચોથું ભાગ્ય. અને ગુજરાતને ગમશે તો એનું એ વળી એક સૌથી મોટું સદ્ભાગ્ય !

મુરબ્બી શ્રી. ચુનીલાલ વ. શાહનો અને મુરબ્બી શ્રી. ઝવેરચંદ મેઘાણીનો હું હૃદયપૂર્વક આભાર માનું છું.

'પાટીદાર' મંદિર,
આણંદ

ઈશ્વર પેટલીકર

# પ્રવેશક



પ્રાણવંત સાહિત્ય ગુજરાતને ટીંબે સર્જાતું નથી એવો એક સૂર અવારનવાર ઊઠયા કરે છે, અને એના કારણ લેખે એવું કહેવામાં આવે છે કે ગુજરાતમાં પ્રાણવંત તેમજ વૈવિધ્યવંત જીવનનો દુકાળ પડયો છે.

આવો સૂર અને આવું કારણ, બન્ને જૂઠાં છે. નવસર્જનની ફિક્કાશ ગુજરાતના પ્રજાજીવનની કોઇ પ્રાણશૂન્યતા અથવા વૈવિધ્ય-હીનતાને આભારી નથી, પણ સર્જકોની નજર સાચા ગુજરાતને પહોંચતી તેમજ પ્રીછતી નથી તેને આભારી છે.

## મિથ્યારોપણ કરે છે

જોવાને જેને આંખો છે, સાંભળવાને માટે કાન છે, અને સ્વાનુ-ભવની રતિભાર કમાઇનું પણ રસાયન કરવાની જેના કને સર્જનકલા છે, તે સર્જકને, તે નાનો કે નવો હોય તોપણ, ગુજરાતની ભૂમિ ઝડપે હોંકારો આપતી હાજરાહજૂર ખડી છે. આપણા—અરે હિન્દ ખાતે હરકોઇના પણ—પ્રાંતનો પોપડેપોપડો જીવન્ત છે. ગુજરાતનો લોક-સમાજ પોતાના સાચા કલાલેખનની રાહ જોતો પરગણે પરગણે ધબકી રહ્યો છે. પણ ઝાઝી કલમો એ અક્ષયપાત્ર પ્રત્યે વળતી નથી, કારણ કે કલમોના ધણીઓ કાં તો નાનકડા અને નિશ્ચેતન બની ગયેલા ઊજળીઆત વર્ગની પોચટ પોપલી સૃષ્ટિમાં ખૂતી ગયા છે, અથવા તો જ્યારે જ્યારે તેઓ ગુજરાતના નીચલા ગણાતા શ્રમજીવી સમૂહ તરફ વળે છે ત્યારે ત્યારે શોષક–શોષિત પીડક–પીડિત એવા વાદનાં ચોકઠાં

વચ્ચે સલવાઇ જાય નરી વિગ્રહ–દૃષ્ટિએ ને કાં રાજકરણી દૃષ્ટિએ ગુજરાતના લોકજીવનને ચોકઠાંમાં જ ઘટાવ્યા કરે છે. અગર તો એ પાત્રો પર પોતાના જ સ્વભાવો આવેશોનું મિથ્યારોપણ કરે છે.

## નિજ ધરતીની સોડમ

ચોકઠાંમાંથી મુક્ત રહેલો કોઇ કોઈ લેખક એકાએક ઝબકે છે, અને પોતાની અનુભવેલી, પગ તળે ખૂંદેલી, પ્રાણ ભરીને પીધેલી નાની એવી લોકદુનિયાનું પણ કલાદર્શન લઇ આવે છે, ત્યારે ગુજરાતમાં નવાં અજવાળાં પથરાય છે, અને અષાડની પ્રથમ વૃષ્ટિએ પલળેલી ધરતીની ધૂળમાંથી જે સોડમ ઊઠે છે તેવી સોડમે એ આપણને પ્રસન્ન કરે છે. એવી નિજ ધરતીની સુગંધ સાતેક વર્ષ પૂર્વે ભાઈ પન્નાલાલ પટેલ લઈ આવ્યા હતા, અને આજે ભાઈ ઇશ્વર પેટલીકર લાવે છે.

સાબર, વાત્રક, મહી તથા રેવા માતાના સરિત–કાંઠા પોતાની ગોદમાં જે ખેડુ પ્રજાને સંઘરી રહેલ છે તેમને ઘણુંખરું તો આપણે કાં વકીલો હોઇએ તો નાની મોટી અદાલતોમાં બાવા જેવાં આરોપીઓ સાક્ષીઓ રૂપે જોઇએ છીએ અને બહુ બહુ તો સાબરમતી જેલમાં લંગારબંધ દાખલ થતાં વિકૃત, બહિષ્કૃત, અટાપટાળા કેદી–વેશમાં એકધારી અવિવિધતામાં નિહાળીએ છીએ. પન્નાલાલે અને પેટલીકરે તેમને તેમની માતા ધરતીની ધૂળમાં આળોટતાં, પ્રેમ અને ગુસ્સો કરતાં, નાના મોટા સદસદાવેશોએ રંગાતાં, છૂપાં ખૂનો કરતાં અને પ્રકટ ખેલદિલી દાખવતાં, વિચિત્ર લાગે તેવી વટને કારણે કટકા થઈ જતાં અને રાગદ્વેષની લહેરે લહેરાતાં, ભૂખ્યાંદુ:ખ્યાં અને ભડવીરતાએ શોભતાં, નબળી પળોને વશ બની જતાં અને ભવ્ય પળોમાં સમગ્ર પ્રાણતત્ત્વને ઠાલવી નાખતાં, જેવાં એ છે તેવાં નિહાળ્યાં છે; વરખ તેમણે ચડાવ્યો નથી, સાફાઈ અને સુઘડતાના શણગાર તેમના પર મઢ્યા નથી. 'નૂતન' ભાવનાઓ કે આદર્શોનું આરોપણ તેમના પર કર્યું નથી.

## કલાકારનું નિરાળું નિશાન

'જનમટીપ'ની પાત્રસૃષ્ટિ પાટણવાડીઆ નામે ઓળખાતી ગુજરાતના ખેડુ–ઠાકરડાઓની એક સૌથી નીચલી કોમમાંથી લેવામાં

આવી છે. મારફાડ અને ચોરીલૂંટના ગુન્હાઓ માટે આ કોમ જાણીતી છે. વંશપરંપરામાં ઊતરતાં વેર-અદાવત એ આ વર્ગની સ્વાભાવિક ખાસીઅત છે. માણસ જેવા માણસને ધારીઆની ધારે ઠાર મારી ટુકડેટુકડા કરી તેને આગમાં ભેપતા બનાવી દેવાં એ તેમને મન રીંગણાં બાફવા બરાબર છે. સરકારી દરબારી પોલીસ-ખાતાંનાં દફતરો અને જેલોનાં રજિસ્ટરો જોશું તો આ પ્રજાસમૂહનું ભયાનક ચિત્ર એક પણ કોમળ રેખા વગર આપણને મુંઝાવી મૂકશે. સામાજિક સુધારણાના સેવાધારીઓ પણ ઘણુંખરું આવી બદીઓના જ મિટાવ પર લક્ષ્ય ઠેરવીને તેમની વચ્ચે જશે.

પણ કલાકારનું નિશાન એ ફોજદાર, ન્યાયકર્તા, જેલર કે સમાજ-સુધારકના ધ્યેયથી છેક જ અનોખું છે. એ ધ્યેય માણસ માત્રના બહિરંગનું પડ ભેદીને એના અંતરંગમાં ઊતરી તેમની માનવતાનું હાર્દ પકડવાનું છે. 'જનમટીપ'માં એ માનવતા ઝિલાઇ છે. 'જનમટીપ'નો લેખક આ માનવીઓનું હાર્દ પકડવા સીધોદોર એની જીવનલીલાનાં સાચાં સ્થાનોમાં, એટલે કે ખેતરોમાં પ્રવેશે છે; કારણ કે એ જીવન-લીલાના જોબનરંગોને પકડવા માટે તેમનાં ઘરો અતિ સાંકડાં પડે છે અને તેમનાં શયનગૃહો રૂંધાયેલાં હોય છે.

## કુતૂહલનું ઉદ્દીપન

ઓતરાચીતરાના આકરા તાપે પાકી રહેલા મોલવાળા એક ખેતરમાં આ વાર્તાની એક પ્રભાતે માંડણી થાય છે, અને બરાબર એક વર્ષ વીત્યે ફરીથી આવેલ એ જ ધગધગતા નક્ષત્રના ધૂપ તળે ચાલી રહેલ કાપણી વચ્ચે આ વાર્તાની પૂર્ણાહુતિ થાય છે. ઊછળતા જોબનને પ્રેમહીંડોળે હીંચતાં વરવહુ ભીમા અને ચંદાનાં ફાટફાટ તોફાનની છેક આગલા પ્રભાત સુધીની પ્રાકૃતિક પ્રણય-લીલાનો આપણને સુરેખ સુરંગિત ખયાલ આપીને લેખક કથાના પ્રારંભનો એક અપશુકનિયાળ દિવસથી સૂત્રપાત કરે છે. ઘેરથી રોટલા લઇને આવનારી વહુ ચંદા અતિમોડી પડે છે. ભાત જમીને ફરી પાછાં કાપણીને કામે લાગી ગયેલાં સારી ય સીમનાં લોકો વચ્ચે ભૂખની

[illegible] બાળનાં બે માવતર અને ભીમો પોતાની તમામ સબૂરીને ટીપેટીપે ગુમાવી બેસી અનેક કુતર્કોનાં ભોગ બની રહે છે તેનું જરીકે ઉતાવળ વગરનું ચિત્ર આપીને પછી લેખક એ પ્રેમાળ પતિ ભીમામાં જે ઝનૂન જાગી આવે છે તે શ્રમજીવી ગામડિયાંની મનઃસૃષ્ટિનું એક અતિ કરુણ વાસ્તવ રજૂ કરે છે. અને તુરત જ આપણા કાન પર અફળાય છે —ભૂખે ભાનભૂલ્યા ભીમાની લાકડીના, ખેતરને શેઢે મળેલી પત્ની ચંદાના બરડા પર પડેલા એ ઘાતકી ફટકા. આગલા દિવસ સુધીની સુકુમાર પ્રણય-લીલાની જે પાર્શ્વભૂ આપણાં અંતર પર પથરાઇ ગઈ છે તેની વચ્ચે આ ફટકાએ સમસમી ઊઠેલો એક પ્રથમ વારની સગર્ભા લોક-સુંદરીનો નમણો નાજુક દેહ એક તરફથી જેમ અરેરાટી ઉચ્ચરાવે છે તેમ બીજી તરફથી 'માર, હજુ વધુ મારી લે! કેમ અટકી ગયો!' એવું બોલતી એ નારીના છેલ્લા શબ્દો—'તારાથી બીજું થવાનું ય શું છે!'—એ શબ્દો કુતૂહલની પરાકાષ્ઠા પેદા કરી આપે છે.

## ચંદા કલાધરી છે

આ કુતૂહલને સંતોષતું તેમજ વધુ પ્રદીપ્ત કરતું રહસ્ય રોટલા ખાતાં ખાતાં પ્રકટ થાય છે. પુંજા ઓમરોલિયા નામના એક ગુંડાએ નદીએથી પાણીનું બેડું લાવતી ચંદાના જોબનની અને રૂપની મશ્કરી કરી છે એ વાતનો સ્ફોટ વહુ પોતે કોઇક પાવરધા કળાકારની અદાથી હળવે હળવે કરે છે અને એના એક પછી એક બોલમાંથી એક જ સ્વર ગુંજી રહે છે કે 'જે ધણી નમાલો હોય તેની જ બાયડીની આવી છેડતી ગામનો એમાથાળો કરી શકે.'

ભીમાનાં ઊંડાંમાં ઊંડાં મર્મસ્થાનોનું વેધન કરનારા એ સ્ત્રીબોલ કલાકારે જરાકે ઉતાવળ કર્યાં વગર કે કૃત્રિમતામાં સરી પડ્યા વગર કલમ પરના પરિપૂર્ણ કાબૂથી ઉપસાવી આપેલ છે.

તે દિવસની રાત્રિની પથારીમાં બેઉ જણને માટે નિદ્રા નથી, અપમાનના, મર્મસ્થળ વીંધતા કંટકો છે. ચંદાએ પરણવાનો ઠરાવ કરેલ તે વખતે શર્ત ઠરાવી હતી કે "મેં સાંઢ નાથ્યો તે વાત તારે કદી સંભારવી નહિ, તેનું અભિમાન રાખવું નહિ, ડાબીની

દીકરી મટી વારેચાની ' વહુ ' થઈ રહેવું, ને તારે મારું અપમાન થાય ત્યારે જીવને જોખમે તરત બદલો લેવો." એ શર્તને યાદ કરાવી ચંદા, એ શર્તનું પાલન ન થતાં સુધીને માટે વરનું ઘર વહેલે પરોઢીએ છોડી જાય છે, અને કહેતી જાય છે, કે " કદી પાછા ફરવાનો વખત ન આવ્યો, તોય એટલી તો ખાતરી રાખજે કે ચંદાના હાથમાં છેવટ સુધી ચૂડીઓ તો તારી જ રહેશે."

## પૂર્વઇતિહાસની પાર્શ્વભૂ

ચંદાની આ વિદાય આપણાં હૈયાં વલોવે છે, અને આપણા કુતૂહલને એ જાણવા સતેજ કરે છે, કે આ શર્તનું શું રહસ્ય છે, આ માનિનીનો પૂર્વઇતિહાસ કેવો છે, અને આ દર્પની પાછળ કયો પ્રતાપ, કયું તેજ છુપાયેલ છે. એ ઇતિહાસ લેખક તે પછી પ્રકટ કરે છે. રયજી પાટણવાડીઆનું સૌથી છેલ્લું સંતાન આ ચંદા, જેનામાં ' બાપની જુવાનીનો જુસ્સો ને જોસ ઊતરેલાં, જેની અણીઆળી આંખ, ભમ્મર ચડાવેલો ગુમાની ચહેરો, અભિમાનથી ફૂલેલું નાક, અકડાઇમાં ઊંચી રહેતી ડોક, કાપડાની કસથી તસતસતું બાંધેલું જોબન, ફલંગો ભરી ચાલતાં છટાક છટાક થતો ઘાઘરો, અને એ સર્વમાં રાતા રંગની ઓઢણીમાં શોભતો એનો ઘઉંવરણો દેહ, દરેકનાં હૃદય સોંસરવો નીકળી જતો.' તેણે એક દિવસ ગામના એક માતેલા સાંઢને હિંમત અને જુક્તિથી નાથી લઈ ગામના મરદોનાં પાણી ઊતાર્યાં હતાં, તેના એવા વિલક્ષણ પરાક્રમે તેને લગ્ન માટે ભયાનક બનાવી હતી. તેણે એક રોગીઅલ છોકરા સાથે થયેલ પોતાના વેવિશાળને નકાર્યું હતું, તેણે રામદે પીરના મેળામાં ન્યાતના જુવાનીઆના લોલૂપ ટોળાને ચકડોળે ચડાવ્યું હતું અને છેવટે તેણે એ મેળામાં દીઠેલ એક આંખો ઠારતા જુવાન ભીમાને, નજીકના શહેરની બજારમાં એ ભાડે ગાડું લઈ આવતો હતો ત્યારે ભેટો થઈ જતાં પોતાનું જીવન સોંપ્યું હતું. પરાક્રમની પૂતળી આ ચંદાની આંખોમાં લેખકે ભીમાનું જે પરાક્રમ ખડું કર્યું છે તે પણ સ્વાભાવિક અને સુમેળવંતું છે. ગામની સાંકડી બજારમાં ગામડાના ખેડૂતોના ભાતીડૂ ગાડાં પર કિશિયારી ચલાવનાર પોલીસનો ચાબખો ઝાલી

લેનાર ભીમો આગલા ગાડા પર બેઠેલી ચંદાના હૃદયમાં વસી ગયાનો પેટલીકરે આલેખેલો પ્રસંગ આપણે માટે પૂરેપૂરો પ્રતીતિકર બન્યો છે.

## અગ્નિકણોનાં ઘડેલાં

પછી ગામની ભાગોળે રોટલા ખાતે ખાતે બેઉ વચ્ચે પેદા કરવામાં આવેલું આકર્ષણ મુલાયમ પ્રકારનું છે. પોષી પૂનમની રાતને ટાઢ–ચમકારે ચંદાના ગામના આંબાવાડિયામાં, આપેલ વાયદા પ્રમાણે મળવા આવેલ પ્રણયીની સાથે ચંદાની પહેલી વારની પેટભરપૂર લગ્ન-ગોષ્ઠિ બેઉ પાત્રોનાં શીલ–ચારિત્રને અને ભય–આશંકાને અજવાળે આણે છે. પારકી વાગ્દત્તાને સવેલી આણનાર પાટણવાડીઆને માથે ભમતું વેરનું મોત, અને સાંઢ નાથનાર ફાટેલ યુવતીને માથે મીણની મુલાયમ પૂતળી આજ્ઞાપાલક પુત્રવધૂ બની જવાની ફરજ, એ બેઉ વાતોની છણાવટ આ બન્ને કઈ માટીનાં બનેલાં માનવીઓ છે તેને પ્રકટ કરે છે. એ માટી ભયાનક છે, એ ઘડતર અગ્નિકણોનું છે.

## ત્રણ જ ઘટનાઓ

આવા ભૂતકાળની પીઠિકા પર લેખકે ભીમા–ચંદાનો, વાર્તાની પ્રથમ રાતનો જ મર્મભેદી વિચ્છેદ આલેખ્યો છે, અને જોરાવર પાર્શ્વભૂમિનું આલેખન નાના એવા કથાવસ્તુને પણ કેટલું જમાવનાર બનાવી રહે છે તેનો નમૂનો આ 'જનમટીપ'ની કથા છે. તે પછીની ઘટનાઓ તો ફક્ત બે–ત્રણ જ છે: ગામના શાહુકારને ઘેર ત્રાટકેલ ધાડપાડુઓનો સામનો કરવા ધસી ગયેલ ભીમાનું ગંભીર જખ્મો લઈ શહેરને દવાખાને પડવું, એ સાંભળીને ચંદાનું પોતાને પિયેરથી બારોબાર એ દવાખાને ચાલ્યા આવવું, અને કેમ જાણે કશું બન્યું નથી તેવી અદાથી ધણીની ચાકરી ઉઠાવી તેને દાક્તરી સારવારને પણ સ્તબ્ધ કરી નાખે તેવી પ્રણય–સારવારે ઝટ સાજો કરવો, સાસુ સસરાના ધમધમતા રોષને પણ ઓગાળી નાખનારી ચંદાની વર્તણૂક, અને છેવટે દવાખાનું છોડવાને ટાણે સર્વને દિગ્મૂઢ કરી મૂકી પાછો પિયરનો મારગ લેવો–ચંદાના માયલા હાર્દને પ્રકટ કરતો એક આ પ્રસંગ: અને બીજો પ્રસંગ પુંજા બોમરોલિયા ગુંડાને રાત્રિએ ખેતરમાં ઠાર મારીને જનમટીપમાં જનાર ધણી–સસરાની પાછળ તુરતાતુરત

પતિઘેરે પહોંચી જઈ સાસર–ઘરના વિનષ્ટ સંસારનું સૂત્રધારપણું હાથ ધરવાનો ગામલોકોનાં મોંમાં આંગળાં ઘલાવનારો પ્રસંગ: એ બે જ પ્રસંગોની વચ્ચે વહેતો વાર્તાપ્રવાહ આ કોમના સંસારી વાતાવરણને જેમ એક તરફથી સુરેખપણે આંકી રહે છે તેમ બીજી તરફથી ચંદાના ચારિત્રની ગઠીબંધ રેખાઓને ઉપસાવી આપે છે.

## વાર્તાનો પ્રધાન ધ્વનિ

લગનની શર્તનું પતિએ પાલન કર્યું છે, એટલે પછી ચૂડીઓ કદી ન બદલનાર ચંદા, પોતાના અરમાનની તૃપ્તિનો ઓડકાર મહેકાવતી, કદી પણ પાછા ન આવનાર ધણીની ઓઢણીનો ધર્મ સંભાળે છે, નાનકડાં દિયરનણંદની અનાથતાને સનાથ બનાવે છે, મૃત્યુના મોંમાં ઓરાઈ ગયેલી ભાંગી પડેલ સાસુને સંજીવની છાંટી ખડી કરે છે, અને જે ખેતરમાં જે કાપણીની મોસમે આ કરુણ વાર્તાનો પ્રારંભ થયો હતો તે જ ખેતરની ધરતી પર તેવી જ ધાન્યલણણીને ટાણે લેખક વાર્તાસમાપ્તિનું છેલ્લું દશ્ય કોઇ પણ રૂપેરી પરદાને જેબ આપે એવી અદાથી ખેંચી આપે છે. સંજોગોના તુમુલ સંઘર્ષોની વચ્ચે ઉઠાવી આપેલો આ કાપણીનો પ્રસંગ સમગ્ર વાર્તાનો પ્રધાન ધ્વનિ ગુંજાવી આપે છે. જાન, માલ, ઐહિક અમન–ચમન, બાહ્ય શાંતિ અને સલામતી, એ બધાં તો નશ્વર છે; શાશ્વત અને સત્ય છે કેવળ આત્મિક એકનિષ્ઠા, ઇમાનદારી અને પ્રેમ.

## માંગલ્યની કૌમુદી

ઓતરા ચીતરાના એના એ જ તાપ: ઝાડની ડાળે બીમાના નાનકડા બાળનું હીંચતું ઘોડીઉં: સાથીઓની જોડાજોડ મોલ કાપતી ભૂખતરસ ભૂલેલી અને સાથીઓને તાણ કરી કરી રોટલા ખવરાવતી વ્યવહારડાહી ચંદા, પતિની ગેરહાજરીમાં પ્રૌઢત્વનાં નૂતન તેજ ચમકાવતી શીતળ ચંદા, સાસર–ઘરનાં કરજ ફેડવા પોતાનો દાગીનો પણ વેચતી, ખેડને અને ઢોરને સંભાળતી પીઢ ચંદા, અને દિવસના તનતોડ પરિશ્રમ પછી રાત્રિએ નાનાં દિયરનણંદને વાર્તા કહેવાનું વચન પાળતી ચંદા, આ અમંગળ સંસારસૃષ્ટિ ઉપર માંગલ્યની કૌમુદી રેલાવતી આભધરતીને અજવાળતી હોય છે.

## શેષમાં માંગલ્ય જ ઉતારીએ

માંગલ્ય—હા માંગલ્ય એ જ સકળ લલિત કલા સાહિત્યનું લક્ષ્યબિન્દુ છે, અને ન હોય તો તે સેવવા જેવું છે. સંસાર પોતે તો એક જટિલ સંઘર્ષલીલા છે. આદર્યાં અધૂરાં રહે છે, પાધરાં પ્રારબ્ધ વાંકાં પડે છે, સીધી લીટીએ જીવવાની ચાહે તેટલી પ્રબળ માનવ-ચાહના યે વમળોમાં અટવાય છે, પુરુષાર્થની પ્રામાણિક વાટને વગર અપરાધે રૂંધનારી વિષમતાઓ, આ જનમટીપની કથામાં આવે છે તેમ, કેળવણી ખાતાના નાનકડા સાહેબ રૂપે, રાંધેલી કઢીનો પાટૂડો ઢોળી નાખનાર નાનકડી બિલાડીને રૂપે, અન્નના ઢગ પકવી આપનાર ખુદ ખેડુતે જ કરજે ખોરી જુવાર ખરીદી ગુજરવાની ફરજ પાડનાર આજના નિયમન અને માપબંધીની જટિલ અવ્યવસ્થાને રૂપે, ફેરણીને બહાને ગામને ખંખેરવા આવનાર ફોજદાર રૂપે, પારકાં પ્રણયસુખમાં વિષ નાખનાર ગામના હેવાન ગુંડા રૂપે,—એવે અનેક રૂપે આ વિષમ-તાઓ વખની વેલડી જેવી ફૂલેફાલે છે. જીવનનો બાહ્ય અંજામ તો આખરે વહાલાંના વિચ્છેદમાં, અને જેલની કોટડીમાં જ આવી પડે છે. આ બધી પરિસ્થિતિઓનો સ્થૂલ હિસાબ મૂકીએ તો તો શેષમાં મંગળ આવી શકે જ નહિ. પરંતુ માંગલ્ય એ તો એક આત્મિક પ્રક્રિયા છે. વિષમતાઓનાં ઝુંડોને વીંધતી વીંધતી એ વહી આવતી હોય છે. કલાકારનું પરમ કર્તવ્ય એ આંતરગામી મંગલતાનો આખરી ઉદય આંકી બતાવવાનું છે. 'જનમટીપ'ની દુઃખભરપૂર દુનિયાને માથે ચંદાનું પ્રત્યાગમન એવી ચાંદનીને ઝરમરાવે છે. આત્મવિસ-ર્જનનું અને તપઃસંયમનું ઓશિકું કરીને દુઃખને સૂતું દેખાડ્યું છે. દુઃખનું એ શયન ભવ્ય દીસે છે.

## ભુલાઇ જતું મહાપાત્ર

કલાકૃતિની પરીક્ષા એ હોવી જોઇએ કે એના આલેખનમાં કોઈ કડી તૂટતીફૂટતી કે અણબેસતી દેખાય નહિ. બીજી રીતે કહીએ તો ક્યાંય કોઇ પરિસ્થિતિ અકસ્માતને આભારી ન લાગે. 'જનમટીપ'માં ચોક્કસ પ્રકારના સ્થિતિસંજોગો વચ્ચે, ચોક્કસ પ્રકૃતિનાં પાત્રો અમુક ચોક્કસ પ્રકારે જ આચરણ કરે, અન્યથા ન જ વર્તી શકે, એવી

ઘડી બેસી ગઈ છે. કેટલીએક વાર્તાકૃતિઓમાં અમુક સ્થિતિસંજોગો અણુનિરૂપિત રહેવાને પરિણામે જેમ અંજામ આકસ્મિક રહી જાય છે તેવું આંહીં નથી થતું, કારણ કે પાત્રોની વ્યક્તિગત પ્રકૃતિલીલાનો જોડાજોડ પાત્રોની ફરતા વીંટળાઈ ગયેલા સમસ્ત સંસારની નાની મોટી પરિસ્થિતિઓ પણ એના પ્રત્યાઘાતો આપતી બતાવી છે. દૃષ્ટાંત તરીકે વાર્તારંભને જ દિવસે, ફરજિયાત શિક્ષણના શુભ હેતુને ધૂળ મેળવતી સડેલ કેળવણીપદ્ધતિના એક ફણગારૂપ ગાયકવાડી કેળવણી અધિકારીની કઢંગી ફેરણી–પ્રથા જે અમુક વિષમતાને જન્માવે છે, તે જ ચંદાની ખેતરે રોટલા પહોંચાડવાની ફરજમાં એક વિઘ્નરૂપ બને છે. એ જ રીતે આજે પ્રવર્તી રહેલી યુદ્ધજન્ય અન્ન–અછત જ ખેતરે કામ કરનારાં ત્રણ પાત્રોનાં પેટમાં ભૂખના ભડકા કરે છે, અને એ ભૂખે ભુલાડેલા ભાનમાંથી જ જન્મેલો ભીમાનો ઘાતકી વર્તાવ માનિની ચંદાના ઘવાયેલા અભિમાનને ઉગ્ર ગતિએ અગ્રસર કરી વેરનો હુતાશન ચેતાવે છે. વાર્તારંભનો નાનકડો દિવસ જો બાહ્ય સંજોગોના બળે આટલો બધો ધગધગી ન ઊઠ્યો હોત તો કદાચ ચંદા –ભીમાની રતિ–શય્યા આટલી ખદખદી ન ઊઠી હોત, અને તો પછી ચંદાનું ચાલ્યા જવું જરૂરી બન્યા વગર પણ ગુંડા પૂંજા પરના વેરની વસૂલાતનો જુદા જ સ્વરૂપમાં તોડ ઊતરી શક્યો હોત. આ વાર્તાનું કસબકામ અને ઘડીબંધ લાગ્યું છે તેનું આ એક ઉદાહરણ જ આપું છું. ફક્ત એકલાં વાર્તાપાત્રોના જ સ્વભાવ અને સંસ્કારો પર થતી ઘટનાવિકાસની માંડણી, પાત્રસૃષ્ટિની ફરતા વીંટળાઈ રહેલા સકળ સંસારના સંજોગોની લીલાથી અલિપ્ત રહે છે ત્યારે કૃતિ ખોટીલી રહી જાય છે. સર્વ પાત્રોનું મહાપાત્ર તો આસપાસની સામાજિક, રાજકારણી અને આર્થિક પરિસ્થિતિ છે. તે મહાપાત્રને જ આપણે ઘણી વાર ભૂલી જઈએ છીએ.

## કસબીની ધીરતા

ભાઈ પેટલીકરના હાથમાં એમની કૃતિ માટેનો કાચો માલ તો બેશક અણખૂટ છે, અને એ કાચા માલ પરની એમની પકડ પણ પૂરેપૂરી છે; બાલાંતર એક પણ જીવનસ્થિતિ એમના હાથની બહાર

રહી જતી નથી. પણ કેવળ કાચા માલની માલિકીથી કંઈ કલાકૃતિ થોડી નિપજાવી શકાઈ હોત ! નર્યો જીવનસંપર્ક ઓછો જ સર્જનની શક્તિ આપી શકે છે ! મારા હાથમાં મુલાયમમાં મુલાયમ માટીનો ચાહે તેવો ઘૂંટેલો પીંડો મૂકો તોપણ શું હું એક કોડીયે ઉતારવા ય સશક્ત બનીશ ? નહિ. પોતાની જાતને અચૂક અદાથી વેગળી રાખી, પરલક્ષિતા પર અનુકમ્પ રહી, વાર્તાનું ઘડતર એમણે જે કસબથી કર્યું છે, તે કસબ લાંબા કાળની કેળવણીથી આવ્યો હોય, કે પછી કુદરતનો બક્ષેલો જન્મસિદ્ધ હોય, મને એ ખબર નથી. પણ એમણે કરેલો વાર્તાનો ઉપાડ, ચમત્કૃતિના તત્ત્વને નચાવતો એક પછી એક પ્રસંગનો કુતૂહલોદ્દીપક ઉઘાડ, જે પાત્રોને પોતે હાથ ધરે છે તેમની જ બુદ્ધિશક્તિની ચતુઃસીમાને સાચવી રાખતો પાત્રવિકાસ, વાર્તાલાપોની સુરેખતા, અને તે સર્વને યે જેનો અભાવ નિરર્થક બનાવી નાખે તે પરમાવશ્યક એવું કસબીની ધીરતાનું તત્ત્વ, એ 'જનમટીપ'ને એક સાંગોપાંગ કલાકૃતિ બનાવી શક્યું છે.

## નમ્ર ચેતવણી

ઉષઃકાળની તાજગી લહેરાવતા આ સમગ્રરૂપી ઉઠાવનો રસાસ્વાદ વાચકોના હાથથી માર્યો જાય તે બીકે જ હું લાંબાં કે ટૂંકાં કશાં અવતરણો ટાંકતો અટક્યો છું. કૃતિનો ખુદનો અને વાચકની રસવૃત્તિનો વિક્ષેપહીન સીધો જ મધુસંપર્ક થાય, પ્રવેશકલેખક એ સંપર્કની વચ્ચે ઓચીની દીવી શો ન ઊભો રહે, એને મેં મારો ધર્મ માન્યો છે. પેટલીકરને હાથે ગુજરાત આવી વધુ કલાકૃતિઓ પામો એવા આશીર્વાદ સાથે, અને પેટલીકર પોતાની ધરતીની માટીને, પરકીય સમાજભોમનાં ચમેલી–મોગરાના પ્રલોભને ય ત્યજી દેવા કદી પ્રવૃત્ત ન થાઓ એવી એક નમ્ર ચેતવણી સાથે હું આ કૃતિમાં તરબોળ બનીને વિરમું છું.

બોટાદ
તા. ૪–૧૧–૪૪

ઝવેરચંદ મેઘાણી

# અનુક્રમણિકા

# પ્રજાબંધુ



ગુજરાતનું અગ્રગણ્ય
અને ઉચ્ચ કોટિનું
સચિત્ર સાપ્તાહિક



વાર્ષિક લવાજમ રૂા. ૮॥



'પ્રજાબંધુ' કાર્યાલય
રેવડી બજાર, અમદાવાદ

# જનમટીપ



## (૧)

## વણીપણું



**આ**જ ઊઠતાં જ કોણ જાણે કોનું મોં જોયું હશે કે સવારના પહોરમાં જ ભીમાને અપશુકન થયાં. દરરોજની માફક બાપની સાથે ખેતર જવા તૈયાર થઈ એણે ઉંબરા બહાર પગ મૂક્યો ત્યારે ચંદા ભાભે મુંઝિયું અને હાથમાં દાતરડું લઈ પાછળ જવાની તૈયારી કરતી હતી. પણ માનો અવાજ સાંભળી ભીમાનો ઉંબરા બહાર મૂકેલો પગ ત્યાં જ થંભી ગયો.

" વહુ, આજ મને જવા દે. તું તારે બપોરે વાસી કામથી પરવારીને રોટલા લેઈ આવજે. "

હાથમાંનું દાતરડું પાછું ભીંતમાં ખોસી ચંદાએ 'હવે તમ-તમારે જાવ' એમ આંખની ઇશારત કરવા અંદરથી ડોકિયું કર્યું ત્યારે ભીમો 'વહેલી આવજે' એમ કહેવા ઘર ભણી તાકી રહ્યો હતો.

ભીમાની ઉતાવળને અવગણતાં ચંદાએ, નાક ફૂંગરાવી, અંગૂઠાનો ઠેંગો બતાવતાં સામો મૌનમાં જ જવાબ આપ્યો : "વે'લી આવે છે મારી બલારાત ! "

“જોઉં છું, તું કેવીક વે'લી નથી આવતી તે.” એવી ધણીપ-ણાની તુચ્છતાસૂચક દૃષ્ટિ ફેંકી ભીમો દૂર નીકળી ગયેલા બાપની પાછળ ઉતાવળો ચાલતો થયો.

સંયુક્ત કુટુંબનાં જુવાન વર-વહુને જે છૂટ ફક્ત રાત્રે શયનગૃહમાં જ મળે છે, એ સ્વતંત્રતા સાંકડા બે કોટડાવાળા ભર્યા ઘરમાં ચંદા-ભીમાને બીલકુલ મળતી નહિ. ત્યાં તો મા-બાપ, ભાઈ-ભાંડુ પાસેના કોટડામાં સૂતાં હોય એટલે ચોરની માફક 'રખે કોઈ સાંભળશે' એવી મર્યાદાથી તલસાટભરી જુવાનીને દાબી રાખી એકમેકની સોડમાં તેમને લપાઈ રહેવું પડતું. પણ ઊછળતું જોબન કાંઈ એમ શાંત સૂઈ રહે ? એટલે મસ્તીભરી એ પ્રણયચેષ્ટા જ્યારે જાહેર થવા જેટલી હદ ઓળં-ગવા જતી ત્યારે ખોટી ખોટી ઉધરસ ખાઈ એને ઢાંકવાનો મિથ્યા પ્રયત્ન થતો.

છતાં મન મૂકીને મહાલવાની મોકળાશ તો એમને ખેતરમાં જ મળતી. મા ઘેર કામથી પરવારી બપોરે ખેતર આવતી. પોતાના જૂના અનુભવોથી સઘળું સમજતો બાપ, જુદું જુદું કામ કરવાની સગવડ હોય ત્યાંસુધી તો સામે છેડે, એમનાથી દૂર કામે વળગતો. અને એથી ય જાણે વર-વહુને પૂરી સગવડ ન મળતી હોય તેમ 'લાવ જરી બકોર ભગતની ખાળવાડેથી દેવતા લેતો આવું' કહી બાપ જતો ત્યારે કલાક-દોઢ કલાક વગર એ નહિ જ આવે તેમ બંને સમજી તેનો સદ્વ્યય કરવાનું ચૂકતાં નહિ.

ઘણી વખત તો એકબીજાને પકડવા દાવ પણ રમાતા. છેવટે થાકીને કે જાણી જોઈને ચંદા પકડાતી ત્યારે જાણે ભાગતા દુશ્મનને પકડી પાડ્યો હોય તેટલા વિજયોલ્લાસથી ભીમો એને ગબડાવી ઉપર ચડી બેસતો, અને બે કાનપટિયાં પકડી એ નીચો વળી ચંદાના ચાંદા જેવા મધુર ગાલ-મોં ઉપર બચીઓ કરતો કરતો પૂછતો: “ બોલ, નાસીશ કદી ?” ત્યારે નીચે ધરતીના ખોળે પડી પડી, પતિના પાટુ ને ઢીંકા સહેતી ચંદા એને કોટે વળગી ઉથલાવી પાડવાનો પ્રયત્ન કરતી. આ વખતે એના હૈયામાં જે આનંદની હેલ ચઢતી તે. જો

કોઇ વિજ્ઞાનીએ પ્રેમની ભરતી માપવાનું યંત્ર શોધ્યું હોત તો, બે ત્રણ મણની રૂની તળાઇમાં પોઢી પ્રણયગોષ્ઠિ કરતાં પ્રેમીઓમાં એટલી મિઠાશ આવતી ભાગ્યે જ દેખાત !

ભીમો કંઇ એના જોરે ફિથલી પડે એવો ઓછો હતો ? એનાં પાંગોઠાંને વધુ ભીંસ આપતાં એ ઝીણી ચૂંટી ખણતો, જોકે આમાં ચંદાનો મીઠો પ્રહાર એને ભાગે નહોતો આવતો એવું ય નહિ. ભીમાની નિર્બળતા પામી ગયેલી ચંદા બંડીની ટૂંકી બાંયમાં હાથ નાખી એની બગલમાં ગલીપચી કરતી ત્યારે એની ભીંસ ઢીલી પડી જતી.

ભગતની ખાળવાડેથી આવતા બાપના ખોંખારાથી, કે ભાથાનો વખત થવાથી મા આવી પહોંચશે એ બીકે, કે પછી એવો કોઈ ઉપાય ન હોય ત્યારે ચંદા "છોડ હવે, જાણે હડકાયો થયો હોય તેમ" કહેતી છતાં ભીમો એને મૂકતો નહિ એટલે છેવટે "કાલ હજુ જોજે, હાં કે !" એમ મોં બગાડી બોલતી; ત્યારે ભીમો શરમનો માર્યો ભોંઠો થઇ જતો એટલે એ જોબનમાં ઝૂલતો હિંડોળો ઝૂલતો અટકી જતો.

ગઇ કાલે ચંદા ઘણું કરગરી, છતાં દર વખત છૂટયા પછી "બસ, એટલું જ પાણી કે ?" કહી એ છેતરી જતી, એટલે આજે ભીમો એકનો બે ન થયો. છેવટે કંઇ ઉપાય ન ચાલ્યો ત્યારે ચંદા છણકો કરતી હોય તેમ બોલી : "તને તે કંઇ ગતાગમ છે કે નહિ ? છડી હતી ત્યાંસુધી તો જેમ ગૂંદી તેમ પણ......" ત્યાં તો ભીમાને પાંચ દા'ડા પહેલાંના માના શબ્દ યાદ આવી ગયા: "વહુ ! આ ફેરા નાવણ આયાં બે મૈના થઈ ગયા નઈ ?" અને જાણે પોતે મોટી મૂર્ખાઇ કરી બેઠો હોય તેમ ભીમાએ ચંદાને એકદમ છોડી દીધી.

ચંદાને તો એટલું જ જોઇતું હતું. એણે દૂરથી ભાથું લઈ આવતી સાસુને જોઇ, નિર્ભય બની કહ્યું : "લે, એમ નઇ તો બીજી રીતે છેતર્યો ખરો ને ? એમ કંઇ હાથ ઝાલ્યામાં તારું છોકરું મરી ના જાત ! મોટો બાપ થવાવાળો જોયો હોય તો—"

તે ઘડીએ બીજો તો કંઈ લાગ ન હતો, એટલે દાંત કચકચાવી ભીમો બોલ્યો : "કાલે તારી વાત છે !"

"એવી તો કેટલીય કાલો ગઈ!"

"ગઈ કે ના ગઈ, પણ કાલ જોજે ને!"

"કાલ તું મોટો વાઘ મારવાનો ખરો ને!'

"વાઘ નહિ–વહુ!"

"જબરો મરદનો બેટો!"

મા આવી પહોંચી એટલે આ જીભાજોડી બંધ પડી ગઈ. વહુ ઉપરની રીસ ઘાસ ઉપર કાઢતો હોય તેમ ભીમો દાંત ભીસીને 'સરૂરૂ સરૂરૂ' દાતરડાના ઘસરકા કરવા લાગ્યો.

આ ગઈ કાલનો વાયદો માએ આજ ચંદાને સાથે આવવા ના દીધી એટલે ધૂળધાણી થઈ ગયો. ભીમો બાપની સાથે બાજરીની ઓળ વાઢવા બેઠો છતાં એનો જીવ તો ઘેર–ચંદામાં જ હતો. પાછળથી મા ઢોરને ખેતરને છેડે બાંધી ઓળ લેવા આવી ત્યારે એનો ચહેરો રોજ જેવો દમિયેલ અને સુક્કો હતો, છતાં ભીમાને લાગ્યું કે મા કદાચ કાલની ટપાટપી સાંભળી ગઈ હોય અને તેથી એણે આજ ચંદાને ઘેર નાખી હોય તોય શું ખબર? બાપની સામે જોઈ એ છૂપું છૂપું હસી!

અને માની મંદ ગતિ તરફ ધ્યાન આપતાં બાપે ટકોર કરી: "તું ન આવી હોત અને વહુને જ આવવા દીધી હોત તો આજ બાજરોનો વાઢ બેળાસર પૂરો થઈ જાત ને!"

માના પેટની વાત જાણવા ભીમો એક કાને થયો, પણ કંઈ કારણ ન આપતાં માએ કહ્યું: "બળ્યું, મનને થયું કે જાણે હું જ જઉં!"

આવું બહાનું કાઢ્યું એટલે ભીમાને માના પેટના પાપની પૂરી ખાતરી થઈ ગઈ. છેવટ એણે મન વાળ્યું મા આજ આવી પણ રોજ કંઈ ઓછી આવવાની છે? આજ છોને ચંદા છટકી ગઈ, પણ ફરી વખત તો એને ચસકવા જ ન દઉં!

પણ એના અસંતોષી મનને એથી શાન્તિ જ ન થઈ. ચંદા આવશે ત્યારે કેવું મેંણું મારશે? આ જ કાલ કે બીજી? મોટો કાલવાળો ના જોયા હોય તો!

અને ચંદાના એ વિચારે એનું ચિત્ત અત્યારે ઘેર પહોંચી ગયું. એ પાણી ભરી રહી હશે, બોકડીને પાણી પાતી હશે, દૂધ બહાર રહી ગયું હશે તો કાળી બિલાડી પી જ ગઈ હશે. ના, ના, એ એમ બિલાડીનો ગજ વાગવા દે એવી નથી...

બાપ કરતાં પોતે ઓળમાં પાછળ પડતો જાય છે, એમ જોતાં ભીમો ઘડીભર ચંદાને એક બાજુએ કરી ઝડપથી હાથપગ ચલાવવા મંડ્યો. ઓતરાચિતરાનો બાજરીવાઢ તાપ ધીમે ધીમે વધતો હતો. શરીરે પરસેવાથી પાણી છૂટવા લાગ્યું હતું. ભીમાએ ઝડપ વધારી એટલે બંડીની પીઠ પૂરેપૂરી પલળી જવા આવી હતી. બાપે થાક ખાવા ભીમાને હુક્કો ભરવા કહ્યું. ચલમમાં દેવતા ભરતાં ભરતાં પાછી ચંદા યાદ આવી ગઈ. હવે તો રોટલા ઘડવા બેઠી હશે, ડાઘિયો કૂતરો લાગ જોઈને આંખો મીંચી ઉંબરામાં બેઠો હશે, પણ એ તો મા બિચારી ઘરડી થઈ એટલે ભૂલી જાય, પણ એ બિલાડીને ના ઓઝવા દે તો ડાઘિયાના તે શા ભાર છે?

અને હુક્કામાં નવું પાણી રેડી એ 'હડૂક હડૂક' કરતો ટૂંકી નેʼમાંથી ધૂમાડો કાઢવા લાગ્યો ત્યારે જાણે જોડના જ ખંડમાં એ બેઠો હોય અને ચંદા રોટલા ઘડતી હોય તેમ એના કાને 'ટપાક ટપાક' ઘડાતા રોટલાના અવાજ સંભળાતા હોય તેમ લાગ્યું. એણે હુક્કો પીને બાપને આપ્યો ત્યારે ચૂલા ઉપર સેકાતી ડુંગળી ને કઢીની એને ચોખ્ખી ગંધ આવી.

પણ એ ગંધની મીઠાશ પૂરી માણે તે પહેલાં બાપે કામની ઉતાવળ કરતાં કહ્યું: "બેટા, મારો ભઈ કહું! રોટલા આવતાં પે'લાં એક ઓળ પાડી દો."

દમિયલ મા તાપમાં હાંફી ગઈ હતી. દાતરડાને નીચે મૂકી એણે છેડે બાંધેલી દાબડી કાઢી અફીણની કાંકરી ગળી. એનું પાંખડી શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું હતું. અફીણના નશાનું જેમ આવે ત્યાં-સુધી એ સમડીના થડમાં થાક ખાતી બેઠી. ભીમાએ સહાનુભૂતિ બતાવતાં કહ્યું: "બેઠી બેઠી હાંફે છે તેના કરતાં એને જ આવવા દીધી હોત તો?"

મા એનો ભાવ સમજી કે નહિ એ તો કોણ જાણે, પણ વહુનું દુઃખ જાણતી હોય તેમ બોલી: "હેંડ હવે! એમાં શું થઇ ગયું? વહુને ય વસરામ તો જોઇએ ને!"

આગલા સ્ટેશનેથી ગાડી છૂપડ્યાના ટકોરા થતા હોય તેમ ભીમાના કાનમાં 'ટનન્ ટનન્' કરતા ટકોરા પડ્યા. જાણે ચંદા માથે રોટલાનું ભાથું, ખભે પૂણિયું, હાથમાં બકરીનું ગાળીયું લઇને ખેતર આવવા ઘર બહાર નીકળી. જેસના જેવી નિશાળમાંથી છૂટેલાં ભાઇ-બેન જેલી અને રાહો એની આગળ દોડતાં હોય તેમ એમનાં પગલાં સંભળાતાં હતાં.

હજુ અર્ધી ઓળ બાકી હતી ત્યાં "મા! ભાભીએ ખાવા–" એવા રાહાના ચોખ્ખા ફરિયાદ કરતા શબ્દો ભીમાને સંભળાયા. એણે અર્ધા ઊભા થઇ જતાં પાછળ જોયું–પણ ત્યાં તો કોઇ ન હતું.

બાપે પાછળ જોયું ત્યારે મા સાનમાં એજ કહેતી હતી: "તમે મને જોયા શું કરતા'તા? એ તો બધાયને એવું!"

કોઇ કંઇ બોલ્યું નહિ પણ ભીમો શરમાઇ ગયો. એણે આંખો મીંચી અધૂરી ઓળ કાપવા માંડી.

બરાબર ધૂમ તાપ થયો. સૂરજ એનું રહ્યુંસહ્યું બધું પોત પ્રકાશતો હતો. જાનવર પણ છાંયે બેઠાં બેઠાં આકળવિકળ થઇ ગયાં હતાં. ભથવારીઓ માથે ભાથું મૂકી, કેડમાં છોકરું ઘાલી, ઢોરને હાંકતી પોતપોતાના ખેતરે જઇ રહી હતી. કામે ચઢેલા ખેડૂતોને ઉપરથી સૂર્યની અને અંદરથી ભૂખની ગરમી ત્રાહિ પોકરાવતી હતી. આંગળીઓ વતી કપાળેથી પરસેવાના રેલા ઉતારતા લોકો ભાથું આવતાં પહેલાં પોતાનું ધાર્યું કામ કરવાની ધૂનમાં એટલી ગરમીને ય ન ગણકારતાં, આગળ પાછળ જોયા વિના 'સરરરર્ સરરરર્' બાજરીની ઓળને નીચે સુવાડી રહ્યા હતા.

બાપ-દીકરાએ ઓળ પૂરી કરી એટલે વિજયી યોદ્ધાની માફક ટટાર ઊભા થઈ ભીમાએ દૂર દૂર રસ્તા ઉપર ચંદાને શોધતી નજર નાખી. બાપે કેડે હાથ દઇ ઊભા થતાં કહ્યું: "એ તો ઘરનું આંધળું કામ! વહેલુંમોડું ય થાય, તું તારે ત્યાં હોરો હુક્કો ભરને."

હાથના પહોંચા વડે કપાળનો પરસેવો લૂછી એણે ખોળમાં મૂકેલો હુક્કો લીધો. ધૂણીમાં થોડાં લાકડાં મૂકી દેવતા સળગાવ્યો. લાકડાં સળગી રહ્યાં દેવતા ઉપર રાખ પણ વળી, છતાં ભીમો વિચારમાંથી જાગ્યો નહિ. એટલે માએ એને જગાડ્યો: "શો વચાર કર છ ક્યારનો? દેવતા તો ઓલાઈ હેંડ્યો."

સફાળો ઊંઘમાંથી જાગ્યો હોય તેમ ગાભરો ગાભરો ભીમો હાથે પકડીને દેવતા ચલમમાં ભરવા લાગ્યો. સૂર્ય, ભૂખ અને અગ્નિની ગરમી પણ ચઢતી ગઈ. ઘેરથી નીકળતી વખતે મોડા આવવા માટે ચંદાએ બતાવેલો ઠંડો એને ખટકવા લાગ્યો. "તારી માની રાંડ મારું, બસ, તારું કહ્યું જ કરવાની? હું વળી બોલતો નથી તેમાં કે!"

ભીમાને હુક્કો પી રહેલો જોઈ માએ કહ્યું: "લે, હેંડ હવે. એમ બેસી રહ્યો છે ત્યારે મારી ઓળ પૂરી કરવા લાગ."

"અહીં તો હવે ભૂખ લાગી છે." ભીમાએ કહ્યું.

"તે એમ બેસી રે'વાથી ભૂખ મટી જશે? હજુ રોટલા તો આવે!" માએ ઘર ભણીના રસ્તા તરફ જોઈ કહ્યું.

બાપે ધૂમાડાનો દમ ઘૂંટતાં કહ્યું: "આ તાપ તો જો, રે'વા દે તુંય, ખાવા પછી બધું થશે."

માનેય થાક્યાના ગાઉ હતા. એણે ઊભા થઈ જોયું. તો ચકલુંય ફરકતું ન હતું. દૂરના ખેતરમાં લોકો રોટલા ખાઈ વિશ્રાંતિ લેતા આડા પડ્યા હતા. સૌથી મોડું ભાથું લઈને જનારી ગંગા રબારણ પોતાની ગાયને હાંકી, હમણાં ગઈ. છેલ્લે છેલ્લે લલ્લુ ભાણોય વહુ માંદી હતી એટલે ઘેર જઈ, ભાથું લઈને આવતો હતો.

માએ એને દૂરથી પૂછ્યું: "લલ્લુ! પાછળ વહુ આવે છે?"

સામા પવનને લીધે માનું બોલવું એનાથી પૂરું સંભળાયું નહિ. એણે સામું પૂછ્યું: "શું કહ્યું, મામી? કશું સંભળાયું નહિ."

બાપે ખિજાઈને કહ્યું: "બેસને છાનીમાની, હમણાં આવશે."

પણ ધણીના બોલવા તરફ લક્ષ આપ્યા વગર એણે ફરીથી પૂછ્યું: "વહુ–ચંદા પાછળ આવે છે?"

હાથ ઊંચો કરી, ના–નું સિગ્નલ પાડી, લલ્લુ રસ્તે ગયો.

મા નીચે બેસતાં, દીકરા તરફ મોં કટાણું કરી, જાણે કહેતી હોય કે તારામાં એવા તે શા રામ છે તે વહુને તારીય ધાક નથી; અને ઉપરથી બબડી એ જદું: "દઇ જાણે, અત્યારસુધી ઘેર શામાં માથાં મારતી હશે!"

બાપે ચંદાનું ઉપરાણું લેતાં કહ્યું: "તારાં છોકરાં પાછાં ડાહ્યાં ખરાંને? નિશાળેથી આવી એનો જીવ ખાતાં હશે."

મા: "એ તો મેં એને ના જ કહ્યું છે, કે એમને ખાવા આલતી જ નહિ, અહીં જ બધાંના રોટલા લાવજે."

"પણ એ છછૂંદરાં માને એવાં ખરાંને!"

મા–બાપ જ્યારે આમ વાત કરી રહ્યાં હતાં ત્યારે ભીમાનું ચિત્ત ચંદા ઉપર–જાણે શું કરી નાખું–તેમ રાતુંપીળું થઈ ગયું હતું. બહુ મોંએ ચઢાવીએ એટલે રાંડની જાત ચઢી વાગે; હું એકલો હોઉં ત્યારે ધૂળ નાખી હસતી હોય તોય, પણ ગધેડીને એટલુંય ભાન છે કે મા ને બાપ શું ધારે? "છોકરો જ મારો રડ્યો પાણી વનાનો. નહિ તો વહુના શા ભાર છે?" અને ધણીપણાની છેલ્લી ગાંઠ વાળતો હોય તેમ મન સાથે તેણે નક્કી કર્યું:–રાંડને તો કસણે જ પાર!

અને જેટલી ઘડી જાય છે તેટલી પોતાની નાદારી વધતી જાય છે, એમ માનતા ભીમાએ ઊંચા થઇને જોયું, જાણે હજુ ય આવે છે? પણ એના ધખતા દિલને ડામ દેતાં મા બોલી: "શું જુએ છે! કાગડોય દેખાતો નથી."

"ભૂખે મરી જતી હોય તો જા સામી" ખિજાઇ જતાં બાપે કહ્યું. પણ બિલકુલ ગરમ થયા વગર મા બોલી: "મરી જવાની વાત નથી. કામની ચીવટ જોવાની છે. તમે બોલો છો પણ વહુ માણસે તો કેટલી ચાનક રાખવી જોઇએ. સે'જ મોડું થઈ જાય તો પેટમાં તેલ રેડાવું જોઇએ."

"છોકરાં છે–એવુંય હોય!" બાપ ધીમેથી બોલ્યો.

"શું છોકરાં છે—છોકરાં ! કાલ ઉઠીને છોકરાની મા થશે. મારૂં રડ્યું, નરાતર તે આવું હોતું હશે ? !"

અત્યારે જો ચંદા હાજર હોત તો ભીમાએ એના ધડથી બે ભાગ જ કરી નાખ્યા હોત.

ઘડીભર કોઈ ન બોલ્યું. તાપને લીધે હાંફતાં ફુંફાડા મારતાં ઢોર સિવાય સઘળું શાન્ત હતું.

છેવટે બાપનેય લાગ્યું—આ વહુ તો જબરી કે'વાય ! અને એણે નીચું જોઈ રહેલા ભીમા તરફ નજર કરી ત્યારે ધરતી માગ આપે તો સમાઈ જઉં, એવું ભીમાને થઈ આવ્યું.

છેલ્લે માએ થાક્યાને કહ્યું: "ભીમા ! અલ્યા, સામો જાને. એને તે ધરતી ગળી ગઈ કે શું ?"

પણ આનું શું પરિણામ આવે તે સારી પેઠે સમજતો બાપ બોલ્યો: "એટલી બધી તે શી ઉતાવળ છે? થોડી વાટ તો જો." અને કદાચ પુત્ર ચાલે એ ધારતીએ ઇચ્છા ન હોવા છતાં એણે કહ્યું: "જરા ત્યાં હોરો ચલમમાં તમાકુ મેલ જોઈએ."

ધણીના સ્વભાવને સારી પેઠે ઓળખતી મા થોડી વાર મૂંગી રહી. પણ ચંદા ઉપર ભગવાન રૂઠ્યો હોય તેમ હજુય ન આવી.

માના આ વખતના બોલે ભીમો ડાંગ લઈ ઊભો થયો. બાપ પણ કંઈ ન બોલી શક્યો. રોટો બાથું ખાઈ, થાક ઉતારી કામે વળગવાની તૈયારી કરતા હતા. હવે ક્યાંસુધી રાહ જોવાય ?

ભીમાની પીઠ થઈ એટલે બાપે કાતરિયાં ખાતાં મૌનમાં કહ્યું: "જુવાન છોકરાંને કૈં ભાન છે? કથોલું મારી બેસે તો?"

આજ ડાહી શિખામણ આપતા ધણીએ 'જોવનાઈ'ના તોરમાં ડાબો હાથ લાકડી મારી ઉતારી નાખ્યો હતો, તેની યાદ આપતાં એ હાથ ધરી મા બોલી; "મોટું ડા'પણ કરો છો તે ! એ તો થોડું એય જોઈએ. ને તેય જોઈએ !"

જાણે જાનવરના શિકારે જતો હોય તેમ બે હાથે કસીકસીને પકડેલી ડાંગ ખભે મૂકી ભીમો ખેતર ઓળંગતો ઝપાટાબંધ જઈ રહ્યો

હતો, ત્યાં છીંડામાં જ ચંદા ભવાનીનું રુદ્ર રૂપ ધરી આવતી નજરે પડી! નાગણની જેમ એનાં નસકોરાંમાંથી ગરમ પવનના ફૂંફાડા વાગતા હતા. બકરી બેં બેં કરતી ફરિયાદ કરવા આગળ દોડતી હતી. જે દૃષ્ટિ એક થતાં અમી ઝરતાં ત્યાં અત્યારે અગ્નિ ઝર્યો.

ભીમાએ ડાંગ ઉંચકી. સામેથી માબાપ જોતાં હતાં. એના ધણીપણાની પરીક્ષાનો આ પ્રસંગ હતો! ચંદા એનું મન પારખી ગઇ હોય તેમ માથા ઉપરનું ભાથું એણે હાથમાં પકડયું અને દૃઢ પગલે એ આગળ વધે તે પહેલાં, 'સડાક-સડાક' કરતા ઉપરાઉપરી બે ડાંગના ઝપાટા એના બરડા ઉપર ફરી વળ્યા.

ક્ષણ પહેલાં પુત્રને ટોણો દેતી મા પણ ત્યાં રહી રહી થથરી ગઇ. એના મોંમાંથી ભયની ચીસ નીકળી: "દોડો, દોડો, નખ્ખોદિયે ઠેર મારી નાખી!"

બાપે ત્યાં રહ્યાં રહ્યાં ઊભા થતાં બૂમ પાડી: "રે'વા દે, તું મારકણનો બેટો છે તે જોયો!"

ભીમાનો ઊંચો થયેલો હાથ અદ્ધર થંભી ગયો. જાણે પોતાને વાગ્યું જ ન હોય તેમ એક ડૂસકું તો શું પણ રુંવુંય ચોર્યા વગર, ત્યાં ને ત્યાં સ્થિર, અડગ, રણચંડી જેવી ચંદા ઊભી જ રહી. અને ઉપરથી ભીમાને ઉશ્કેર્યો તે જુદો: "માર, માર ઊભો કેમ રહી ગયો? તારા જેવાથી બીજું થવાનું ય શું છે?"

"મારા જેવો?" ભીમાનાં રુંવાં ઊભાં થઇ ગયાં. આજ પોતાનું શું થવા બેઠું છે? માબાપ પણ મૌનમાં એ જ કહેતાં'તાં ને? અને એ જ બાકી હતું તે ચંદાએ મોઢે કહ્યું. શું હું કંઇ વિસાતમાં જ નહિ?

"એટલે?" ભીમાએ કારણ જાણવા પૂછયું.

"એટલે એ જ—તારું ધણીપણું બાયડીને મારવામાં જ—"

ભીમાની ડાંગ ધીમે ધીમે નીચે આવી ગઇ. હજુ બીજી રકઝક થાય તે પહેલાં બાપે બીજી બૂમ પાડી: "હવે ત્યાંનો ત્યાં ઊભો રહીશ કે—"

ભીમો ચાલે તે પહેલાં ચંદા રસ્તો ફંટાઇ આગળ થઈ ગઇ. પોતાની જાત ઉપર તિરસ્કાર વર્ષાવતો ભીમો પાછળ ધીમો ધીમો ચાલવા લાગ્યો.



## (૨)

# મોડું કેમ થયું ?



સવાર થતાં પક્ષીઓ માળામાંથી ખોરાકની શોધમાં ઊડી જાય છે તેમ શ્રાદ્ધપક્ષના કામના દિવસોમાં પાટણવાડિયા કોમનું આખુંય ગામ ખેતરમાં કામે વળગી ગયું હતું. ઘેર તો રડ્યું-ખડ્યું, ઘરડું-ગોબરું કે માણસની પૂરતી હોય તો જુવાન વહુ-વારુ ઘરના વાસી કામથી પરવારી ભાથું લઈ જવા પૂરતી રહેતી. આવા વખતે થોડીઘણી વસતી હોય તો નેમચંદ શેઠની દુકાને, અને ઉપરાંત વસતીનું મોટું ધામ જુઓ તો બહોર ભગતની માથું અડે તેટલી ઊંચી પડાળીમાં ચોમાસામાં મહાદેવની ગળતીની માફક ચૂયા કરતા છાપરા નીચે બેસતી નિશાળમાં. ગાયકવાડી રાજ્યમાં જે ફરજિયાત કેળવણીની યશકલગી ગણાય છે તે નિશાળને વેઠ માની દંડની બીકે પરાણે ત્રીસ ટકા બાળકો માબાપ મોકલતાં. ગામ પણ રાજ્યની સરહદે, રેલવેથી સાત માઈલ દૂર. સાબરમતી જેલમાંથી છટકવું સહેલ પણ અહીંની કાળી-ચીકણી જમીનમાંથી ચોમાસામાં બહાર નીકળવું કઠણ, એવા સુરક્ષિત કિલ્લા જેવા સ્થળે આવેલું હોવાથી અધિકારી સાહેબ પણ ઉપરવાડેના ગામમાં મુકામ કરી વરસમાં એકાદ વાર 'પરીક્ષા લેવા' નહિ પણ 'પરીક્ષા લીધી' કહેવડાવવા પૂરતા પધારતા. શાળાના સર્વ સત્તાધીશ એક માત્ર માસ્તર સાહેબ અહીં રહેવા પૂરતો જ પગાર મળે છે માની શિક્ષણ આપવાની પોતાની ફરજ માનતા નહિ. છોકરાંને મન પણ એ રમનનું મેદાન જ હતું. માસ્તર બાળકોને પૂરી સ્વતંત્રતામાં શિક્ષણ આપવાનો સિદ્ધાંત માનતા હોય તેમ, બહારગામના હોવા છતાં વરતણિયા-ભંગીની સરકાર તરફથી પગાર પેટે મળેલી જમીન વીઘાનાં ૧૫-૨૦ માં બેપાંચ વીઘાં ખેડીખાતા એટલે ઘણોખરો વખત એ કામમાં જ રોકાઈ રહેતા. બાકી હતું તે નાના પ્રમાણમાં દુકાન પણ ચલાવતા. મોસમમાં ચોરીનો કપાસ સંઘરતા અને ખજૂર-કોપરાં આપી બાળકોને છેતરતા. અને છતાંય વખત વધ્યો હોય તો ગામની પટલાઈ કરવામાં તેનો સદ્વ્યય કરતા. પોતાની નોકરીમાં લોકપ્રિય

થવાનું એક માત્ર સૂત્ર એમણે એ સ્વીકાર્યું હતું કે કોઇ બાળક નિશાળમાં આવે કે ન આવે પણ તેનો દંડ કરવો જ નહિ. એટલે ગામમાં જ્યારે બપોરે ભથવારીઓ ય સીમમાં ગઈ હોય અને ચકલાં ય ઊડતાં ન હોય ત્યારે કોઇ મડદા ઉપર ગીધડાં તૂટી પડયાં હોય તેમ શાળામાં બાળકો હીકરાણ કરી ગામનું ચેતન જાળવી રાખતાં.

આજે શનિવાર હતો એટલે શાળાનો વખત સવારનો હતો. કંકુ ઢોરને છોડી, બબ્બે ગાળિયું નાખી જતાં જતાં ચંદાને કહેતી ગઇ હતી: “જો વહુ, પાછું એ તો કે'વાનું ભૂલી ગઇ. નિશાળમાંથી આવી એ હડકાયા રોટલા માગે તોય આપતી નહિ. અહીં ખાઇને આવશે તોય ખેતરમાં તો ભૂખ્યાં ને ભૂખ્યાં! માટે એમના રોટલાય સાથે લાવજે એટલે ત્યાં સાથે જ ખાશે.”

દેવનાં દીધેલ બાળકો માટે ય ખાવાની મનાઇ? અને તેય માને મોઢે? જો કે એ કહેતાં કંકુની જીભને કાંટા વાગતા હતા, પણ આખા જગતને હોઇયાં કરતી લડાઇ આગળ બીજો ઉપાય ન હતો. ચાંદીના એકસોપચાસ બોલ્યા, સોનું સત્તાણુંએ પહોંચ્યું, પરચૂરણ શોધ્યું ય જડતું ન હતું, એ બધી મોટા વર્ગની મુશ્કેલીઓ જ હોત તો જાણે વેઠાત; પણ માંડ પોતાના દાંડા કાઢતી ગરીબ પ્રજાનો એકમાત્ર મુખ્ય અને છેલ્લી જરૂરિયાત–જુવાર પણ બજારમાં હડતાળે ગઇ, ત્યારે કેટલાં કુટુંબો પોતાનાં બાળકોને છાશ મળી હોય તો એકલી છાસ પાઇ સાંજે સુવાડતાં, એ કોણ જાણતું હતું?

આમ તો દેવાની સાખ એની નાત પ્રમાણે સારી હતી. બસો-પાંચસો સુધી નેમચંદે એને ખાતે આપ્યા હતા. દેવે જુવાનીમાંથી શેઠને ત્યાં ખાતું-પતરું રાખ્યું હતું, તે આજ પોતાની બે મોટી દીકરીઓ પરણાવી, મા-બાપનાં કારજ કર્યાં ને છેક છેલ્લે ભીમાને પણ પરણાવ્યો, તે બધા અવસર શેઠે જ કાઢેલા.

શેઠને એની સાખ ઉપર વિશ્વાસ હતો છતાં મનમાં પાકું એય ખરું કે ગમેતેમ કરો તોય જાત ઉપર ગયા વગર કોઇ ન રહે; એટલે આટલાં જૂનાં હૃદયોને લડાઇની અસ્થિર પરિસ્થિતિએ પલટાવી નાખ્યાં.

સરકાર તો હવે જવા બેઠી છે, અને જતાં જતાં બીજાને ય મારતી જવાની છે—એ ભય સામાન્ય માણસને મન પણ વસી ગયો હતો. તેલના ખાલી ડબ્બા જે ત્રણ આને કોઇ નહોતું સૂંઘતું, તેના આજ બબ્બે રૂપિયા આપી, કાણા કે તૂટેલા જોયા વગર ખપી જતા હતા! કાચની શીશીઓ ને ગાડાના ઘસાઈ ગયેલા ખીલા, ડોલનાં અહીં-તહીં રખડતાં ભૂખાં, ભાંગેલી રકાબી ને જૂનાં ટાયર—બસ જે હોય તે કુંભકર્ણ ઊંઘમાંથી જાગીને ભૂખનો માર્યો 'બસ, લાવો લાવો' ની બૂમો નાખતો હોય તેમ વેપારીઓ સર્વ વસ્તુ ખરીદતા, અને લોકો કહેતા એ બધું સરકારને માટે ખરીદાય છે! પરિણામે હરકોઇ વસ્તુના પૈસા ઉપજતા પણ તે કાગળ ઉપર છાપેલી નોટોમાં જ. ગામઠી અર્થશાસ્ત્રીઓ કહેતા કે "એ કાગળિયાંના આખરે ટોપલા થવાના છે!"

સરકાર નાણાં માટે કાગળિયાં છાપ્યે જતી. ધનિકો મોંઘી તો મોંઘી પણ ગમે તે વસ્તુઓ, અનાજ, કાપડ એવું બધું સંઘરતા હતા. હાથમાં નોટોનું નાણું રાખવું કે કોઇને ધીરવું, એ છેવટે રાંડવાનો ધંધો છે એમ માની વેપારીઓએ ઉધાર ધંધો બંધ કર્યો, શાહુકારોએ ધીરધાર બંધ કરી, અને ગરીબ લોકોને પગ ઘસવાનો વારો આવ્યો.

આખી જિંદગીથી દેવાનો તો એક જ સિદ્ધાંત હતો કે પાકે એટલું શેઠને ત્યાં ભરવું ને ખૂટે તેમ લાવવું. પણ જ્યાં આખું જગત પલટાવા બેઠું હતું ત્યાં શેઠ ન બદલાય? ઘરમાં જુવાર થઇ રહી એટલે શ્રાવણ બેસતાં જ દેવો લેવા ગયો ત્યારે 'તું તારે જેટલી જોઈએ તેટલી લઈ જા" એમ દર વખતે કહેનાર શેઠ બોલ્યા: "દેવા, જાર તો આ વખત જરા ટાંચી છે. જોને આ લડાઈનો માંમલો રોજરોજ પૂર આવે તેમ ભાવ વધતા જાય છે, આવા વખતમાં માલ સંઘરવો એ મોટા માલદારનું કામ. કાલ ઊઠીને પૂર ઊતરી જાય તો એ જ વેઠી શકે, આપણા જેવાનું શું ગજું ?"

શેઠે હજુ ના તો નહોતી કહી, પણ આ આડવાતે ય ના–ની નિશાની હોય તેમ દેવાના દિલને દુઃખ થયું. એ છતાં પોતે કંઇ ન સમજ્યો હોય તેમ બોલ્યો: "શેઠ લડાઇ તો કાલ જતી રે'શે પણ આપણો સબંધ ઓછો જતો રે'વાનો છે?"

વાણિયાશાઈ ખંધું હસતાં શેઠે કહ્યું, "તે તને કોણે ના કહી?"

પોતાના વરા પ્રમાણે ઓછામાં ઓછી સાત–આઠ મણ જુવાર, બાજરી પાકતાં પહેલાં સુધી તો જોઈએ, એમ માનતા દેવાને પાંચ મણથી વધુ આપવાની શેઠે ઘણું કહ્યા છતાં અશક્તિ બતાવી.

એ પાંચ મણની બે ગાંસડીઓ શેઠને ત્યાંથી લઈ જતાં એણે મનમાં ને મનમાં ગાંઠ વાળી કે છોકરાં ભૂખ્યાં સૂએ તો બહેતર પણ ફરીથી આ ઉંબરે ચઢવું નથી અને એ ચૂકાદો દેવાએ ગાંસડીઓ ઘરમાં ઠાલવતાં કંકુને સંભળાવ્યો પણ ખરો: "ખાવ કે બેસી રો', બાજરી પાકે ત્યાંસુધી આટલે ગાડું ગબડાવાનું છે."

એક જ બોલમાં ધણીને ઓળખી જતી કંકુએ બધું સમજી લીધું 'રેશન'ના 'કુપન' વગર દરરોજ કેટલો વ્યય થવો જોઈએ તેની ગણતરી એણે કરી નાંખી. સાંજે પોતે બેઅઢીને બદલે એકદોઢ રોટલો ખાવા માંડયો.

ચંદા રોજ પૂછતી: "કેમ બા! આટલો બધો આહાર ઘટી ગયો? શરીરમાં કંઈ કવણુ પેઠું છે કે શું?"

કંકુ ભળતો જવાબ આપતી: "શરીરને તો શા વાઢ પડવાના હતા, પણ તાપમાં પાણી પી પી નળ ભરાઈ જાય છે એટલે શું ખવાય?"

આવી સ્થિતિમાં, જ્યાં ગામની ઘણીખરી વસ્તી માંડ એક ટંક પૂરતું અનાજ પામતી ત્યાં સ્વમાની સ્વાશ્રયી કુટુંબ બાળકોના ત્રણ કરતાં વધુ વખતના ખોરાક ઉપર કાપ મૂકે એમાં શી નવાઈ!!

છોકરાંના રોટલા ય સાથે લાવવાનું કહી કંકુ થોડે ગઈ ત્યાં સામે કાળિયા ઘાંચજીના આગણામાંથી આજ રાતે ઢોરને બાંધવાનો લોઢાનો ખીલો સરખો, ભંગારમાં આપવાથી જે બેપાંચ આના મળશે તેવી આશાએ ચોરાઈ ગયો હતો. તેનો ખાડો નજરે પડતાં વહુને પાછું કંઈ યાદ દેવાનું સાંભરી આવ્યું. કંકુ પાછી વળી ચંદાને કહેવા આવી "વહુ, જોજે પાછું ઘર સૂનું મૂકતી. છોકરાંનિ જરા વે'લુંમોડું થાય તોય એમનો સંઘાત કરીને ઘરને તાળું મારી બધા ઢાંકાઢૂંબા કરીને આવજે" અને હજુ નિરાંત ન મળી હોય તેમ છેલ્લી ચેતવણી આપી: "ઉતાવળ કરી છોકરાંના ભરોસે ઘર સૂનું મૂકી ચાલી આવતી ના."

"હોવે" ચંદાએ બેડાને વીંછળતાં વીંછળતાં સંમતિસૂચક અવાજ કર્યો ત્યારે ઢોર આગળ નીકળી ગયાં હોવાથી કંકુ ઝપાટાબંધ ચાલી નીકળી.

ચંદા એ ગામમાં વાત કરવાનો રસિક વિષય હતો. એની પાછળ લાંબો અને નવીન ઇતિહાસ હતો. પુરુષોથી જે ન બની શક્યું તે કામ એણે માતેલા સાંઢને નાની વયમાં નાથીને કરી બતાવ્યું હતું. પોતાના વિવાહ થયેલા પતિ સાથે પરણવાની ના પાડી, ભીમા સાથે આપ પસંદગીથી તે પરણી હતી. શહેરમાં, સુધરેલાં કુટુંબોમાં કે ઊંચ જ્ઞાતિમાં આ બનાવ બન્યો હોત તો કંઇ નવાઈ ન ઊપજત; પણ પાટણવાડિયા જેવી અજ્ઞાન, જડ અને અર્ધજંગલી લેખાતી કોમમાં ચંદાનો પ્રસંગ દરેકને ધરતીકંપ જેવો લાગતો. આજેય સાસરામાં ચંદા 'માથાની ફરેલ' મનાતી. બીજી સ્ત્રીઓની બધાં વચ્ચે મશ્કરી કરવી, એકાંત જોઈ છેડતી કરવી અને બને તો લોભાવવી—એમાંનું કોઇ વર્તન ચંદા સાથે કરવાથી 'શું થાય ?' એ કોયડો કોઇથી ઉકેલાતો નહિ. જો કે એવો પ્રસંગ બન્યો ન હતો છતાં દરેકના હૃદયમાં ગર્ભિત એવી બીક પેસી ગઈ હતી કે એનું નામ દેવા જેવું નથી.

પણ બધા ધંધામાં પહોંચેલો પુંજાનો માતેલો સ્વભાવ સખણો ન રહ્યો. "એ તે કઇ મોટી જબરી રાંડ થઇ ગઇ કે એનું નામ ન દેવાય? મારા હાળા બધા છે બાયલા ! જોઉં તો ખરો કે એનામાં કેટલું પાણી છે?" આમ વિચાર કરી પુંજો ચંદાનો તાગ લેવાનો લાગ શોધતો હતો; અને એ મોકો આજ ઓચિંતો એને મળી ગયો.

બપોર ચઢતા હતા. સૂર્યનાં કિરણો આકળાં થઈ માણસને ગભરાવતાં હતાં. ચંદાએ કઢી ચૂલેથી ઉતારી હતી. બે બેડાં પાણી બાકી હતું અને એ ભરી રોટલા ઘડવાના હતા. સાલા–ઘાઘરાનો પાછળ કછોટો મારી ચંદા ધસમસતી નદીનો ઢાળ ચઢતી હતી. એનો ઘઉંવર્ણો ઘાટીલો ચહેરો તાંબાના રંગ જેવો બની ગયો હતો. તસતસતા કાપડાનો એક જીર્ણ થયેલો છેડો ઢાળ ચઢતાં છાતીના ફુલાવાથી બખિયામાંથી ફાટી અંદર સંતાયલા યૌવનને ડોકિયું કરવાનો અવકાશ એની જાણ

બહાર આપી રહ્યો હતો. કાપડાની નીચે ઉદર ઉપર ચકરાવા લેતી નાભિ જોવાનો અને હાથણીની પેઠે પૃથ્વી ધમધમાવતા એના પગ ઉપરના કલ્લાના મધુર રણુકાર સાંભળવાનો લહાવો આજે પુંજાને લાંબા વખતે મળ્યો હતો. એના મગજમાં ય ગૂંચ પડી ગઈ કે ના, ના, બધી સ્ત્રીઓ કરતાં એનો દેહ બ્રહ્માએ જુદી જ માટીમાંથી ઘડ્યો લાગે છે. ઢાળનો વળાંક લઈને ચંદા આંચકા સાથે ખેંચે આવી તેવી જ તેની દૃષ્ટિએ ચોરના માફક જોતા પુંજાને પકડી પાડ્યો. એણે ચડપ દઈને રાતા ગવનનો છેડો ખેંચી લાજ કાઢી.

લાજનો પડદો વચ્ચે રાખી વાતચીત કરવી, ઠઠ્ઠા મશ્કરી કરવી કે કટાણા બોલવાં, એ કંઈ નવો પ્રસંગ નથી. પુંજો બોલતાં અચકાતો હતો, છતાં છેવટ એણે બોલી નાંખ્યું: "ઢાંકવાનું તો ઢાંક્યું નથી, ને હવે નયું મોઢું ઢાંકીને શું કામ છે?"

માણસને જેમ સખ્ત ફટકો વાગતાં કળ ચડે છે તેમ ચંદા સાંભળતાંવેંત જ શૂન્યમનસ્ક થઈ ગઈ. એના પગ, કર્ણનું પૈડું કુરુક્ષેત્રની રણભૂમિમાં ખૂંપી ગયું હતું તેમ, પૃથ્વીમાં ખૂંપી ગયા. પુંજાએ તો ચંદા તરફથી સામી પાંચ શેરની સાંભળવાની આશા રાખી હતી, પણ સામો કંઈ જવાબ ન મળવાથી "લોકો જ નમાલા છે! આ ચંદાની બીક!" એવા વિજયગર્વ સાથે એણે ખભા ઉપરનું પણિયું નીચે નાખી નદીમાં પડતું મૂકી ડૂબકી મારી.

સાંઢને નાથનાર, વિવાહ થયેલા પતિને પરણવાની ચોખ્ખી ના પાડનાર ચંદા આમ વિવશ કેમ થઈ ગઈ? તેનાથી સામો જવાબ પણ ન દઈ શકાયો? કે પછી લાવ ભીમાનું પાણી તો જોઉં, એ વિચારે તે નહિ બોલી હોય?

પુંજાના નદીમાં પડવાના અવાજે સભાન થઈ, મનમાં ને મનમાં કંઈ ગણગણી, એણે જ્યારે પગ ઉપાડ્યો ત્યારે પુંજો પાણી ઉપર આવ્યો હતો. ભેખડ ઉપરથી જતી ચંદાને જોઈ એ મોટેથી હસ્યો: "આ ચંદા! બોલવાના તો હોશ નથી!" પણ મૌનની અગાધતા માણસને ક્યાં ડુબાડશે, એ શું કહેવાય?

શરીર ઉપર પડેલો કચ્ચર માર જેમ તત્કાળ તો નહિ પણ વખત વીત્યે સાલે છે, તેમ ચંદાએ બેડું માથેથી ઉતાર્યું, ત્યાં સુધીમાં અપમાનની વેદના સારાય શરીરમાં ઝણઝણી ઊઠી. અર્ધો–પોણો કલાક એનું મગજ એવું આવેગની ભરતીથી શૂન્ય મારી ગયું કે બાઢી આંખે લાગ શોધતી બિલાડીએ કઢીની હાંલ્લીમાં મોં ઘાલી ઊંધી પાડી એટલે કર્ણની જાંઘમાંથી નીકળેલા લોહીના રેલાની ભીનાશથી પરશુરામ ઊંઘમાંથી જાગી ઊઠયા હતા તેમ કઢીનો રેલો ચંદા નીચે આવ્યો ત્યારે એ સફાળી ઊભી થઈ ગઈ. બિલાડીયે ' ખાધું નહિ પણ ઢોળી તો દીધું ' એવો આત્મસંતોષ માની, મૂછો ઉપર ચોટેલી કઢીને ચાટતીચાટતી, ચંદા રમકાવે તે પહેલાં ધુમાડાના રસ્તા માટે ભીંતમાં પાડેલા બાકોરામાંથી કૂદીને રફુચક્કર થઈ ગઈ !

કઢીથી ભરાયેલા ખાબોચિયાને બે હાથે ઉલેચી ચંદા હાંલ્લીમાં રેડતી હતી ત્યાં રાહો અને જેલી નિશાળેથી દોડતાં આવ્યાં. બે ગાઉ દૂરના ગામે મુકામ નાખી તપાસણીએ નીકળેલા ડેપ્યુટી ઇન્સ્પેક્ટર સાહેબનો હુકમ આવ્યો હતો કે વખત થઈ જવા છતાં શાળા બંધ ન કરવી. અમે તપાસણીએ આવીએ છીએ. સરકારના ઠરેલા નિયમ પ્રમાણે વરસમાં બહારગામ કરવાની કામગીરીના દિવસો સાહેબને હજુ પૂરા થયા નહોતા. વરસ માથે આવ્યું હતું. એટલે જેમનાતેમના ખૂટતા દિવસો પૂરા કરવાનું જ એમનું ધ્યેય હતું. છતાં પહેલાંના સાહેબ તો અહીં આવવા જેટલી તસ્દી લીધા વિના ત્યાં જ દૂર બબ્બે ગાઉથી સંજયદષ્ટિથી શાળાની તપાસણી કરી વિઝિટ લખી નાખતા; પણ આ સાહેબ એટલું બધું અંધેર તો નહિ, પણ વહેલામોડા એમની સગવડે સોમવારે આવ્યા હોય તો આગળપાછળના ગમે તે દાંડાની ડાયરી લખતા એટલું જ; બાકી સ્થળ ઉપર આવ્યા વગર તો ન જ રહેતા.

દરરોજના નીરસ કાર્યક્રમથી કંટાળીને કે આમડેગામડે ફરવા માટે જ પગાર આપવામાં આવે છે એવી માન્યતાથી, સાહેબ આવતા તો શાળાની સ્વચ્છતા, ટાપટીપ કે રમતગમત જોઈ લેતા. કાયદો,

નિયમ કે ફરજને જ્યાં નેવે મૂકી બધા સત્તાવાળાઓ પોતપોતાના સ્વભાવને કે રુચિને જ કાયદો બનાવે છે, ત્યાં સાહેબની રૂખ ન પારખનાર નોકર કામ કરંદો હોવા છતાં નિષ્ફળ જાય છે.

સાહેબની ખબર આવતાં જ એમને પ્રિય હતી એ પ્રવૃત્તિઓમાં માસ્તર પડી ગયા. છોકરાંને પોતાનાં હાથમોં ધોઈ, વાળ છૂટા હોય તો ઓળાવી, ધોયેલાં કપડાં પહેરી, વહેલા આવવાનો એમણે હુકમ છોડ્યો.

અને એ પોતે નિશાળમાં પડેલા વેંતવેંતના ખાડા છુપાવવા મુખીને ઘેર પડેલી સરકારી જાજમ અને બીજો એક આથર નીચે પાથરવાની વેતરણમાં પડ્યા. મોટાં છોકરાં ભીંતે અને છાપરે વળગેલાં બાવાં, ધુમાસ વગેરે પાડતા હતા. ભંગીની ગેરહાજરીને લીધે, ભણવા આવેલી ઢેડની મોટી છોકરી પાસે આંગણું સાફ કરાવી નાખ્યું, હંમેશ ખમ્મીસભેર જ નોકરી કરતા માસ્તરે લાંબો કોટ અને મોટી ટોપી પહેરી લીધાં.

રાહો અને જેલી નદીએ હાથમોં ધોઈ નવાં લૂગડાં પહેરવા ઘેર આવ્યાં. 'સા'બ આવે છે' એવી વધામણી ભાભીનું ચઢેલું મોં જોઈ કોઈએ ન ખાધી.

જેલીએ ધીમેથી પૂછ્યું: "ભાભી! કઢી હળી ગઈ?"

પણ વચ્ચે રાહો બોલ્યો: "પેલા ગોળામાં છે તે મારી ટોપી આલ, ભાભી!"

બાઈબેન નવું તો નહિ પણ એકેક ધોયેલું પણ ફાટેલું કપડું પહેરી વિદાય થયાં.

હૃદયમાં અગ્નિ જલતો હોવા છતાં ચંદાએ રોજની ઝડપે રોટલા ઘડી કાઢ્યા હતા. પરંતુ માથે સૂરજ આવ્યો છતાં હજી નિશાળ છૂટી નહોતી, એટલે એણે છાશમાં મીઠું–હળદર નાખી ફરી કઢી ઉકળવા ચૂલે મૂકી.

એક થવા આવ્યો, કઢી ક્યારની ય થઈ ગઈ હતી, પણ સા'બ આવે ત્યારે નિશાળ છૂટે ને? માસ્તરને તો આખા વરસનો પગાર મફતનો લઈ ફક્ત આવા બેત્રણ દા'ડા જ સાહેબ આવે ત્યારે સાચવી

લેવાના હતા એટલે ભૂખ–તરસ ન લાગે, એ સ્વાભાવિક હતું; પણ છોકરાં તો ભૂખ્યાં થવાથી ક્યારનાં ય ઊંચાં–નીચાં થતાં હતાં; છતાં એમ ખાવા જવા દે ને સાહેબ આવે તો? કંઈ વાંકગુના વગર બાળકો અટકમાં પુરાયાં હોય તેવી તેમની સ્થિતિ હતી. વાટ જોઈને માસ્તર થાકતા ત્યારે બે છોકરાંને થોડે સુધી જોવા મોકલતા.

રાહ જોઈજોઈને છેવટે ચંદા થાકી. એને થયું કે ભાથું લઈને જનાર ગામમાં પોતા વિના કોઈ બાકી ન હતું. બધાં ખેતરમાં રાહ જોતાં હશે એમ માની એ નિશાળ નજીક ગઈ. લાજની ઓથે એણે છોકરાંને ખાવા બૂમ પાડી, પણ 'આ સાહેબ આવ્યા' એવા કાનમાં ભણકારા વાગતા માસ્તરે 'હમણાં આવે છે' કહી ચંદાને વિદાય કરી. ઘર સૂનું તો મૂકવાનું ન હતું. રસ્તો ય ખાસ્સો એક ગાઉ જેટલો લાંબો હતો, એટલે એકલાં છોકરાં આવે ય કોની સાથે? આટલું મોડું ત્યારે થોડું વધારે, એમ માની ચંદાએ થોડી વધુ રાહ જોઈ.

ફરી થાકીને એ નિશાળ આગળ ગઈ ત્યારે તો દૂરથી સાહેબની પ્રતીક્ષા કરતા ખેપિયાએ દોડતા આવી ખબર આપી, કે ડમણિયું આવે છે ને મહીં ટોપો પે'રીને સા'બ બેઠા છે.

દૂધપાક જમી સાહેબ તડકામાં નીકળ્યા હતા એટલે આવતાં આવતાં હાંફી ગયા. ડમણિયામાંથી ઊતરી એ છાંયે આવ્યા ત્યારે એમની ગભરામણનો પાર ન હતો. જાણે કામ કરીને તૂટી ગયા હોય તેમ "બળી આ નોકરી!"નો ધીમો નિઃશ્વાસ નાખી એ ખુરસી ઉપર બેઠા. માસ્તરે ટેબલ ઉપર પાણીનો લોટો ને પ્યાલો મૂક્યો, ને હાથમાં વીંઝણો આપ્યો ત્યારે જીવમાં જીવ આવ્યો હોય તેમ સાહેબે પૂછ્યું: "હજુ છોકરાંને છોડ્યાં નથી કે ફરીથી આવ્યાં?"

"ના, સાહેબ, સવારનાં જ છે!" માસ્તરે પોતાની કાર્યદક્ષતા બતાવી.

પોતાને અવકાશ જોઈતો હતો એટલે એમણે હુકમ આપ્યો: "ચાલો, જવા દો."

બાળકો ગયાં એટલે તૈયાર રાખેલી પથારીમાં સાહેબે આરામ

કરી. બપોરનો તાપ ગાળી સાહેબે વિદાય થતાં પહેલાં વિઝિટ લખી નાખી.

પણ આ નજીવા લાગતા બનાવથી ચંદાનું શું થયું, એનો તો સાહેબને ખ્યાલ જ ક્યાંથી આવે?

ચંદાએ મોડું થયું તે માટે બહુ ઝડપથી પગ ઉપાડ્યા. પાછળ આવતાં રાહો—જેલી દોડતાંદોડતાં કહેતાં હતાં: "ભાભી! હળવાં ચાલોને, બાને અમે કે'શું કે સા'બ આયા તેથી મોડું થયું."

પણ છીંડામાં પગ મૂકતાં જ ભીમાની ડાંગના બે ઝપાટા ચંદાના બરડા ઉપર ફરી ગયા.



## (૩)

## પાનો ચઢાવ્યો!



ભીમાના સપાટાથી પાછળ આવતાં ભાઇબેન એટલાં બધાં સિવાઇ ગયાં કે બંને માની સોડમાં સંતાઇ ગયાં ત્યાં સુધી એક અક્ષર પણ બોલ્યાં નહિ.

ચંદા હાથમાંનું ભાથું નીચે મૂકી, જાણે કંઇ બન્યું જ ન હોય તેમ થોડે દૂર સોડિયું ખેંચી બેઠી. એક વખત "ધણીપણા" ના કેફમાં આવી બેઠેલા ભીમાના મગજમાં ચઢવા આવેલી ખીચડી ખદખદે તેમ વિચારો ખદખદતા હતા. ચંદા કદી કારણ વગર મોડી થાય એવી ન હતી, ને પાછી સ્વમાનનો કટકો એટલે કંઇ નવાજૂની થયેલી ખરી. આમ ભીમાએ આગળપાછળ વિચાર કરી જોયો પણ કંઇ તાગ કાઢી શક્યો નહિ.

વળી વિચારનું સામું મોજું આવ્યું. ધાર કે કંઈ કારણ હશે, પણ એનો મિજાજેય ઓછો છે? પેલો રણછોડ કે'તો'તો એ ખોટું તો નહિ. રાંડ તો પુંઠે જ પાંસરી! બહુ મોઢે ચઢાવી તેનું જ આ ફળ! બેઅર એની મગદૂર છે કે સામું બોલે?

વિચારમાંથી જાગી ભીમાએ ચંદા તરફ ત્રાંસી નજરે જોયું ત્યારે લાજની ઓથે મોં છુપાવી એ દિયર-સાસુને વાત કરતાં સાંભળી રહી હતી.

"બા ! ભાભી તો અમને બે વાર બોલાવવા નિશાળે આવી'તી, પણ સા'બ આવવાના હતા એટલે માસ્તરે કોઇને ઘેર જવા દીધા નહીં." રાહાએ વાત કરી.

આ સાલ જ શાળામાં દાખલ થયેલી જેલીએ સાહેબને જોયા ત્યારે પોતાના કરતાં બે વર્ષના વધુ અનુભવવાળા ભાઇને મનમાં આવેલી શંકા પૂછવાનું મન થયું હતું. પણ ત્યાં તો બધા ચૂપચાપ થઇ ગયાં એટલે અવકાશ ન મળ્યો, અને ઘેર આવ્યા પછી ભાભીની 'ક્વિક માર્ચ' માં એ પૂછવાનું જ ભૂલી ગઈ. એણે હવે અહીં નિરાંતે પૂછ્યું : "અલ્યા ભઈ! સા'બ માથે ટોપલી ઊંધી કેમ પાડતા હશે ?"

જેલીના એ પ્રશ્ને બધાં હસી પડ્યાં. ચંદાને ય અવળે મોંએ હસતી જોઈ ભીમાને થોડો સંતોષ થયો.

ભીમો ચંદાને હસતી જોઇ, પોતાનું પાણી બતાવી રીઝવવા તાણીને બોલ્યો : "એ માસ્તર કોક દા'ડાનો મારા હાથનો માર ખાવાનો થયો છે."

દેવો જાતે પાટણવાડિયો, જુવાનીમાં એ લોહી બતાવેલું પણ ખરું, છતાં એનામાં જાત ઉપર જવાનો છેવટ ગુણ હતો. એ ચાલતાં લગી કોઇનું નામ ન દેતો, ગુનામાં આવવા જેવું કામ ન કરતો, અને લોહી ઊકળી આવ્યું હોય છતાં સરકારી માણસના એકબે તુંકારા-ગાળ ગળી જઇને ય બેસી રહેતો. માસ્તર નવદસ વર્ષથી ઉજ્જડ ગામમાં એરંડા પ્રધાન પેઠે, અભણ મુખીની પટલાઇનો અને તલાટી-ફોજદારની ગેરહાજરીમાં એમનો ય રુઆબ ભજવી લેતો. વેઠના વારા સારુ એ દેવાને નકામા તુંકારા કરી ગયો હતો. ગઈ પરીક્ષા વખતે રાદો બહારગામ ગયો હતો એટલે પાસ થાય એવા છોકરાનું પરિણામ નઠારું આવું પડશે એ ચીઢમાં જરૂર વગરનું થૂંક એ ઉડાડી ગયો હતો. છતાં શિશુપાળની નવ્વાણું ગાળ સુધી સહેવાની કૃષ્ણે ગાંઠ વાળી હતી, તેમ

સરકારી માણસની ગાળ ન છૂટકે ય ચાલતાં લગી સાંખી લેવી, એ સિદ્ધાંતવાળો દેવો અત્યારે ય ભીમાના શબ્દ સાંભળી બોલ્યો.

"બેસ બેસ હવે છાનોમાનો; કોક દા'ડા એવું હોય ત્યારે છોકરાને મોડા ય છોડે એમાં શું ખાટુંમોળું થઈ ગયું!"

એના હાથ નીચે જ ભણી કાયદો શીખેલો ભીમો બોલ્યો: "ભણાવવું-કરાવવું કશું નહિ ને આખું વરસ ફરતું ફરવું એટલે જ સ્તો! નંઈ તો કામ ટેમસર કરતો હોય તો મોટો બાલેસ્ટર છોને ચડી આવતો, ટેમ થઈ જ્યો એટલે કુણ નામ દેવાવાળો છે?"

"તું મોટો ટેમવાળો ના જોયો હોય તો." દેવે રોટલાનું બટકું ભરી કઢીનો ઘૂંટડો ભરતાં કહ્યું. "એ તો માથામાં પાઘડી ને પાઘડીમાં માથું."

કંકુને ય એ વાત જોકે માન્ય હતી તો પણ માસ્તરના વર્તનથી કંટાળી હોય તેમ એ વચ્ચે બોલી. "મૂઓ નકબોદિયો બદલાતો ય નથી. રડ્યું વે'લુંમોડું તો સમજ્યાં, પણ આ તો છોકરાં પાસે આખો દા'ડો ઘરનું કામ કરાવે છે; છોડીઓ પાણી ભરે. ઠામરાં ઊટકે અને લીંપે. છોકરા કપાસ વીણે અને અડાયાં એકઠાં કરે. નદી ઉપરનાં છીંબીનાં લાકડાં તો બધાં એણે છોકરાં પાસે જ કપાવ્યાં. રડ્યો સરકાર તે કંઈ નરાતાર આવું કરાવવાનું કે'તા હશે?"

ભીમાને કંઈ માસ્તરને મારવાની ચળ નહોતી ઊપડી. એને તો પોતાના શરાતનથી રિસાયેલી પત્નીને રીઝવવી હતી. એ ક્યારનો એના સામું જ જોઈ રહ્યો હતો, પણ ચંદાએ મોંનું મટકું ય માર્યું ન હતું. સમાધિમાં બેઠેલા મુનિને ચળાવવા અપ્સરા છેલ્લો પ્રયત્ન કરે તેમ ભીમે બાડી આંખે એના ભણી જોતાં કહ્યું: "વે'લોમોડો એ મારા હાથનો માર ખાધા વગર રે'વાનો નથી. આજેય કંઈ વત્તુંઓછું વેતરાઈ ગયું હોત તો એને માર્યા વગર ના મેલત."

સમાધિમાંથી જાગેલા મુનિ લોભાવાને બદલે શાપ આપે તેમ ચંદાએ સાસુ-સસરાની હાજરીનો વિચાર કર્યા વગર ડામ દીધો: "બહુ પાણી છે, તે મંઈનું મંઈ રે'વા દો ને—"

છાતી ઉપર ડામ ચંપાતાં ચરૂરૂરૂ કરતી ચામડી બળે તેમ બીમાના હૃદયમાં ચિરાડો પડ્યો. એ વચ્ચે જ ચીસ પાડી ઊઠયો: " શું તેં મને નમાલો ધાર્યો ? "

દેવાએ ને કંકુએ એકબીજા સામે આંખ પરોવી ત્યારે એમની ગઈ જુવાની આજે અનુભવતાં હોય એવી ખાતરી થઇ.

નાટકની રંગભૂમિ ઉપર આવતાં પાત્ર જેમ સઘળું વીસરી પોતામય બની જાય છે, તેમ ચંદાએ અત્યાર સુધી દાબી રાખ્યું હતું, તે ઉમેર્યું: " નમાલો મારાથી કે'વાય? લોક કે' એ ખરું."

" કે'નારો એક તો બતાવ. ઊભો ને ઊભો ચૂસી ખાધા વગર મેલું તો મારો બાપ ભં—"

" એં ! એં " માના મોંમાંથી વચ્ચે અવાજ નીકળી ગયો, " અલ્યા, બોલતાં તો વચાર કર. મોમાં આવે છ એમ શું બોલ છ ? "

હથિયારને સરાણ ઉપર ચઢાવતાં જેમજેમ અગ્નિ ઝરતો જાય, તેમતેમ સરાણ ફેરવનારને જોર આવે છે, એવી રીતે ચંદાએ વાણીની સરાણ ઝડપથી ફેરવી ધણીને પાનો ચઢાવ્યે રાખ્યો : " છોને બોલે, બોલવા દેને, મા ! બોલીને પાળવું હોય એને ને ? "

આ છેલ્લું વાક્ય દેવાથી ન સહેવાયું. એણે મૂછો ઉપર ચોટેલી કઢીને લૂછતાં કહ્યું : " વહુ, આમાં તો મારુંય અપમાન થાય છે, હોં કે ? વારેચાનો વેલો બોલ્યું પાળતો નથી એવું તો, વહુ, આજ તું જ પે'લવે'લું કહેનાર મલી. વહુ, વહુ, તને હજુ પૂરી ખબર નહિ હોય, પણ આ ગરીબ ગાય જેવા લાગતા દેવાએય દસ્મનનું લીલા નાળિયેર જેવું માથું ઉતાર્યું છે ! "

આધુનિક સુધરેલું અને સંસ્કારી જીવન ગાળતાં કુટુંબો ચાપાણીના વખતે ટેબલ આગળ જેમ આજના યુદ્ધના, સ્વરાજ્યની ચળવળના કે ધરીસત્તાઓના સમાચાર ઉપર વાદવિવાદ કરે છે, તેમ આ કુટુંબ પારકી નહિ પણ પોતાની પંચાત કરતું, સીમને શેઢે ધૂમ ખપતા તાપમાં, હૃદયની વરાળ કાઢતું હતું.

ચંદાએ સસરાના વાક્યનો પ્રતિકાર કરતાં કહ્યું : ' ગઈગુજરી

વાત સાચી હશે, બા ! પણ આજકાલની વહુ એ બધું ક્યાંથી જાણે ? હું તો આજ દેખું છું એની વાત કરું છું."

"વહુ ! વહુ ! આ તું શું બોલે છે ?" પોતાની અર્ધી ધોળી મૂછોને વળ દેતાં દેવો અધો ઊભો થઈ ગયો.

સૂતેલો સિંહ છંછેડાય તેમ દેવાને ઉશ્કેરાતો જોઈ કંકુ બોલી: "વહુ ! નાને મોઢે ચબચબ બોલતાં લાજતીય નથી ?"

"લાજું તો બહુએય છું, પણ—"

"જૂનું પિયેરનું પાણી બતાવતી હશે, નહિ ?" બાપ સામું બોલનાર ચંદાને આભના તારા બતાવવા પડશે એમ માની ભીમાએ એને અધવચ બોલતાં ઘા કર્યો.

ઘાયલ હરણીને ત્રણ બાજુથી શિકારી પ્રાણીઓ ફરી વળે તેમ ચંદા ઉપર ત્રણ બાજુથી મારો શરૂ થયો, અને છતાં દરેકને પહોંચી વળે તેવો એ જવાબ આપતી હતી.

ભીમાના ઉત્તરનો પ્રત્યુત્તર આપતાં એણે કહ્યું: પિયરનું પાણી બતાવવાનું હોત તો તો ત્યાં જ કંઈ જુદી થઈ ગઈ હોત ! અરે બપોરે ડાબીની દીકરીની મશ્કરી કરનાર સાંજોસમો ઘેર ન જાત."

"કોઈએ કંઈ અડપલું–" દેવો વહુને પૂછતાં શરમાયો.

ચંદાએ એની મૂંઝવણ ટાળતાં કહ્યું: "અડપલું ? ચંદાને હાથ અડાડી હેમખેમ જાય એવો તો કોઈ માએ જણ્યો નથી. પણ આ તો તમારી લાજ આડે આવી—એ મશ્કરી કરી ગયો ને હું વહુવારુ થઈ કંઈ આડુંઅવળું વેતરી નાખું ત્યારે તમે જ પાછા ઠપકો દો—'એમ કંઈ મરેલા પડ્યા'તા તે વહુ તારે હાથ બતાવવો પડ્યો ?'" અને ભીમા તરફ આછી લાજમાંથી કટાક્ષ કરતાં એણે કહ્યું: "ધણી બેઠો હોય ત્યાં સુધી અસ્ત્રીએ હાથ બતાવવાની જરૂરેય શી ?"

દેવાએ પૂછ્યું: "કોણ હતું તે, વહુ ?"

"જે હશે તે—એનું મોત ભમતું હશે, બીજું શું ?" ભીમો બોલ્યો.

ચંદાએ એમાં સુધારો કર્યો: "મોત ભમતું હોય કે પછી એના મનમાં ઓછો હોય."

"એ તો ઘો મરવાની થાય ત્યારે વાઘરીવાડે જાય—એનું આવી બન્યું હશે ત્યારે જ વારૈયાની વહુનું નામ દેવાનું સૂઝયું હશે." ભીમાએ પત્ની આગળ મર્દાઇ બતાવવા આવેશમાં વધારે પડતું બોલી નાંખ્યું.

"હવે બધી આડી લપ મૂક્યા વના જે હોય તેનું નામ દે ને!" કંકુ કંટાળી હોય તેમ બોલી.

"પુંજો—"

"પેલો બોમરોલિયો ?" ભીમાએ વચ્ચે પૂછ્યું.

ચંદાએ વગર બોલ્યેચાલ્યે હકાર ભણી મૌન સેવ્યું. એ મૂંગળાતા વાતાવરણમાં પુંજાની આકૃતિ સ્પષ્ટ ચિતરાઈ ગઇ.

પુંજો મૂળ બોમરોલનો પણ નાનપણથી માબાપ વગરનો એટલે મામાને ત્યાં આવીને રહ્યો હતો. અહીં જ ઊછરી મોટો થયો, અવળા-સવળા ધંધા કરતાં શીખ્યો, સજા ખાધી, છૂટયો—એ બધી લીલા તેણે આ ભૂમિમાં જ કરી હતી. ગામમાં એકેય એવું કુકર્મ નહિ હોય કે એમાં એનો હાથ ન હોય. બાઇમાણસની મશ્કરીથી લાજ લૂંટવા સુધી, જાસાથી ઘર ફોચવા સુધી, મારામારીથી ખૂન સુધી—ટૂંકમાં ગામના અને આસપાસના આવા વાતાવરણમાં એ સચરાચરની જેમ વ્યાપી રહ્યો હતો. છ-છ બાર-બાર મહિના એ જેલમાં જઇ આવ્યો હતો. એણે પહેલી બૈરીને ફારગતી આપ્યા છતાં એને સંઘરનારનું છાપરું બાળ્યું હતું. બીજી બૈરી ત્રાસીને અને બીજે જઇશ તોય જંપવા નહિ દે માની, બાપને ઘેર મજૂરી કરી એક છોકરા સાથે રહેતી હતી. અને અત્યારે એના ઘરમાં ત્રીજી હતી, એ ક્યાંથી ઉપાડી લાવ્યો તેની કોઇને ચોક્કસ ખાતરી ન હતી. બૈરી આવતાં તો આવી હતી, પણ અત્યારે એનું શરીર દુઃખનું માર્યું અર્ધું પણ રહ્યું ન હતું, અને મોંની વરાળ સુધ્ધાં બહાર કાઢી શકતી ન હતી. એનાં રૂપ, બોલી અને ચાલ ઉપરથી એ કોઈ ઊંચા વરણની બાઇ હોય પણ આવેગની મારી આવી નીકળી હોય તેવી લાગતી હતી. અને સાચ-જૂઠ તો ભગવાન જાણે પણ જાણીને લોકો બહુ પૂછતા ત્યારે એ રડી દેતી. આથી લોકોનો વહેમ વધુ મજબૂત થતો.

છેલ્લામાં છેલ્લી અત્યારના યુદ્ધ, મોંઘવારી અને સરકારી બંદોબસ્તની નબળાઈને કારણે ચોમેર જે ધાડ, લૂંટ અને ચોરીની બૂમો પડતી હતી, તેમાં પુંજો ભળેલો છે એવી ય એક અફવા હતી.

પોલીસખાતું પણ એણે સાધ્યું હોય તેમ ફેરણી ઉપર આવતા પોલીસ–હવાલદાર એને ઘેર જઈને દારૂ પીતા. ફોજદાર આવતા ત્યારે એને ઘેરથી જ દારૂ ઉપરાંત મરઘી પણ આવતી.

વળી છ મહિના ઉપર જોડેના ગામમાં થયેલી ચોરીમાં અહીંના ત્રણ માણસોને શક ઉપર પકડી ગયા હતા, તેમાં પુંજો એકલો, બબ્બે વખત જેલમાં જઈ આવેલો હોવા છતાં સરકારને નિર્દોષ લાગ્યો અને એકનું બે ન સમજતા જેશંગ અને ડાભઈ ટીપાઈ ગયા, ત્યારથી જ લોકોએ તો માન્યું હતું કે પુંજાએ પોલીસખાતું ફોડયું છે.

એટલે પુંજાની વાત આવતાં દેવાએ ગમ ખાધી. દેવો વાણિયો ન હતો કે ગાળ ગળી જાય. એણે પોતે પોતાની વીસ વર્ષની ઊગતી જુવાનીમાં ધૂળેટીના તોફાનમાં વંશપરંપરાથી ચાલ્યા આવતા વેરની વસૂલાત રિવાજ મુજબ કરી હતી. ગામમાં વારૈયા અને જેહરા કુટુંબમાં આજ લગભગ આઠ પેઢીથી વેર ચાલ્યું આવતું હતું. એક કુટુંબમાં ખૂનથી બદલો લેવાય કે સામું કુટુંબ એનો દાવ વાળતું જ. એકબે વખત તો ઉપર ૨૦–૨૫ વર્ષનાં પડ ઢંકાઈ ગયાં હતાં, અંદરઅંદર બોલવાચાલવાનો, જવાઆવવાનો વ્યવહાર શરુ થયો હતો, દરેકને લાગ્યું કે જૂનાં વેર ભુલાયાં; પણ વળી વર્ષોથી એક પડખે સૂતેલા શેષનાગ પાસું ફેરવે તેમ અગ્નિ ભભૂકી ઊઠ્યો.

દેવાનો કાકો જ એવા વેરમાં માર્યો ગયો. પાછળ જુવાન વહુ નાતરે ગઈ. ગણતરીમાંથી ઘર જ ઊડી ગયું. ભાઈનું વેર લેવા દેવાના બાપ જગાએ બાર વર્ષ તપ કર્યું. પણ એ ય માંદગીમાં ખપી ગયો. દેવો ત્યારે ઓગણીસ વર્ષનો હતો. લોકોએ હોળી ઉપર મેણું માર્યું: "મેર બાયલા! વેર લેતાં લેતાં તારો બાપે ય મરી ગયો ને તું ય ક્યાંય રખડી જઈશ." બીજે જ વર્ષે ધૂળેટીના ધીંગાણામાં લાગ જોઈને દેવે એક જ ફટકે સામાવાળાની ખોપરી ફાડી નાખી. દારૂ પીને

બેભાન બનેલા એ ટોળામાં કોઇ ઉપર સીધો આરોપ સાબિત થઇ શક્યો નહિ. બેચાર આરોપીઓ ભેગા છ મહિના જેલજાત્રા કરી આવી, દેવાએ બાપનું ઋણ ચૂકવ્યું.

એ જ દેવાને અનુભવે અને સમયે આજ વાણિયો બનાવ્યો હતો. અત્યારે એનામાં આક્રમણને બદલે સંરક્ષણની વૃત્તિ હતી. જોકે કોઇ પ્રાણી છેવટ તો પોતાની જાત ઉપર ગયા વિના ન જ રહે, તેમ દેવો લાગ આવ્યો હોય તો માથું મૂકતાં પાછો ન પડે; પણ ક્ષુલ્લક બાબતોમાંય ખાંડાના ખેલ ઊભા થાય તેવું એ કોમનું લોહી, દેવામાં અત્યારે શાન્ત, સ્થિર થયું હતું.

એટલે એણે વેર લેવાનું માપ કાઢવા ચંદાને પૂછ્યું: " તે વહુ ! એણે તમને કહ્યું શું ? "

ચંદા સહેજ મોં ફેરવી બોલી: " મેં સાંભળ્યું એટલું હજુ ઓછું છે, ભા ? કે તમારે ય વહુની મશ્કરી સાંભળવી છે ? " અને સહેજ અટકી વળી એણે કહ્યું: " ને તેય મારે મોઢે ! "

એ વાતને માંડી વાળતાં દેવો બોલ્યો: " એવું હોય તો રે'વા દો, વહુ ! મારે એવું સાંભળીને શું કામ છે ! "

કંકુએ વાત પૂરી થતાં સલાહ આપી: " ઓય મારી બઇ ! સ્હેજ મશ્કરીમાં તેં વાતનું વરાડુ કરી નાંખ્યું ને ? આવી વાતો તો પેટમાં રાખી મૂકવી જોઇએ. વખત આવ્યે સામો ઘા કરાય."

પણ શું કરવું, એનો કંઇ નિર્ણય પોતાને ન આપવાનો હોય, એમ માની ચંદા પોતે તો બનેલી ઘટના કહી કર્તવ્યમાંથી મુક્ત થઇ હોય તેમ શાન્ત રહી, છતાં પોતાને જાતે ' શું કરવું ? ' એનો નિર્ણય મનમાં ગોઠવતી હોય તેમ વિચારમાં લાગતી હતી.

ભીમાના પેટમાંય ન ઊકલે તેવી વિચારની આંટી પડી હતી.

ધૂંધવાતા અગ્નિને પૂરો બુઝાવ્યા વગર દાબી દેવામાં આવે તેમ કોઈ જાતના છેવટના નિર્ણય વિના વાત અધૂરી રહી.

છતાં ભીમાએ છેલ્લો ફેંસલો કરી નાખ્યો હોય તેમ બધાં બાજરીની ઓળે બેઠા ત્યારે એણે ચંદાને છેલ્લી દૃષ્ટિમાં ખાતરી આપી હતી કે

આ બંદો જો પુંજાની ખબર લેઈ ના નાખે તો બાયડો ના સમજવી.

બાજરીનાં લીલાં રાડાં ઉપર જ્યારે એણે દાતરડા વડે કાપ મૂકયો, ત્યારે જાણે પુંજાને ચોટલીથી પકડી ગળા ઉપર ઘસરકો કરતો હોય તેમ હાથ અંબાઈ જાય એટલા જોરથી એણે ઓળ પાડવા માંડી, અને જેમજેમ એ મૂંઝાતો તેમતેમ એના હાથ જોરમાં ઊપડતા.

સાંજ પડી, ઘેર જવાનો વખત થયો, પણ કોઇએ ફરીથી એ વાત સંભારી નહિ. ભડકો થતાં પહેલાંના ગૂંગળાતા ધુમાડાથી દરેકનાં અંતર ભરાઇ ગયાં હતાં.



## (૪)

## ફોજદારનો મુકામ



આટલા નાના ગામમાં બીજે ભાગ્યે જ સરકારી ચોરો જોવામાં આવતો, પરંતુ પાંચ-સાત ગણવા પૂરતાં ઊજળિયાત ઘર સિવાય બાકીની વસતી પાટણવાડિયાની, એટલે કોઇક વખત અમલદાર સાહેબને મુકામ કરવાની જરૂર પડી હશે અને ગમે તેના ધુમાડાવાળા, અંધારિયા, માથું અડે એવા માટીના ઘરમાં ઊતરવું પડયું હશે, એટલે ચોરાની ખાસ જરૂર માની સરકારી તિજોરીમાંથી ખર્ચ પાડી ગામમાં પેસતાં જ, બે બાજુ બે ઓરડીઓ, આગળ અર્ધું વરતણિયા અગર ચાલતુ માણસને બેસવાનું અડાળું અને વચ્ચે ખાસ્સા મોટા ખંડવાળો ચોરો બંધાવ્યો હતો. નીચાં પિંઢારી ઘરનાં નાનાં છાપરાંવાળા ગામમાં સિમેન્ટ-ચૂનાનું પાકું અને પીળા રંગવાળું મોટા ચોગાનમાં ઊભેલું આ મકાન, “ માથા કરતાં મનોહર મોઢું ”નો ખ્યાલ આપતું હતું.

સરકારી નોકરોને ભલે એ સગવડનું સાધન લાગતું હોય, પણ ગામના પ્રત્યેક માણસને, અને ખાસ કરીને મુખી-વરતણિયાને, અમલદારોના થતા મુકામ એ મકાનને જ આભારી હોવાથી, શાળ જેવું

લાગતું હતું. વળી ચારે બાજુ ઉજળિયાત વસતિવાળાં મોટાં ગામ આવ્યાં એટલે એમાં કંઈ નવાજૂનીનો બનાવ બન્યો હોય તોપણ એની તપાસ અહીં જ થતી. એકાદ-બે વખત મુદ્દામાલ સાથે અહીંના લોકો પકડાયેલા એટલે દરેકને શંકા જાય એ સ્વાભાવિક હતું.

આજ ચાર વાગે, ડેપ્યૂટી ઈન્સ્પેક્ટરનું ડમણિયું ભાગોળ મૂકીને દૂર નહિ ગયું હોય એટલામાં ફેરણીમાં નીકળેલા નાયબ ફોજદાર શંકરરાવનો મુકામ, ઉજ્જડ ગામમાં એરંડા પ્રધાન શો, મોટા હાકુમાકથી આવી પડ્યો. મુકામ માટે સરકારી સાધન બધાં હતાં, પણ લૂંટીને ભેગાં કરેલાં સાધનસામગ્રી આગળ પચ્ચીસ-ત્રીસના ગંજાવર પગારદાર ફોજદારને નધણિયાતાં સરકારી સાધનથી ચાલે? આવા મુકામના પ્રસંગે ગામમાં પૈસેટકે અને રાચરચીલામાં સાધનસંપન્ન ગણાતા નેમચંદને માથે જ બધી વસ્તુઓ આપવાનો કર હતો. ગોદડાથી માંડીને પાટલો અને ઘીથી માંડીને મરચાં સુધી તમામ શેઠનું જ વપરાતું. નહિ નહિ તો શેઠને વર્ષે દા'ડે આવો પચ્ચાસ-સોનો ખર્ચ સાધારણ થઈ જતો. છતાં એ આપવામાં શેઠ કદી મોં બગાડતા નહિ. અને તેમાંય પોલીસખાતા ઉપર તો તેમના બે અને શેઠાણીના બે મળી ચારે ય હાથ રહેતા. અમસ્તું ફેરણી ઉપર સિપાઈ-સપરું આવ્યું હોય તેને તો શેઠને ઘેર જ જઈને જમી આવવાનું. અઠવાડિયામાં બે વાર આવતો ટપાલી પણ ત્યાં જ જમી લેતો.

શંકરરાવ ફોજદાર તો જાતના મરાઠા. મરાઠા હોવા ઉપરાંત વળી ફોજદાર, એટલે બધુંય ખપે. એમને એવો શોખ માણવાનો વિચાર થાય ત્યારે નદીકાંઠે નીકળે. તેમાંય અહીં મુકામ હોય ત્યારે તો તબિયત ખુશ થઈ જતી. શેઠને ઘેરથી સીધું આવે, નદીએથી મચ્છી આવે, અને ખાનગી ઉભેરની મરઘી પણ મળે. છોટાલાલ મૂળે તો દેશી બ્રાહ્મણ પણ ખાતામાં પેઠા પછી પોલીસબ્બો થઈ ગયો હતો, ને એમાંય આ ફોજદારના આવ્યા પછી તો એ રસોઈમાં એવો કાબેલ બની ગયો કે ભલભલા પરદેશ જઈ આવેલા સાહેબના બબરચીઓને પણ ટપે એવી વાનીઓ બનાવતો.

રસોડાની ઓરડીમાંથી ધુમાડો નીકળ્યો ત્યારે શંકરરાવ ફોજદારે

અંદર ડોકિયું કરતાં પૂછ્યું: "ક્યું, છોટા જમાદાર! સબ કુછ આ ગયા ને?"

શંકરરાવ સિપાઇમાં દાખલ થયા ત્યારથી જ પોતાના અમલદારો અને સાથીદારોને હિંદીમાં બોલતા જોઈ એમના મગજમાં એવું ભૂસું ભરાઇ ગયું કે એ બોલી વગર રુઆબ પડે જ નહિ; એટલે ભાષા-શાસ્ત્રીઓના નિયમ-ઉપનિયમ કે શબ્દની સાચ-જૂઠની લપમાં પડ્યા વગર એમણે એના નિષ્ણાત હોય તેમ દીધે જ રાખ્યું હતું. અનુભવથી ભાષા શુદ્ધ થાય છે એવી ગણતરીવાળા અહીં ખોટા પડતા હતા. પંદર વર્ષનો નોકરીનો અનુભવ છતાં એ જે બોલતા તે સાંભળી ભાષાશુદ્ધિની ખૂંચવાળા હસતા, અને બીજાઓને તો શું બોલતા એનો ભાવાર્થ સમજાતો એટલે બસ હતું. જાણ્યેઅજાણ્યે અપાતું 'ભાષાને શું વળગે ભૂર, રણમાં જે જીતે તે શૂર!' સ્વીકાર્યું હતું. વળી જો પહેલેથી ગુજરાતીમાં વાત શરૂ થઈ તો એમાં ય ચાલ્યું જતું. મરાઠી પણ મૂળ ભાષા હોવાથી આવડતી. એટલે વગર નિશાળે ગમે તે ત્રણ ત્રણ ભાષાનો ભાંગરો તે વાટી શકતા.

તપેલીમાં વઘાર મૂકતાં છોટાલાલે કહ્યું: "હાં સાબ! સબ આ ગયા, મગર પુંજાકું બુલાને કો ભેજો. કંઇ સૂવર કા બચ્ચા ન મિલા તો સબ બાજી બિગાડ દેંગે."

આગલા અડાળમાં બેઠેલા વરતણિયા ભણી મુખ ફેરવતાં સાહેબે બૂમ પાડી: "અબે જમાદાર!"

"આવ્યો સાહેબ!" ભડક્યા ઢોરની માફક સફાળો ઊભો થઇ જતાં જમાદાર બોલ્યો.

"ઉસ પુંજાકું બુલાનેકો એક વરતણિયાકું ભેજો." સાહેબે પલંગ ઉપર બેસતાં કહ્યું.

પુંજો એટલે સાહેબને દારૂ પૂરો પાડનાર એજન્ટ. એનું મહત્ત્વ સમજતો જમાદાર બોલ્યો: "કોઇને મોકલ્યા કરતાં હું જ બોલાવતો આવું, સાહેબ!" અને ખભે ડાંગ મૂકી એ ચાલતો થયો.

સાહેબ જોકે ખાલી ફેરણી ઉપર આવ્યા હતા, છતાં જલસાપાણી તો થતાં જ હતાં. પણ બાંય પર પડેલો પોદળો ખાલી ધૂળ લીધામાંથી

ય જાય? બ્રહ્મભોજન પછી ભૂદક્ષિણા મળે ત્યારે જ બ્રાહ્મણ સંતુષ્ટ થાય તેમ આજના સરકારી તંત્રમાં અને તેમાં ય પોલીસખાતામાં કોઈ નર્યા ભોજનથી સંતોષાય એ ભાગ્યે જ બને. બીજાની વાત તો બાજુએ મૂકીએ પણ પોલીસ હતા ત્યારે ફોજદારને અને નાયબ ફોજદાર થયા પછી સર ફોજદારને ય ટપે એટલો ઠાઠ અને ખર્ચ રાખતા ૨૫–૩૦ રૂપિયાના આ અમલદાર શી રીતે સંતોષ માને? પલંગને એ છેડે નાખેલા તકિયા ઉપર એક બાજુ માથું અને બીજી બાજુ બે પગ પહોળા કરીને પડેલા સાહેબ, કરોળિયો પોતાની જાળમાં શિકાર પકડવા ધ્યાન ધરીને બેઠો હોય તેમ વિચારમાં પડ્યા હતા.

ગમે તેમ કરીને ન હોય ત્યાં ય છીંડું પાડવામાં પાવરધા થઈ ગયેલા ફોજદારે મુખીની ગેરહાજરીમાં જરા ઢીલા રણછોડ વરતણિયાને બોલાવ્યો. એ સલામ કરતો ઊભો રહ્યો એટલે સાહેબે ઇશારત કરતાં કહ્યું: "બેઠ!" અને એ બેઠો એટલે પૂછ્યું: "ક્યું? ગામમેં કૈસા ચલતા હય?"

"ગામમાં તો સા'બ બધું હેમખેમ છે," રણછોડ બોલ્યો.

ગમે તે ગામમાં જઇને પૂછવામાં આવે ને ખોટા ન ઠરે તેવા થોડા પ્રશ્નો સાહેબના ભંડારમાં પડી જ રહેતા. વાગ્યું તો તીર નહિ તો તુક્કો! જોકે ઘણી વખત તો એ તીરનું જ કામ કરતા. એમણે એનો ઉપયોગ કરતાં પૂછ્યું: "વો મેલાકી ક્યા બાત થી?"

"કયો મેલો, સાહેબ?"

"વો, પીછલે ફલીમાં રહતા હય." સાહેબે ઊંચે એવી આંગળી કરી કે કઇ બાજુ સમજવી તે જ રણછોડ સમજ્યો નહિ. જોકે મેલા તો ગામમાં બે-પાંચ હતા, અને પાછલાં ફળિયાંય એક-બે હતાં, પણ મૂળ વગરની વાત એ ક્યાંથી સમજે?

એણે કહ્યું: "સાબ! કશી વાત નથી."

"હું!" ખાલી ગયેલા બાણને ભાથામાં મૂકી જરા અણીદાર શોધતા હોય તેમ સાહેબે હુંકારો ભણ્યો; અને બીજું બાણ ફેંકતાં એ બોલ્યા: "ઉસ ભાવાંકી કુછ બાત મેરી પાસ આઈ થી ને?"

પાછો મેલામાંથી ભાવાની ભવાટવિમાં ભૂલા પડતા રણછોડે ધીમેથી પૂછ્યું: "કયો ભાવો, સા'બ?"

"કૈસી બેવકૂફ જૈસી બાત કરતા હય! મૈં દૂર રહે રહે સબ જાનતા હૂં ઈતના તૂં ગામમેં રહ કર ભી નહીં જાનતા?" સાહેબે ગુસ્સે થતાં જરા જોરથી કહ્યું. હજુ રણછોડ પોતાની યાદદાસ્ત લંબાવીને બધે ફરી વળે તે પહેલાં અડાળમાં બેઠાબેઠા હુક્કાની નળીને ધીમી પાડી સાહેબની રીત સાંભળતાં બે વરતણિયામાંથી જેશંગને સાહેબનું કહેવાનું સમજાયું હોય, તેમ પોતાની હોશિયારી બતાવવા, વગરપૂછ્યે ઊભો થઇ નજીક જતાં એ બોલ્યો: "આવા ગરબડની વાત પૂછો છો સા'બ?"

"હં! હં!" સાહેબને શિકારની ગંધ આવતાં અર્ધાં બેઠા જેવા થઇ જતાં એને આવકાર આપતાં બોલ્યા: "મૈં કહતા હૂં સીધા મગર ઉલ્લુ જૈસા કુછ સમજતા નહીં." રણછોડને ઉઠાડી મૂકી એની જગાએ જેશંગને બેસાડતાં સાહેબે કહ્યું.

સાહેબને ત્રિકાળજ્ઞાની સમજતો જેશંગ બોલતાં તો બોલી ગયો પણ પછી ખોટા પડ્યાની બીકે સંકોચાતો હોય તેમ બોલ્યો: "પણ સા'બ! એ વાતને તો બે મૈના થયા."

"મૈં સબ કુછ જાનતા હૂં." સાહેબે મૂછ ઉપર હાથ ફેરવતાં કહ્યું: "મેરી જાન બહાર કુછ નહીં હય. મગર ગામમેં આયા હૂં તો સૂન લૂં, ક્યા મામલા થા, ઈસ લિયે પૂછતા હૂં." સાહેબે પોતાની રીત અજમાવી.

પછી તો સાહેબ બધું જાણે છે ત્યારે વાત કહેવામાં શી હરકત છે, એમ માની જેશંગે અંકડે એકથી સો સુધી પૂરું જ કર્યું. "એ તો સા'બ, અમારી વરણની વાત ઘેટીના હરેખમની જેમ એવું તો ચાલ્યા જ કરવાનું. ભાવાને મેં તો તે દા'ડે જ ના કહ્યું'તું કે અલ્યા, આથી ગઇ, આધી ગઇ ને જવા દેને આ બધાં વૈણાગી! બે વરસ હાંરો છોકરો જ મોટો થઇ આવશે. એનું જ કરજે ને એટલે નિરાંત! પણ સા'બ! ચડસમાં વાત આવી હોય ત્યારે ખરું કહે એનું કોણ સાંભળે?"

સાહેબે વચ્ચે હુંકારો ધર્યો: "મૂરખાનાં તે કંઈ ગામ વસતાં હશે?"

"એવુંજ સા'બ! તમે કહ્યું તેમાં જરાય ભૂલ નહિ" સાહેબને પોતાની તરફેણમાં જોતાં જેશંગ ચડ્યો: "તે સા'બ! શું કહું—?"

"કહે, કહે, કુછ વાંધા નહી." એને અચકાતો જોઇ સાહેબ બોલ્યા.

"છોકરા પૈણશે તો પૈણશે પણ હું ક્યાં લોકોનાં બારણાં ઠોકતો ફરું? એમ કરીને કૂદ્યા તો કૂદ્યા. પણ ઠાઠાં જ ભાંગી ગયાં. છોકરીનો બાપ એવો ઘંટ નીકળ્યો કે છેલ્લી ઘડીએ ફરી ગયો. બે વીઘાં માવા પાસે જમીન હતી તે શેઠને ઘેર ગીરો મૂકી તેમાં એને જ સો ને તીસ આપવાના'તા. માંડમાંડ દોઢસો રુપિયા લીધા'તા એમાં આગલા વરનો છેડો ચૂકવવાનું બધું આવી ગયું. બાકી રહ્યા વીસ રૂપિયા તેમાં શું થાય? છેલ્લી ઘડીએ બીજા વીસ રૂપિયા મેં વચ્ચે જમાન રહી અલાવ્યા. અને નાતરુ કરવા ગ્યા ત્યારે છોડીના બાપે મારે બેટે હાથ જ ના મેલવા દીધો! કે'— 'હું તો મારે આટલા રુપિયા લઈ છોડી વળાઉં તેનો સરીગત. છેડો ચૂકવવાનો તમારે માથે. માવો તે ઘડીએ માથે હાથ દઈ બેઠો પણ જાય ક્યાં? હવે કંઈ એમ ને એમ ઓછું પાછું અવાય? હાંમાં હા કરી સો રુપિયે નક્કી કર્યું પચ્ચિસ રુપિયા વધ્યા તે કંઇ અષ્ટં પષ્ટં વપરાઇ ગયા. ને છેડાનું લહેણું માથે રહ્યું. તે સા'બ! અમારી નિયાતી તો જાણો છો ને, કાપ્યા વગરનું સાલ! એ બઇના પાછલે ભાયડે લીલીકસ જેવી પૂળાની એકાસાર (ગંજી) બાળી બે પાંચ ઉગતા આંબા કાપ્યા ને પંદર ચાસ કપાસ કાપી નાસો કર્યો, છેવટ એને પચ્ચાસ રુપિયા આલ્યા. નુકશાનવાળાને સો દોઢસોને બદલે, મારા ભાઇ શરમાવી સાઠમાં પતાવ્યું."

પોતાના શિકારની ગંધ નજીક આવતાં સાહેબે તરત પૂછ્યું: "ક્યારની આ વાત?"

"આ તો સા'બ! બહુ પે'લાંની' નાતરું કર્યું તેવા તેવાની વાત છે. તે ઘડીએ તો અહીં મોટામીયાં ફોજદાર સા'બ હતા." જેશંગે કહ્યું. એટલામાં તો મોટામીયાં અને એમની વચ્ચે બીજા ત્રણ ફોજદાર થયા તેનો હાબ ગણી લીધો. વળી એમને શંકા ઉદ્ભવી કે વાતમાં કંઇ માલ નહિ હોય તેવી વાત તો તે નહિ કરતો હોય?

એટલે એમણે કવીક માર્ચનો હુકમ આપ્યો: "ચાલ, હવે ઝટ કહી નાંખને જે હોય તે."

જેશંગે આગળ ચાલુ કર્યું: "તે સા'બ એ બધા ખર્ચનો લોચો કંઈ આયપત ઉપર પૂરો થાય? ઘરનું છાપરું પણ શેઠને તંઈ મેલવું પડ્યું. તે સા'બ! ઘરનું ઘર ગયું, જમીનની જમીન ગઈ, ને ઉપરથી બવાડો થયો તે જુદો!"

બહુ નજીક જ માંસની ગંધ આવતાં શિકારી કૂતરો તરાપ મારે તેમ સાહેબ બેઠા થઈ ગયા. રોજના અનુભવમાંથી કલ્પી લેતાં એમણે પૂછ્યું: "છેવટે તે નાસી ગઈ ને?"

"ત્યારે સા'બ, બીજું શું થાય?" જેશંગે કહ્યું: "એ તો સા'બ! ગામનો ને ગામનો હતો એટલે જેમની તેમની બીવડાવે-ધમકાવે મળી. નંઈ તો કોઈ બા'રનો હોત તો ગઈ'તીજ!"

સાહેબ જાણે જાણતા હોય છતાં યાદ ન આવતું હોય તેમ બોલ્યા "આ......આ......કોણ હતો એ?"

"છીતો મેલા!" સાહેબને તસ્દી પડતી જોઈ જેશંગ વહારે આવ્યો

"હં! પછી શી રીતે પકડાયા?"

"એ તો સા'બ! મંઈએમંઈ એટલે પકડતાં શી વાર? એના પાડિયાવાળાને કહી દીધું કે તમે પકડી લાવો, નઈ તો ચારે પાડિયાં તમારી જોડે હુક્કાપાણીનોય વે'વાર નંઈ રાખે ને સા'બ! એમનામાંય હોય ન વળવાળા! મૈયેમંઈ ખોદે તે કંઈ નભે? પટાવી સમજાવીને બધું વરમેળે રોળી માર્યું." જેશંગ જાણે વાત થઈ રહી હોય તેમ શ્વાસ લેતાં બોલ્યો.

પણ વાત પૂરી થઈ રહ્યા છતાં સાહેબને તો અધૂરી જ લાગી. એમણે એને લંબાવતાં પૂછ્યું: "તે એને કંઈ ફરીથી આવો ધંધો ન કરે એવી ખબર પાડ્યા વિના જ જતો કર્યો?"

"એમ તે કૈં હોય, સા'બ? કાળે ઉનાળે કનૈયા કુંવર જેવો વાછડો વેચીને પચ્ચીસ રુપિયા આલવા પડ્યા, ને માવાનો પાંચ દંડ કર્યો તે તો જુદો!"

"બાયડી ગઈ ને ઉપરથી એનો દંડ!" સાહેબ આ નવી નવાઈ સાંભળી આશ્ચર્ય પામ્યા.

"નંઈ ત્યારે સા'બ! એનેય ખબર તો પડવી જોઈએ ને! એમ બાયડી રખડતી મેલવાનું તો ભૂલી જાય!" જેશંગે કારણ જણાવ્યું

"હં!" જાણે એક ધડ બેઠી હોય તેમ મોં બંધ કરી સાહેબ બોલ્યા: "તે આ દંડ કરનાર કોણ?"

"બીજું કોણ વળી? જે કરે છે એના એસ્તો!"

"પણ નામ હશે ને?"

"અમારી બસેં ઘરની નિયામત બકોર ભગત, દેવજી મોટા ને બેચર તળસી જે કરે એ અમારે બધાને કબૂલ."

એ નામોને વાગોળતાં સાહેબે પૂછ્યું "એમાં મુખી ખરા કે નહિ?"

"ખરા તો ખરા પણ—" જેશંગ અચકાયો.

"કેમ અટક્યો?"

"જ્યો ને હવે, સા'બ શું બાકી છે? એમને બધાને તો નહિ પણ ભગતને એ ખૂંચતું." જેશંગે અંતરની વાત કરી.

"કેમ?"

"મુખી જરા ઉતાવળા અને ચોક્ખાબોલા એટલે બીજાને ન ગમે"

"પણ એનું કારણ હશે ને?"

"એ તો સા'બ! બધી શેંડી વાત ક્યાં કે'વા બેસું?" અને એણે પાછળ ફરીને જોયું તો બહાર બેઠેલા બીજા વરતણિયા ન હતા.

કોઈને ન દેખી હિંમત આવી હોય તેમ જેશંગ બોલ્યો: "લાંબી વાત કરીશ તો ય મને કોની બીક છે? કામ બધું ત્રણ જણ કરે પણ એમાં પેટમાં પાપ જુઓ તો ભગત એકલામાં જ, પેલા બે તો ભોળા અને કામ ધંધાવાળા એટલે કંઈ આંટી ઘૂંટીમાં પડે જ નહિ. પણ ભગત એમની પાસે હા પડાવી પોતાનું કામ કાઢી લે. નિયાતનો બધો દંડ લેવો એ ભગતનું કામ. આખો દા'ડો નઈ કંઈ ધંધો કરવો ને છતાં સે'ર આરે તે સા'બ, બધાથી અજાણ્યું રે'? અમારા બાપદાદા વરતણું કરીને મરી ગયા ને અમારાથી કૈં ન થયું—ને તે ગામમાં શાહુકારના

જેવું ઈંટેરી ઘર કરીને બેઠો, તે કોઈ સમજતું નથી? ધરમાદાનું નામ ને બધું પૂછડા તળે દબાવવાનું. પછી એના હિસાબ ને કિતાબ કોણ જાણે છે? સુખીથી આ બધું ના વેઠાય અને મારા જેવા ઉતાવળિયા એટલે બોલે, પછી ખૂંચે જ ને?"

"તે આ દંડેય એમણે જ લીધો હશે ને?"

"આ તો શું આવા કેટલાય દંડ એમની તળે છે."

"તે હજુ કશામાં વાપર્યો નથી?"

"રામ રામ ભજો ને! આ તો ગાયને દોહી કૂતરાંને પાવાનું છે. પણ ગામમાં કોણ ભૂંડો થાય?" જેસંગે પોતાના મનની પૂરેપૂરી વરાળ કાઢી.

હવે જાણે પોતાને દક્ષિણા મળશે એવી ચોક્કસ ખાત્રી થતાં એમણે કહ્યું: "જા હવે વાત તો હું જાણતો હતો પણ તારે મોઢે પૂરી સાંભળી."

અત્યારે તો આ લોકો નહિ મળે માની સાંજે ખેતરમાંથી બધાય આવી જાય ત્યાં એમને બોલાવવાનો જમાદારને છેલ્લો હુકમ આપી, સાહેબ સિગારેટ કાઢી મગજ હલકું કરવા લાગ્યા.



## (૫)

## અભાગિયો દિવસ



આજ પશિકરો ખેતરમાંથી ધૂંધવાતા હૈયે વણબોલ્યા આવતા હતા. બે સોને પાણી પાવા રહેલાં સાસુ-વહુ પાછળ આવતાં હતાં. વરતણિયો કાગને ડોળે વાટ જોઈ રહ્યો હોય તેમ એમને દૂરથી જોતાં જ બૂમ પાડી ઊઠ્યો: "દેવજી ચોટાએ સા'બ બોલાવે છે, જલદી આવી જજો."

સાહેબના તેડાને કંઈ વાંધો થાય? દેવજીએ ચોરા સામે આંબલી નીચે ઊભા રહેતાં પૂછ્યું: "ઘેર જતો આવું કે—"

"ભલે, ઘેર જઇને નિરાંતે આવો." ભાગ્યે જ પોતાની સત્તાના ઘમંડમાં દૂરથી કોઈની વાતમાં માથું મારતા ફોજદાર ગરમીથી અકળાતા હોવાથી ચોગાનમાં નાખેલા ખાટલા ઉપરથી સૂતાં સૂતાં બોલ્યા.

"આ આવ્યો, સા'બ!" કહી દેવાએ ઝડપમાં પગ ઉપાડ્યો, ત્યારે અંતરની રીસ સાહેબ ઉપર કાઢતો હોય તેમ ભીમો બબડ્યો: "મોટા સા'બની..." અને બાકીનું ઉતાવળે બોલ્યો: "એવા તો કેટલાય આવીને પડી રે'શે, કે ભૂખ્યાતરસ્યા એમની સારુ જવા નવરા છીએ?"

સંસારની લીલી-સૂકીના અનુભવે દેવાએ દીકરાને વારતાં કહ્યું: "છાનો રે' હવે, જેમ આવે છ એમ શું બક છ? સાત કરે તોય અધિકારી છે, બોલાવે એટલે તરત હાજર થવું પડે."

એની એ રીસમાં ભીમો બોલ્યો: "જાવ ને ત્યારે, એમ બહુ નમ્યાથી જ એ લોકો ચઢી વાગ્યા છે ને—"

"જો પાછો!" દેવો બોલ્યો એટલે ભીમો ચૂપ થઇ ગયો.

દેવો ગામની ભાંજગડ કરવાનું જુવાનીમાંથી જ શીખ્યો હતો. મૂળેથી જરા ચકોર ખરો, એટલે ઉઘાડી આંખે દીઠું ન ખમાય. લલ્લુ જોહરાનો રામો અને એ સાથે જ દૂધ રેડતા હોય, દૂધ એનું શેર-અચ્છેરે ય વધારે હોય, અને છતાં પૈસામાં એને આનો બે આના ઓછા મળે.

એક વખત નહિ પણ પાંચપંદર વખત એણે દલીલ કરી હતી: "પાનાકાકા! મારું દૂધ રામા કરતાં વધારે થયું તોય આટલા જ પૈસા કેમ?"

"હજુ બે પ્યાલા પાણી વધારે રેડ્યું હોત તો એથીય વધારે થાતે." પાનાકાકા જવાબ આપતા.

"મેલડી માના સોગંદ, જો પાણીનું ફોરુંય પાડ્યું હોય તો."

"એ તો હું જોવા આવ્યો છું? અમારે તો આ શીશીનો નંબર કહે, એ ખરું." પાનાકાકા શીશાને ઊંચી કરીને બીજાના દૂધમાં મૂકતાં કહેતા.

"ખારસી શીશી કેટલીય બા'ર હતી ને નંબરને શું કામ—"

"જા, જા, ભાઇ! હવે તું–નંબરની મને ખબર પાડવાવાળો!" પાનાકાકા એને પૂરું બોલવા દીધા વગર એકાદ પૈસો વધુ આપી વિદાય કરતા.

પછી તો એ સારી રીતે સમજી ગયો કે રામાને કંઈ પાનોકાકો અમસ્તો પૈસા વધારે નથી આપતો. દર સાલ હોળી ઉપર દૂધનો ઇજારો આપવાનો થાય ત્યારે લલ્લુ જેહરો અને બીજા બેત્રણ આગેવાન ઓછેવત્તે પણ પાનાકાકાને જ ઇજારો અપાવતા. આજકાલ કરતાં આ કંઇ બેપાંચ વરસથી નહોતું ચાલતું. પાનોકાકો આ ગામમાં પેઠો ત્યારથી જ એણે બેચાર જણને સાધ્યા હતા. એમના મોંમાં પાંચપચ્ચીસ દાબી એ ચૂપ રાખતો અને એમના જ ભાઇને લૂંટી એમને બેચાર પૈસાના બાકળા વધારે ફેંકતો.

એક સાલ એ ખાંધિયા થઈ બેઠેલા ઘરડા ધુવડોને જુવાન દેવાએ થાપ આપી દીધી. પોતાના ચોથા ભાગના પાડિયાને એવું મીઠું મરચું ભભરાવીને તૈયાર રાખ્યો કે ગમે તેટલા ધમપછાડા કર્યા પણ એમાં કોઇનું કંઇ વળ્યું નહિ. એ સાલ ગામમાં બે ભાગે ઇજારો અપાયો. આમાં દેવા સિવાય બીજા પાડિયાના બહોર ભગત અને બેચર તળશી પણ ખરા. એ સાલથી દેવાને ગામની ભાંજગડમાં બોલાવવા જેટલું મહત્વ મળ્યું.

તે પછી ધીમે ધીમે પાનાકાકા અને પેલા ધૈડિયા મરી પરવાર્યા; અને એ કાવાદાવા કરવાનું કામ આ ત્રણ જણના વારસામાં આવ્યું. પણ પાંચદસ વર્ષ એવાં કાળાંધોળાં કરી જોયા પછી દેવાના મનમાં આપોઆપ એકબે કુદરતી ફટકા પડયા એટલે થઇ આવ્યું કે હરામનું ખાધે કોઇનું ભલું થવાનું નથી. પછી એ એવી ભાંજગડ મૂકી હળે વળગ્યો. જોકે બોલાવે ત્યાં જવું, વાત કરવી, ચીત કરવી અને કોઇને બે શબ્દો સારા ખોટા કહેવા પડે તો કહે પણ ખરો. પણ અંદરથી બે પૈસા ખાવાનો સ્વાર્થ ચાલ્યો ગયો હતો. જોકે ભગતની બધી બાજી એ સમજતો પણ 'કરશે તે ભોગવશે' માની મૌન સેવતો. બાકી ભાંજભંડિયો બેચર તળશી તો મૂળે જ ભોળિયો, ખરું લાગે ત્યાં ભલ-

ભલાને મોઢે સંભળાવી દે, પણ મૂળે બુદ્ધિ થોડી એટલે ખરાખોટાની પારખ ઓછી. આ ત્રણની જોડીમાં પાક્કામાં પાક્કો સ્વાર્થી અને લુચ્ચો એકલો બેકાર ભગત. બે પૈસા સારુ સામાનું નુકસાન કરે. કોઇનું મંડાવવું, કોઇનું ભગાવવું, કોઇનું બાળવું ને કોઇનું ખોદવું, એ બધાંમાં એ ન હોય પણ એની જાણ બહાર કંઈ ન બને. અને પાછો! ભગત મંડળીમાંય લાંબું ટીલું કરીને તૈયાર!

હવે આમનોય પાપનો ઘડો ભરાઈ રહેવા આવ્યો હોય તેમ જુવાન ટોળી ઊભી થઇ હતી. મુખી–રણછોડ દરૂ આ નવી ટોળીનો માણસ હતો. નવી સાસરે આવેલી વહુ ગમે તેટલી મોં–માથાની હોય પણ પગ ખૂંપ્યા વગર કંઇ ચાલે નહિ તેમ આ ટોળીનું હજુ કંઇ ઝાઝું ચાલતું નહિ.

બેકાર ભગત મુખીને પોતાના પક્ષમાં લેવા કોઇ ન જાણે તેમ યુક્તિ તો કરતો હતો. આ ભાંજગડ વખતેય માવાનો અને છીતાનો દંડ લીધો ત્યારે ભગતે બે રૂપિયા આપવા માંડ્યા હતા, પણ મુખીએ ચોખ્ખી ના પાડી દીધી. ભગતને આ ખૂંચ્યું હતું છતાં 'હમણાં નહિ તો લોહીચખો થશે એટલે લેશે.' માની મન વાળ્યું.

રણછોડ પાસે પટલાઇ આવ્યાને છ–આઠ મહિના થયા હતા. શંકર-ફોજદાર ત્યારપછી આ ત્રીજી વાર આવ્યા હતા. એમનેય મુખીનો આ ચોખલિયો સ્વભાવ ખૂંચતો હતો પણ એમને સગવડ માટે મુખીની કંઈ જરૂર પડતી નહિ. વળી રણછોડ ચોખલિયો હતો એવો તટસ્થ પણ હતો. કોઇ કામમાં માથું મારતો નહિ એટલે ફોજદારને એ બાજુની નિરાંત હતી.

બીજી નવાઇની એ વાત હતી કે જેમ બીજાં ગામોમાં ફોજદારના એકબે સાચાં–જૂઠાં કરનાર ખાંધિયા હોય છે તેમાંનું અહીં કોઇ ન હતું. દરેક પોતપોતાનો ધંધો કરતા, અને નવરા હોય તો રાવણાં કરી ચા–અફીણ ઘૂંટતા. ફક્ત શેઠ કે પુંજા જેવા જરૂરપૂરતો વસારો વેઠતા અને પોતાનો સ્વાર્થ સાધતા એ જ.

સાંજે ભગત, દેવો અને બેચરને ફોજદારે બોલાવ્યા ત્યારે એમના મનમાં આશંકા જન્મી. તેમાંય બેચરથી આવું કંઈ થોડું વેઠાતું એટલે એને બોલાવ્યો ત્યારે એ દેવાને ઘેર બે વખત આંટા મારી આવ્યો પણ

એ મળ્યો નહિ. આ ત્રીજી વખત એ આવ્યો ત્યારે દેવો આંગણામાં ભારો નાખી, બહારની ઓટલીએ પાણી પીતો બેઠો હતો.

" કેમ દેવજી ! ચોરા આગળ થઈને આવ્યા ને ? " બેચરે દૂરથી પૂછ્યું.

" હા, કંઈ તમનેય બોલાવ્યા છે કે શું ? " પાણીનો ઘૂંટડો પેટમાં ઉતારતાં દેવાએ પૂછ્યું.

" ત્રણેય ને, પણ ભગત તો બપોરના રહું ગયા છે, તે ક્યાં હજુ આવ્યા છે ? "

દેવાએ ઊંડો વિચાર કરતાં કહ્યું: " ત્રણેને બોલાવે છે તે કૈં છે કે શું ? "

" દઈ જાણે ! હું તો તમારે ત્યાં બે વખત આવી ગયો. " બેચર નીચે બેઠો એટલે ભીમાએ એને હુક્કો આપ્યો.

દેવે મન વાળ્યું: " હવે જે હશે તે હમણાં જઈશું એટલે જણાશે."

બેચરના મનમાંથી હજુ બીક ગઈ ન હતી. એણે મનની વરાળ કાઢતાં કહ્યું: " કૈં હોવું જોઈએ, નઈ તો ત્રણેને ના બોલાવે. રણછોડ મુખી થયો ત્યારથી મને થયા કરતું'તું કે ગામમાં ખટપટ ઘાલ્યા વગર નઈ રે'. "

દેવો: " તે તમે શું કામ ગભરાવ છો ? આપણે શું કર્યું છે ? "

બંનેને કંઈ વાત કરતાં સાંભળી અંદરથી કંકુએ આવી પૂછ્યું: " કેમ કૈં શાની વાતો કરો છો ? "

બેચર: " આ ફોજદાર બોલાવે છે એરતો ! "

જીવને કડવો કરી નાખતાં કંકુએ કહ્યું: " એ મૂઆને પાછું શું કામ પડ્યું છે ? "

જાણે ઘરનાં માણસોથી કંટાળી ગયો હોય તેમ મોં બગાડી દેવો બોલ્યો: " આ બધાંને ડાંપણ કરવાનું કોણ કે'તું હશે ? એનો એવો ધંધો છે તે બોલાવેય ખરો, એમાં તારા બાપનું શું ગયું ? "

આજે આટલાં વર્ષેય દેવા સામું ન બોલી શકતી કંકુ કંઈ બોલ્યા વગર મનમાં બબડી અંદર ચાલી ગઈ. " મૂઆ, ક્યા નખ્ખોદિયાનું

આજ દા'ડો ઊગતાં મોઢું જોવામાં આવ્યું કે આખો દા'ડો જ આનું આ!"

હજુ એ ફોજદારના બોલાવવાનું કંઈ અનુમાન કરી શકે તે પહેલાં જેશંગ વરતણિયો બોલાવવા આવી પહોંચ્યો: "લ્યો, બેચર મોટા, તમે તો અહીં બેઠા છો ને હું તો તમારે ઘેર જઈ આવ્યો. ચાલોને ભાઈ-સા'બ, ઊભાઊભા આવી જાવ. સા'બ અમારો જીવ લેતા મટે."

બેચરે પહેલાં રણછોડ બોલાવવા આવ્યો ત્યારે પૂછ્યું હતું પણ કંઈ ખુલાસો થયો ન હતો, એટલે એનો એ પ્રશ્ન એમણે જેશંગને પૂછ્યો: "કેમ અલ્યા, સા'બ કૈં ઉપરાછાપરી તેડાં મોકલે છે? કૈં છે કે શું?"

પોતાની અજ્ઞાનતા બતાવતાં જેશંગે કહ્યું: "સા'બ કૈં એમનું કામ ઓછા અમને કે' છે?"

ઊભો થતાં દેવો બોલ્યો: "લે ભઈ હેંડ, આવ્યા પછી કૈં આવવું છે?"

બેચર: "ભગત આવ્યા?"

જેશંગ: "રણછોડ બોલાવવા ગયો છે."

બંને જણને તેડી કંપાઉન્ડમાં પેસતા જેશંગે પોતાનો ભાર ઉતારતાં કહ્યું: "લ્યો સા'બ! આ આવ્યા."

ગામમાં કરે એ જ થાય એવા બેતૃતીયાંશ ભાગની ફોજદારને મન કંઈ કિંમત ન હોય તેમ એમણે પૂછ્યું: "હજુ એક કોણ બાકી રહ્યું?"

"ભગત." વરતણિયે જવાબ આપ્યો.

પોતાની ગણતરીમાં જેની વધુ જરૂર હતી તે જ નામ બાકી નીકળતાં ફોજદાર બોલ્યા: "એના આવ્યા વગર આ બેને શું ચઢાવવા છે? બેસાડ ત્યાં અડાળામાં."

કેટલી અસભ્યતા! ગમે તેવા ગણો પણ એમના નાનકડા ગામમાં એ જ મુખ્ય વડીલ અને કરે તે થાય એવા પુરુષો સામે પણ જ્યાં મામૂલી ફોજદાર આમ જંગલી શબ્દો વિનાકારણ વાપરે, ત્યાં ગરીબ, નબળા અને ગુનેગાર ગણાતા માણસોને એ શું નહિ કરતો હોય?

'તું' કહેતાં જીભ ખેંચી કાઢે એવી ઝનૂની કોમ આવા હલકટ હુંકારા કેમ સાંખી શકતી હશે? ઘણા કાળથી, પેઢી-દરપેઢીથી અધિ-

કારીઓના જુલ્મથી દેવાઇ ગયેલી પ્રજા એના સામું કંઇ થઈ શકતી નથી. છેવટે એ સહજ થઇ જાય છે. પોતાને બુદ્ધિના ખાં માનતા દેશી સાહેબોની પણ એ સ્થિતિ પરદેશી સરકાર આગળ ક્યાં નથી? દેશી સાહેબો જ શા માટે? સુધરેલી, શિક્ષિત અને કાયદા જાણનારી આપણી પ્રજા પણ એવું સહન કરે છે? સ્વતંત્ર દેશની કોઈ પ્રજા આટલું અપમાન સહે ખરી? અને છતાં જગતની સર્વ પ્રજા પોતાની સ્વતંત્રતા જાળવવા માટે જીવસટોસટીના ખેલ ખેલી રહી છે. એવા જગતયુદ્ધ વખતે ય આપણને આપણી પરાધીનતા કેટલીક સાલે છે?

એટલે અભણ, અજ્ઞાન પ્રજાની સરકારના નાના નોકરોની આગળ જે સ્થિતિ છે, અને એ કોમ કરતાં પોતે આગળ, જુદી અને મહત્ત્વવાળી પ્રજા માને છે. એમની પરતંત્રતાની દૃષ્ટિએ જે પરિસ્થિતિ છે, તે ઢાલની બંને બાજુ જેવી પરસ્પર વિરુદ્ધ હોવા છતાં એક જ મગની બે ફાડ જેવી જ છે.

એમનું નસીબ કંઇ પાધરું, એટલે બહુ વખત બેસી રહેવું પડે તે પહેલાં એમના ત્રીજા સભ્ય બકોર ભગત આવી પહોંચ્યા.

નાટકની ત્રીજી ઘંટડી વાગતાં પડદો ખૂલે તેમ નિરાંતે સૂતેલા સાહેબ ઊભાં થતાં બોલ્યા: "ચાલો, ઉપર આવો ત્રણેય."

સાહેબ ખુરસી ઉપર બેઠા. ત્રણે જણું થોડે છેટે નીચે બેઠા. છોટા જમાદાર (સિપાઇ) જોડેની ઓરડીના બારણામાં—એના રસોડામાં કપડાંભેર ઊભો. ત્રણ વરતણિયા અડાળામાં હતા. મુખી હમણાં જ ઘેર વાળુ કરવા ગયા હતા.

સાહેબે સિગારેટ સળગાવી જરા રુઆબ પડે તેમ પગ પહોળા કરી, ધુમાડા કાઢતાં કહ્યું: "બધી ગાયકવાડી તમારે ત્રણેને ઘેર આવી ગઈ છે, નહિ?"

આવી અધ્ધર વાતમાં કોઇને કંઇ સમજ ન પડી. સાહેબે ધુમાડાને જરા પેટમાં ગૂંચાવા દઇ બીજો સવાલ કર્યો: "સરકારે કોર્ટ-કચેરીઓ કરી છે, તે તો તમારે મન નકામી હશે, નહિ?"

ભગત ધીમેથી બોલ્યા: "એવું અમે ક્યારે કહ્યું, સા'બ?"

"એવું નહિ તો બીજું શું? સા'બ..." સાહેબ અર્ધીક ગાળ મોંમાંથી કાઢી પગ પછાડતાં બોલ્યા.

એ કડવો ઘૂંટડો ગળી જતાં ભગત ફરી બોલ્યા: "તમને સા'બ કોકે ખોટું—"

"છાનો રહે હવે! મને ખોટો પાડે છે? હું તારી બધી લુચ્ચાઇ સમજું છું." સાહેબે ભગતને વચ્ચે બોલતાં અટકાવ્યો અને ડોક ઊંચી કરતાં બૂમ પાડી: "કોણ છે, જમાદાર?"

"આવ્યો સા'બ!" એમ જમાદારે કહ્યું કે તરત હુકમ છૂટ્યો: "જા, પેલા માવા ગરબડ ને છીતા ઘેલાને બોલાવ."

નાટકનો પડદો ઊઘડતાં બધા સીન નજરે પડે તેમ હવે બધી બાજી ઉઘાડી થઇ ગઈ. પણ આવો ઝઘડો આ કંઇ પ્રથમ ન હતો. એમાં ફોજદારને શું? એને કોણે કહ્યું? એવા જુદા જુદા વિચારો ત્રણેને તો કોણ જાણે, પણ ભગતને તો આવી ગયા.

ફોજદારે આગળ ચલાવ્યું: "આવા પોલીસગુના દબાવી રાખો છો તે શું થાય, ખબર છે?"

પણ કોણ જવાબ આપે! સાહેબે હવે જેની ઉપર મુખ્ય તરાપ હતી એ ભગત તરફ તાકતાં કહ્યું: "નાતના પૈસા ખાઇ જાવ છો તેમ આય નાનાં છોકરાંના ખેલ સમજતા હશો, પણ આ તો ફોજદારી ગુનો, ચૂનો ટીપવા જતાંય છૂટકો નહિ થાય!"

હવે પોતા ઉપર સીધો આરોપ આવતાં ભગત બોલ્યા: "પણ સાહેબ—"

"બસ, મારે કશું સાંભળવું નથી. કોઇની બઇરી લઇને નાસી જવું એને બાજીમૂળા સમજો છો?" અને સાહેબે ભગતને બદલે પેલા બે તરફ તાકી રહેતાં કહ્યું: "મોટા પટલાઇ કરતાં શીખ્યા છે! ગધેડાં મૂંડતાં તો આવડતું નહિ હોય! તમારો બાપ તો દબાવીને બેઠો છે પણ તમે શું જોઇને આવા ગુનામાં સંડોવાવ છો?"

"સાહેબ! મેં નથી લીધા. એ તો ધરમાદા—"

એટલામાં જમાદાર માવા ગરબડ અને છીતા ઘેલાને બોલાવી લાવ્યો. એના તરફ આંગળી કરી ફોજદાર તાડૂકીને બોલ્યો: "આમના શરીર

ઉપર કપડું તો પૂરું પહેરવાનું છે નહિ ને એ ધરમાદા આપે ?" અને છીતા તરફ જોઈ કહ્યું: "કેમ અલ્યા, તેં પચ્ચીસ રૂપિયા ક્યાંથી લાવીને આપ્યા ?"

માંડ માંડ દબાઈ ગયેલી વાતને એકાએક ઊભી થતી જોઈ, અજાણ્યા થતાં એનાથી પૂછી જવાયું: "શાના, સા'બ ?"

માવા તરફ આંગળી કરી સાહેબ બોલ્યા: "આની સણીજી–પેલી તારી માને લઈ ગયો'તો ને ? એના—" સભ્ય માણસોથી એ શબ્દો સાંભળી શકાય તેવા નહોતા.

છીતો જોડે બેઠેલા આગેવાનોથી બીતો હોય તેમ તરત ન બોલ્યો. સાહેબ ફરીથી અકળાઈને બોલ્યા: "સાલા ! એમની સામું શું જોએ છે ? તારી માનું—કહી નાખને ઝટ કે વાછડો વેચીને આપ્યા."

છેવટે છીતે ડોકું ધુણાવી સંમતિ આપી, એટલે ફોજદારે માવા તરફ દૃષ્ટિ કરી કહ્યું: "તમારી માના ચોર મારું, ચોર ! આની બાયડી ગઈ તો ગઈ, ને ઉપરથી દલાલીના પાંચ લીધા ?" અને ભગત તરફ લાલ આંખ કરતાં કહ્યું: "ક્યાં ગયો એ ધરમાદા કરનારો ? આમની પાસે ધાનપાણી નથી ને ધરમાદા લીધા તો તે કેટલા ધરમાદા આપ્યા ? સાલ્લા ચોર ! શામાં ધરમાદા કર્યા ?"

સાહેબ બધી વાત જાણે છે માની ભગતે છુપાવ્યા વિના જ કહ્યું: "હજુ ક્શામાં વાપર્યા નથી, મારી કને જ છે."

"એમ કહેને કે તારા પેટને ધરમાદા કર્યા ! તમને એકાદ વખત મોસાળમાં મોકલ્યા વિના આવી ભાંજગડ કરવાનું ભૂલવાના નથી."

આમ એ રાત્રે બે કલાકનો પૂરેપૂરો પાઠ ભજવી, સરકારી નોકરીની ફરજ બરાબર બજાવી સાહેબે એ ત્રીસ રૂપિયાની ધર્માદા કરવાની રકમ અને ઉપરાંત ગમે તે એક આપે કે ત્રણ આપે પણ આવો સરકારી ગુનો દબાવવા બદલ ઉપરથી પંદર લીધા; અને ચોદ્દલો પડે ત્યારે ધૂળ લીધા વિના ન ઊખડે તેમ છીતાને દાઝ્યા ઉપર બીજો ફરીથી ડામ લાગ પડ્યો એ જુદો !

આ પ્રમાણે રેતીમાંથી તેલ કાઢવાનો કીમિયો જાણતા શંકરરાવ ફોજદાર બ્રહ્મભોજન પછી પંચ્યાવનની ભૂદક્ષિણા કઢાવીને દારૂનો સારામાં સારો નશો કરી ઘોરતા હતા ત્યારે દેવાને પાસું ઘસ્યા છતાં કેમેય ઊંઘ આવતી ન હતી: " લેવાદેવાની એ અક્કરમીની બેપાંચ ગાળો ખાવી પડી! સવારના પો'રમાં કોક અભાગિયાનું મોઢું જોવામાં આવ્યું કે આજ આખો દા'ડો જ આવો ને આવો ગયો. "

પણ હજુ આખો દા'ડો ક્યાં થયો હતો? હજુ રાત પછીનું પરોઢ તો થવા દો!



(૬)

# પિયર ચાલી ગઈ!



રાતનો એક વાગ્યો હતો. ગામડાગામમાં આટલી રાતે ચેતનવંતાં બે સ્થળો: એક ચોરો અને બીજી ભજનમંડળી—પણ એય અત્યારે શાન્ત હતાં. ફોજદાર અને જમાદાર ખૂબ ઢીંચીને ઊંઘમાં કે ઘેનમાં જડ શા ખાટલામાં પડ્યા હતા. આખા દિવસની અથડામણમાં વરતણિયા અડાળામાં અર્ધાં જાગતા-ઊંઘતા આડા પડ્યા હતા. સગડીના દેવતા ઉપર વળેલી રાખમાંથી ધીમો ધીમો ધુમાડો નીકળી અંધકારમાં ભળી જતો હતો. પવન શાંત હતો. પીપળાનાં પાન સુધ્ધાંય હાલતાંચાલતાં ન હતાં. વા જોડે વઢતાં કૂતરાં પણ મીઠી નિંદમાં ડૂબ્યાં હતાં.

ફક્ત નહોતી ઊંઘ ભીમાને. ખેતરમાંથી જ પુંજાની ખબર લઈ નાખવાનો નિશ્ચય ઘેર આવતાં ઓગળી ગયો. ફોજદાર ચોરામાં પડ્યો હતો. અધૂરામાં પૂરું બાપને એણે બોલાવ્યો હતો. પુંજાની તપાસ તો કરી હતી, પણ ફોજદારસાહેબની પરોણાગતમાં પડેલા એ ઘેર ન હતા. એને શોધીને ખબર લેવા જાય તો—એક તો ફોજદારનો મુકામ, વળી એ એમના જ કામે રોકાયેલો, ભગતો વાઘ થઈ જતાં વાર ન લાગે.

જોકે ભીમાના હૃદયમાં વેરનો અગ્નિ પૂરજોસમાં જલતો જ હતો, છતાં એણે આજની રાત થોભી જવાનું ઠીક માન્યું. ફોજદાર કંઇ કાયમ તો નથી બેસી રહેવાનો, પુંજાને વહેલોમોડો પણ છોડે એ બીજા, આ બંદો તો ખબર લીધા વિના મેલે જ નહિ.

આમ ગમેતેમ ભીમાએ મન વાળ્યું, પણ એને ઊંઘ આવતી ન હતી. સોડમાં જ આંખ મીંચીને સૂતેલી ચંદા ઊંઘી તો નથી એવી ભીમાને પૂરી ખાતરી હતી. રોજ ઊંઘ્યા છતાં એને જગાડતો ભીમો આજ એ જાગતી પડી હતી છતાં બોલાવી શકતો ન હતો. એને થતું કે મારા મનનો વિચાર એને જણાયું, પણ એને ઢંઢોળવા ઊંચો થયેલો હાથ એમ ને એમ પાછો સરી જતો. ન તો એ ચંદાને બોલાવી શકતો, ન તો એ નિરાંતે ઊંઘી શકતો.

જોડેના ખંડમાં દેવો અને કંકુ પણ પૂરાં ઊંઘ્યાં ન હતાં. આંખમાં ઘેન ભરાતું, આંખ મીંચાતી ને ત્રેવડી જતી. કામથી થાકયાંપાકયાં ઘેર આવેલાં આ વૃદ્ધ દંપતી પહેલી રાતમાં જ પૂરી ઊંઘ લઇ લેતાં. પણ આજ દા'ડો ઊગ્યો ત્યારથી એક પછી એક જે પ્રસંગો બની ગયા, તેથી એમની ઊંઘ જ ઊડી ગઇ હતી.

ચંદાની સ્થિતિ વળી એથી જુદી હતી. એ જાગતી હતી એ વાત ખરી, પણ એના હૈયામાં કોઇ જાતનો ઉચાટ ન હતો. એણે જે પગલું ભરવાનું હતું એનો પૂરેપૂરો નિર્ણય કરી લીધો હતો. એમાં એ અડગ હતી, સંશય કે શંકાનું એમાં સ્થાન ન હતું. ફક્ત પોતાનો એ નિર્ણય જણાવવાની જ એને વાર હતી. એના જીવનની જે એક ખાસિયત હતી, તે એ કે ડગલું ભર્યું કે ના હટવું, ના હટવું; એટલે આ બધો વખત એ એના નિશ્ચયના વિચારમાં જ હતી.

છેવટે એ જ પ્રમાણે બીજો અર્ધો કલાક વહી ગયો. ભીમો પોતાના મનની જે વાત ચંદા આગળ નહોતો કહી શકતો, જે એના મનની નિર્બળતા એને પાછી પાડતી હતી, એનો ચંદાએ જ અંત આણ્યો.

એક વખત ચંદાએ એને ખભે હાથ મૂકી જરા હલાવ્યો ત્યારે ભીમો એકદમ જવાબ ન આપી શકયો. ચંદાએ એને વધુ ઢંઢોળતાં ધીમે રહીને બોલાવ્યો: "ભીમા! ઊંઘી ગયો?"

સફાળો બેઠો થઈ જતાં ભીમો બોલ્યો: "જાગું છું ને! ઊંઘ તો આજ આવી રહી."

સ્વરસંચાર થતાં દેવાના કાન એ તરફ મંડાયા, કંકુએ ય પડખું ફેરવ્યું.

ચંદા બેઠી થતાં બોલી: "મેં તો ધાર્યું કે તને ઊંઘમાં ડખલ થશે."

ચંદાનો એ મોડો લાગતો સૂર ભીમાને તીણી ધાર શો ચમ્ કરતો બેસી ગયો. એણે જરા ઉતાવળે બોલી જતાં કહ્યું: "એટલે તેં મને કેવો ધાર્યો? તારા મનને તો જાણે હું ગધેડો છું, નહિ?"

"એ તો તું જાણે! મેં ક્યાં કશું કહ્યું છે?"

"ત્યારે આ શું કહ્યું છે? ઊંઘમાં ડખલ થશે એનો અરથ એ કે બીજો? તને જ વટ હશે ને મને નહિ હોય કેમ?" ભીમો હજુ શાંત પડ્યો ન હતો.

ચંદાએ આડીતેડી વાત કર્યા વિના સીધી વાત કરી: "જો ભીમા! મને વટ કે ફૂટની વાતો કરવાનો વખત નથી. મેં તો તને મારો વિચાર કે'વા જગાડ્યો છે."

"શો?" ભીમાએ પુછ્યું.

"જો પાછો એકદમ આકરો ન થતો. લગન પહેલાં આપણે છેલ્લાં આંબાવાડિયામાં ભેગાં થયાં હતાં, એ તો તને યાદ છે ને?"

"હા, હા, મને તો બધું રજેરજ યાદ છે. એક વાર તારી વાત કહી નાખ ને!" ભીમાએ નિષ્ફળતાનો આછો રણકો અનુભવતાં કહ્યું.

"તે વખતે મેં છેલ્લી શી શરત કરી હતી તે સાંભરે છે?" ચંદાએ પરીક્ષા લેતી હોય તેમ પૂછ્યું.

"હા, હા, પણ તારે કે'વું છે શું?"

"તને યાદ હોય તેમ નથી લાગતું."

"કેમ?"

"હોત તો હું શું કે'વા માગું છું તે સમજી ગયો હોત."

"એટલે?"

"એટલે એ જ! તેં શરત ન પાળી, પણ મારે તો પાળવી પડશે જ."

"પણ મેં ક્યાં નથી પાળી?"

"હા, એ તો ભૂલી ગઈ, તેં તો તારું ધણીપણું જેની ઉપર વાપરવાનું હતું તેની ઉપર વાપરી લીધું—"

ચંદાનો એ ચાબખો ન સહેવાયાથી ભીમો વચ્ચે બોલી ઊઠ્યો: "જો ચંદા, મશ્કરીનો આ અવસર નથી, થનાર થઈ ગયું, તેને સંભારી ચાબખા મારવા એ કંઈ મોટી બા'દુરી નથી."

"લે રહ્યું," ચંદાએ આગળ કહ્યું: "ચાબખા મારીને મારે શું કામ છે? તે દા'ડે તેં કહ્યું હોત કે જે થનાર હશે તે તો થયા જ કરશે, એની પાછળ જીવ બાળતાં મને નથી આવડતો: તો ભીમા, હું તને ચોખ્ખું જ કહી દેત કે ચંદા એ માટીની નથી—એનો સ્વભાવ તો દોરડી બળે પણ વળ ન જાય એ માટીમાંથી ઘડાયો છે; એટલે ચંદાની લાલચ જવા દેજે. પણ તેં તો ઊલટું એથી અવળું જ કહ્યું—'ચંદા ઠાંસ નથી મારતો એક વાર તું મારી થઇ એટલે નરમે સમજજે, મોત આવ્યું હોય એ જ પછી તારું નામ લઉં' ને ભીમા! આજ તું તો 'થનાર થઇ ગયું' એવી કાળજામાં વાગે તેવી વાત કરે છે."

"તે હવે ફરીથી દા'ડા કંઇ નથી ઊગવાનો? વખત તો જોવો પડે ને?"

"વેપારીના વાયદા અને વિચાર હું નથી શીખી. મારામાં તો 'એક ઝટકો ને બે ભાગ'વાળું લોહી છે. તું હિસાબ કરતાં શીખ્યો હોય તો ખોટ–નફાનો વિચાર કરજે. હું તો સવાર પહેલાં જવાની.

"ક્યાં જવાની?" ભીમાના હૃદયમાં તો શુંનું શું થઇ ગયું, પણ એ ભાવ અંધારાની ઓથે ઢંકાયેલો જ રહ્યો.

"તું નથી સંઘરતો એટલે બીજો મારગ તો કાઢવો જ પડે ને?"

"હું નથી સંઘરતો? શું બોલ છ?"

ત્યારે બીજું શું? આપણી વચ્ચે શી શરત હતી? સાંઢ નાથ્યો તે વાત મારે કદી સંભારવી નહિ, એનું અભિમાન રાખવું નહિ. ડાભીની દીકરી મટી વારૈયાની 'વહુ' થઈ જવું, ને તારે મારું અપમાન થાય ત્યારે જીવને જોખમે તરત બદલો લેવો—" ચંદાએ શરતની સ્પષ્ટતા કરી.

"ખરું," ભીમો બોલ્યો, "પણ તરત એટલે—"

"લાગ આવે ત્યારે," ચંદા વચ્ચે બોલી, "અને તેની મને ના નથી. પણ ત્યાંસુધી મારાથી નીચું મોં ઘાલી ન જિવાય."

"તેથી તું ચાલી જાય છે એમ?" ભીમો સહેજ ઉશ્કેરાઈને બોલ્યો.

"ચાલી તો જઉં છું," ચંદાએ કહ્યું, "પણ જવાજવામાં ય ફેર હોય છે."

ભીમાએ લાગ જોઇ ટાણો માર્યો: "એ તો મને ખબર છે. કોઈ સારા માટે જાય ને તું મને ભૂંડો બતાવવા જાય છે."

"તું માને એ ખરું," ચંદાએ કહ્યું, "મારું કહેવું તો બીજું હતું."

"શું?"

"તેં બીજું ધારી લીધું, હવે કે'વાનું શું કામ છે?"

"જાણું તો ખરો."

"સાંભળ ત્યારે," ચંદાએ ગળું ખોંખારી કહ્યું, "મેં લગન કરતાં શું કહ્યું હતું? ખાવાનું નહિ મળે તો એની પરવા નહિ, લૂગડાંની વરણાગી નહિ હોય તોય પરવા નહિ, કામ કરતાં કંટાળીશ નહિ, ઘરનાંની ગાળ તો શું પણ માર ખાઇને બેસી રહીશ, પણ તું દારુ પીશ, એલફેલ બોલીશ કે બહાર ભવાડો કરીશ, કોઇ ખરુંખોટું બોલી જશે, તે નહિ સાંખું, નહિ સાંખું, સાઠીસત્તર વાર નહિ સાંખું. આજ પુંજો શું બોલી ગયો તે મારું મન જાણે છે. છતાં તું તો મને મારીને જ બેસી રહ્યો, અને ઉપરથી વાણિયાની પેઠ વેપલો કર્યો હોય તેમ વાયદા કર છ! શાહુકારની પેઠે નફા-ખોટનો હિસાબ ગણે તે કદી વેર લઇ શકે? છતાં તું મને બીજીઓની પેઠ સહેજ ખાંચો પડે ને બલૈયાં કાઢી નાંખે એવી ના માનતો. મેં તો જે ડગ ભર્યું તે ભર્યું; જીવ જાય તોય પાછું ભરવાનું જ નહિ. જવાજવામાં ફેર કહું છું તે આટલો જ. આજ જેમ મારી જાતે જઉં છું, તેમ આવીશ પણ મારી મેળે—મારે આવવા માટે આણું નહિ જોઇએ." અને સહેજ અટકીને એણે કહ્યું: "સાથે સાથે એટલું ય પાછું કહી દઉં, કે કદી પાછા આવવાનો વખત ન આવ્યો, તો ય એટલી તો ખાતરી રાખજે કે ચંદાના હાથમાં છેવટ સુધી ચૂડીઓ તો તારી જ રે'શે."

ધીમે શ્વાસે સાંભળતી કંકુ આ વખતે દમનો હુમલો ન સંભાળી શકી. એણે ઘણો ય પ્રયત્ન કર્યો કે ખાંસી ખાવાથી રંગમાં ભંગ પડશે'

પણ ભૂંડા ભૂંડાનો ભાવ ભજવ્યા વિના ન રહે તેમ છેવટ એણે ધીમી ધીમી એકએ વખત ઊધરસ ખાધી ત્યારે દમનો હુમલો શાન્ત પડ્યો.

ભીમાએ ચંદા તરફ ઇશારત કરી સાનમાં કહ્યું કે, ભૂંડી! માબાપ આગળ મને શું કામ ફજેત કર છ?

પણ ચંદા તો જાણે કોઇને દેખતી કે સાંભળતી ન હોય તેમ બીજી તરફ લક્ષ આપ્યા વગર બોલી: "જો ભીમા! છાશ લેવા જવું ને દોણી સંતાડવી એ ન બને. તને કદાચ મનમાં આવતું હોય કે ટકાની બાયડી સારુ કોણ તકરાર વહોરે, તો હું નથી કે'તી."

ભીમો ધીમેથી બોલ્યો: "ચંદા! તું નર્યું તારું જ હાંક છ, પણ જરીક મારું તો સાંભળ!"

ભીમાએ પોતાનો વિચાર, ગણતરી, યોજના વગેરે સમજાવ્યું, પણ ચંદાએ પોતાનો વિચાર બિલકુલ બદલ્યો નહિ. તેણે તો એક જ શબ્દ પકડી લીધો કે 'તું વેર લઈશ ત્યારે મને તેડવા નહિ આવવું પડે, હું મારી મેળે જઉં છું તેમ પાછી આવીશ.'

અંદરના ખંડમાં દમિયલ મા અને ગંભીર બાપ, પુત્રવધૂનો આ જુસ્સો, ધમંડ જોઈ આકળાં થતાં હતાં. બન્નેથી આ સહ્યું જતું ન હતું: જોડેના ખાટલામાં સૂતેલી કંકુને દેવો હાથ દબાવી ન બોલવાનું સૂચન કરતો હતો, છતાં વહુના આ છેલ્લા જવાબે પોતાનેય બોલ્યા વગર છૂટકો નથી એમ માની એણે હોઠ ઉઘાડ્યા, પણ ભીમાને આગળ બોલતો સાંભળી એ મૂગો રહ્યો.

"ચંદા! તારામાં જુસ્સો છે એના કરતાં મારામાં ઓછો ન માનતી, પણ આગળપાછળનો વિચાર તો કરવો પડે. બાપાને એક તો ચોરામાં બોલાવ્યા હતા, હજુ એમનું ત્યાં શું થશે એની ખબર ન હતી, એટલામાં હું કંઈ કરી બેઠો હોત તો હું તો હું, પણ વચ્ચે એમનેય આટલે વર્ષે સાંભળવા વખત આવત. પુંજો ફોજદારને તો ખાઈબદેલો છે એની તને હજુ પૂરી ખબર નથી."

છતાં પોતાના વિચારમાં મક્કમ રહેતાં ચંદા એનો કહેવાનો ભાવાર્થ અવગણી બોલી: "તારી ગણતરી તારી પાસે."

"એટલે તું જવાની એ નક્કી?"

ચંદા પૂર્વથી પશ્ચિમ તરફ આંગળી કરી દિશાસૂચન કરતાં બોલી: "દા'ડો આમથી આમ ઊગે પણ તેમાં મીનમેખ થાય નહિ."

ઓશિયાળો થતાં ભીમો નિરાશ થઈ ધીમેથી બોલ્યો: "તેં મારો વિચાર કર્યો? લોકો શું બોલશે?" અને માબાપના જોડેના ખંડ તરફ આંગળી કરી ધીમેથી પૂછ્યું; "એ શું માનશે? વચ્ચે મારી નાલાયકી કે બીજું? ચંદા! સહેજ મારો તો વિચાર કર."

પણ છેવટે ભીમાની વિનવણી, કાકલૂદી, દીનતા સર્વ નિષ્ફળ ગયાં. એનો એકકે ઉપાય ચંદાને જતાં ન રોકી શક્યો, ત્યારે છેવટ એણે પોતાની આબરુ કંઈક જળવાઈ રહે તેવો છેલ્લો, નિષ્ફળ છતાં નાક તો નાક પણ ઓઠ કપાતા બચે તેવો રસ્તો શોધી કાઢ્યો: "જો ચંદા, તેં જવા જ ધાર્યું છે, તો ના રોકાતી, પણ આટલી વાત તો તારે માનવી જ પડશે."

"હું તારું ક્યારે નથી માનતી? પણ આ તો આપણી છેલ્લી ટેક છે." ચંદા બોલી ત્યારે દેવાએ દાંત કચકચાવ્યા.

ભીમો બોલ્યો: "ચાલ, તારી ટેક ન તોડીશ. હું ટેક પૂરી કરીશ, ત્યારે તું એમેય આવવાનું તો કહે છે ને?"

"એ તો મેં પે'લેથી કહી જ દીધું છે, કે તું નહિ બોલાવે તોય આવ્યા વગર નહિ રહું. ચંદા આણું નહિ માગે."

"તો આટલું માની જા, એટલે મને નિરાંત થાય."

"શું?"

"પરોઢિયે જવાની વાત મૂકી દે—"

"ત્યારે?

"બપોરે ખાઈપરવારીને નીકળીએ, એટલે કોઇને વહેમ પણ ન પડે કે કંઈ બન્યું છે."

"એટલે તું સાથે આવ છ?"

"હું જ તને મૂકી જઉં એટલે લોકોનો—"

"મેર મારા હાળા બાયલા!" કોઈ પણ ગુણને ધીરજ, હદ હોય છે, તે ઓળંગતાં માણસ એકદમ ભુરકો માર તેમ અંદરથી દેવો ભસાડી ઊઠ્યો: "રાંડ નાતરે જાય ને પાછળ બીજો ઘાડવો

લઈ વધાવવા જતાં લાજ છે કે નહિ?" દેવો ઊભો થઈ ગયો.

કંકુએ છૂટથી દમ ઘૂંટી બીજો ઘા કર્યો: "આજના છોકરા જ મૂઆ બાયલા પાક્યા! બાયડી આગળ તે કોઈ આટલા કાલાવાલા કરતું હશે? એક ટચકો મૂક્યો હોય તો દીસતી રહી, બે ભાગ થઈ જાય તો ય."

"જાનથી મારે શું જખ મારવા? નાક કાપી લીધું એટલે બેર." દેવો ઉશ્કેરાઈ ગયો. એની ઘરડી નસોમાં જુવાનીનો જુસ્સો ઊભરાઈ આવ્યો.

ચંદા તો બાજીનો રંગ નિરખતી હોય તેમ હજુ અક્ષરે ય બોલી ન હતી. કંકુએ કહ્યું: "હું તો લગન પે'લાં જ ના કે'તી'તી, કે આ મોટા પાડા કરતાં બીજી કંઇ મળવાની નથી? પણ આ તો જરી લટકા કર્યા એટલે ભઇ લોભાઇ ગયા. લોકવાયકા ખોટી પડે?—આખલાને નાથ્યો એ રાંડ કદી ધણીના કહ્યામાં રે'?"

દેવો દાંત પીસી બોલ્યો: "આખલો શું મોટો વાઘ નાથ્યો હોય તે ય એની મા પૈણાવીને રે' પણ ભઇનામાં રામ જોઇએ. આવા બાયલા થી લેઈ પાછળ જાય એમનાથી શું બને?"

થોડી વાર મૌન જળવાયું એટલે છેવટ ચંદા ધીમેથી પણ મક્કમપણે બોલી: "બસ! આટલું જ કે'વું'તું? એક ઝટકે બે ભાગ કરવાનો ઓરતો રહી જતો હોય, નાક કાપવાનું મનમાં પાણી રહી જતું હોય, તો ય હજુ તમારા ઘરમાં જ છું. હજુ કંઇ નાસી નથી ગયું. એ તો હુંય જાણું છું કે નબળો માટી બાયડી પર શૂરો! બીજાનું નામે ય દેવાતું નથી એટલે બાયડીનાં જ નાકકાન હાથ આવે ને?"

અને સહેજ અટકી એ આગળ બોલી: "તમારી જોડે બોલું એ બધું છૂટી પડે. તમે કંઇ મને લાવ્યા નથી. અમે બેય જાતે પૈણ્યાં'તાં, પરઠ્યાં'તાં અને છૂટાં પડીએ છીએ, ને છતાંય તમને દાઝતું હોય તો હજુ ઘરમાંથી બહાર નથી ગઇ."

—ને એ પરોઢિયે પિયર ચાલી ગઇ.



## (૭)

# સાંઢ નાથ્યો



ચંદા એ રયજીનાં સંતાનોમાં છેલ્લી હતી, છતાં રયજીની જુવાનીનો જુસ્સો ને જોમ એનામાં ઊતર્યાં હતાં. નાનપણનાં તોફાન ફૂટતાં કરમાયાં નહિ પણ નવી નવી કૂંપળો નીકળતી ચાલી. એની અણિયાળી આંખ, ભમ્મર ચઢાવેલો ગુમાની ચહેરો, અભિમાનથી ફૂલેલું નાક, ગુમાનમાં પીસેલા હોઠ, અકડાટમાં ઊંચી રહેલી ડોક, હાથ વીંઝતા ખડકની પેઠે અણનમ રહેતા ખભા, કાપડાની કસથી તસતસીને બાંધેલું જોબન, ફલંગો ભરી ચાલતાં 'છટાક છટાક' થતો તેનો ઘાઘરો—ને એ સર્વમાં રાતા રંગની ઓઢણીમાં શોભતો એનો ઘઉંવર્ણો દેહ, દરેકના હૃદયસોંસરવો નીકળી જતો.

ચંદાને પરણવાના કોડથી નાતના જવાનિયામાંથી ઘણાખરાને મોંમાં પાણી છૂટતું. પણ એક વિચિત્ર અને માન્યામાં ય ન આવે તેવો પ્રસંગ બની ગયો, ત્યારથી ચંદાનો લંબાવેલો હાથ કોઇ પકડવાની હામ જ ભીડતું નહિ !

એક તોફાની, મદમસ્ત સાંઢ રખડતો રખડતો ગામમાં આવી પહોંચ્યો. એને જોઇને સીમાડામાં જતાં ઢોર પાછાં ફરતાં, ફરતાં નહિ પણ છૂટી લઇને નાસતાં. સીમમાં જતા લોકો પણ એ રસ્તે ન જતાં આડફેટે જતા. સાંઢનો કેર વધતો ગયો. સીમનો પાક ભેલાડે પણ કોઈનાથી ચૂં કે ચાં ન થાય.

આનો ઉપાય કરવા એક વખત લોકો ભેગા થયા. એકે કહ્યું: " એક વખત જો પગે ડહકલો નાખીએ તો પછી આપણે છીએ ને એ છે."

બીજો: "ત્યારે તો બકરી બની જાય."

ત્રીજો: "અત્યારે તીર નથી અડતાં પણ પછી તો ડાઢીના ઘરે પડશે ત્યારે ખબર પડશે."

ખૂણામાં બેઠેલો એક જણ આનંદમાં આવી ગયો: "સરસ ઉજાણી થાય."

બીજા એકબેએ ટેકો આપ્યો: "આટલું દુઃખ ભોગવ્યા પછી ઓછા આપણે છોડવાના છીએ!"

એ વાતને વધુતી અટકાવી, અત્યારસુધી કૈં બોલ્યા વિના સાંભળતા એકે કહ્યું: "પણ ડહકલો નાખવા કોણ જશે?"

બધા એકબીજા સામે તાકી રહ્યા.

દૂર રહી વાત સાંભળતી ચંદા નિશાળમાં ભણતી ત્યારે તેને માસ્તરે એકવાર કહેલી વાત સાંભરી આવી. તે બોલી: "તમારા જેવા ઉંદરો એક વખત ભેગા થયા હતા બિલાડીના દુઃખનો ઉપાય કરવા. એક ડાહ્યા ઉંદરે રસ્તો કાઢ્યો કે બિલાડીને કોટે ઘંટ બાંધ્યો હોય તો તે આવી પહોંચે એની ખબર પડે અને બધા દરમાં સંતાઇ જાય. એ વાત વધાવી લેતાં બધા ઉંદરો એક સાથે બોલી ઊઠ્યા: 'હા, હા, એ સારો ઘાટ છે!' પણ બિલાડીને ઘંટ બાંધવા કોણ જાય? તેમ આ સાંઢને અહીં ડહકલો નાખવાય કોણ જાય? એ પૂંછડાવાળા ઉંદર ને તમે વગર પૂંછડાના!" કટાક્ષ કરી ચંદાએ બધાંની હાંસી કરતું હાસ્ય કર્યું.

"મરવું હોય તે જાય." એકે શરમાતાં શરમાતાં કહ્યું.

"જાનવરની જાત, એનો શો ભરોસો?" બીજો બોલ્યો.

"મને તમારી દયા આવે છે, નહિતો હમણાં હું ડહકલો નાખી દઉં." ચંદા છેવટે બોલી.

"અમારી દયા?!" બધા એકસામટા બોલી ઊઠ્યા.

"તમારી નહિ પણ તમારી આ મૂછોની!" મૂછો તરફ આંગળી કરી એ બોલી: "ને એક વખત મૂછો મુંડાવવાનું કહેતા હો તો મારે એ કામ કરી આપવું."

એની શરત સાંભળી બધા વિચારમાં પડ્યા ને કંઇક વિચાર કર્યો હોય તેમ સર્વેએ કબૂલ કર્યું.

"કબૂલ?" ચંદાએ ખાતરી માટે સામો પ્રશ્ન કર્યો.

" કબૂલ ! કબૂલ ! "

" ત્યારે જોવું હોય તો ઊગતા સૂરજે આવજો, સાંઢ હોય ત્યાં." આમ બોલી ચંદા એની હંમેશની છટાથી પાણીના રેલાની માફક ચાલી ગઇ, ને પાણી જતાં ભીનાશ રહે તેમ ધૂળમાં પડેલાં એનાં પગલાં રહ્યાં.

રયજીએ આ વાત જાણી ત્યારે એણે ચંદાને ઘણી સમજાવી પણ એકની બે થાય ત્યારે એ ચંદા શાની ?

" બાપા ! જીવથી જઇશ તો ય ઓછો તમારો વંશ જવાનો છે ! " એ છેલ્લું વાક્ય બોલી તેણે પિતા સાથે દલીલ ન કરી, ન તો પોતાનો વિચાર ફેરવ્યો.

સૂર્યનારાયણે ઊંઘ ખંખેરી આંખ ઉઘાડી અને એ ખોલેલી આંખમાંથી તેજના પુંજ પૂર્વમાં છંટાયા, ત્યારે નવો ચણિયો–ઓઢણી ને કાપડું પહેરી હાથમાં ડલકસો લઇ ચંદા વચન પાળવા નીકળી પડી હતી. એનું પરાક્રમ નીરખવા સૂર્ય ઉતાવળો ઊંચે ચઢી રહ્યો હતો. સારું ય ગામ કુતૂહલવૃત્તિથી જોવા ઊમટ્યું હતું. નિરાશ થયેલો રયજી છેવટ પુત્રીના રક્ષણ માટે ભાલોડાં લઇ નીકળ્યો.

પોતાને અજિત માનતો આખલો રેલવેના રસ્તા આગળ આખી રાત હરાયો માલ ચરી લાંબા પગ કરી પડ્યો હતો. ગુમાન તો બંનેને હતું-આખલાને એના બળનું, ચંદાને એની જુવાનીનું. ચંદાએ આખલાને દૂરથી જોયો પણ તેની ગતિમાં કંઇ મંદતા ન આવી. પ્રેક્ષક તરીકે લોકો દૂરથી જોતા હતા, ને ગુમાનની સાથે એનો જીવ ન જાય માટે કેટલાંકના હાથમાં કામઠાં ઉપર તીર, પલાણેલા અશ્વની માફક તૈયાર હતાં. ચંદાએ ખેંચતાં ફાવે તેમ છરો કમરમાં ખોસ્યો હતો. હાથમાં ડલકલો સોટી પેઠે ઝુલાવતી ઝુલાવતી તે નજીક જતી હતી.

બળના અભિમાનમાં મસ્ત વૃષભરાજ દૃષ્ટિ ઊંચી કરી ચંદાને આવતી જોઇ રહ્યો. પુરુષને આંજતી અણિયાળી આંખે એ ય અંજાયો હોય તેમ પડ્યો પડ્યો તાકી રહ્યો હતો. ચંદાએ તેની આંખમાં આંખ પરોવી ત્રાટક રચ્યું. દૂરથી જ મનુષ્ય કે પશુને જોઇ પાછળ પડતો આખલો હજુ ઊંચી ડોક કરી એના ભણી તાકી રહ્યો હતો. એને

સ્ત્રી ક્ષુલ્લક લાગતી હતી કે એના સૌંદર્યથી અંજાઇ ગયો હતો? ગમે તેમ પણ આજે એની પ્રકૃતિમાં પરિવર્તન થયું હતું.

એક રાશવા છેટું રહ્યું ને ત્વરિત પગલાં ઉપાડતી ચંદાના પગ થંભી ગયા, બ્રેક વાગતાં મોટર થંભે તેમ. દૂરદૂરથી જોતા લોકોના ટોળામાં ગણગણાટ થઇ રહ્યો.

"આખરે બી ગઇ!"

"એ તો મોંએ બોલે એટલું જ. બધા હતા એટલે ગુમાનમાં ને ગુમાનમાં ત્યાંસુધી ગઇ."

"એની વિકરાળ આંખ જોઇ ભલભલાનાં હાજાં ગગડી જાય તો એનું શું ગજું?"

રઘજીનો જીવ પડીકે બંધાયો હતો. જેમ અર્જુન લક્ષપક્ષીનું માથું જ દેખતો હતો તેમ એની નજર ચંદા અને આખલા સિવાય કશું જ દેખતી ન હતી.

ચંદા ઊભી હતી પણ છટા એની એ જ. યમરાજા મરણપથારી ઉપર સૂતેલા પ્રાણીનો આત્મા આંખમાંથી ખેંચે તેમ ત્રાટક રચી પોતાની દૃષ્ટિની દોરી બનાવી પડેલા આખલાના નેત્રમાંથી તે તેની શક્તિ ખેંચતી હતી. તેનું સૌંદર્ય પીતાં હોય તેમ આખલો સર્વ અવયવોનું ચેતન નેત્રમાં લાવી તાકી રહ્યો હતો.

સંપૂર્ણ શક્તિ ખેંચાઈ રહી માની ચંદાએ આગળ ડગ દીધું. સ્પર્શ વાંછતો આખલો દયામણે ચહેરે તાકી રહ્યો. એક...બે...ને ત્રીજે ડગલે એ તેની પાસે પહોંચી ગઇ, ને નીચી નમી તેના ઉપર હાથ ફેરવવા લાગી.

"આ છલંગ મારી...હમણાં ઊઠ્યો." એમ માનતાં દરેકનાં હૈયાં ઘડીભર થંભી ગયાં. અશક્ય માનેલા દૃશ્યને શક્ય જોતાં ઘણાએ દૃષ્ટિની ખાતરી કરવા આંખ ઉપર હાથ ફેરવી જોયો, ને આંખનું સદાય રક્ષણ કરતી પાંપણો હાલી ઊઠી.

ચંદા નીચે બેઠી-પાળેલા પશુ આગળ માલિક બેસે તેમ, અને એટલી જ હિંમતથી તેના કપાળમાં, આંખ ઉપર હાથ ફેરવી તેની સાથે ગેલ કરવા લાગી. એ કુમળા હાથનો સ્પર્શ સતત ચાલુ રાખવા ઊંચી

ડોક જમીન ઉપર નાખી એ નિરાંતે સૂતો. ચંદાનો રહ્યો સહ્યો ભય જતો રહ્યો. તેણે માથે, પગે, હાથ ફેરવતાં ચારે ય પગ વારાફરતી ઊંચા કરી જોયા.

"આટલો ગરીબ!" ચંદાને દયા આવી. પણ વધતો વિજય ઊગતી દયાને ગળી ગયો. ધીમે રહી તેણે વારાફરતી બન્ને પગે ડહકલાનો ગાળો ભેરવી દીધો.

પંપાળતા હસ્તનો સ્પર્શ બંધ થતાં આખલાએ આંખ ઊંચકી. ચંદા ઊભી થઈ હતી, જાણે ઋષિના તપનો ભંગ કરાવી સ્વર્ગમાંથી ઊતરેલી અપ્સરા જવા તૈયાર ન થઈ હોય! આખલા તરફ દૃષ્ટિ રાખી એ પાછા પગલે ધીમે ધીમે ખસવા લાગી.

દૂર જતી ચંદાને નિરખવા આખલો ઊંચો થવા ગયો, ત્યારે એણે પગનાં બંધન અનુભવ્યાં! પણ બંધનમાં પડયા પછીનું વીરત્વ શા કામનું? પાંજરામાં સિંહ તાડૂકે તેમ એ બરાડયો, ઉધામા મારી એ બેઠો થયો, પણ દોડવા જતાં એના પગ સામસામા ખેંચાયા એટલે એણે બીજો બરાડો નાંખ્યો. અર્ધે આવેલી ચંદાએ તેના તરફ દૃષ્ટિ કરી વિજયી હાસ્ય કર્યું. છેતરાયેલો વૃષભરાજ શરમનો માર્યો નીચું જોઈ ગયો.

લોકોની નજીક આવતાં ચંદાએ સત્તાવાહી સ્વરે હુકમ કર્યો: "કોઇએ એને મારવાનો નથી." તેનો હુકમ દરેકે માથે ચઢાવ્યો હોય તેમ મૌન છવાઈ રહ્યું.

"બેટા! પુરુષથી ન થાય તે કામ આજ તેં કર્યું!" રયજી પુત્રીને ભેટી પડતાં બોલ્યો.

"બાપા! આ શું બોલો છો! પુરુષથી ન બને એ કેમ મનાય?"

"આ નજરે જોયું એ ખોટું? આટલા પુરુષોમાંથી કોઈની હિંમત ન ચાલી." રયજીએ ચારે બાજુ ઊભેલા પુરુષસમુદાય તરફ નજર કરતાં કહ્યું.

"તમે પુરુષ દેખતા હો તો—હું તો કોઇને પુરુષ દેખતી નથી." એનો કટાક્ષ સાંભળી દરેકને ભોંયમાં પેસી જવાનું મન થયું.

પણ આ કટાક્ષ ફરીથી એણે કોઇ વખત ઉચ્ચાર્યો નહિ. ફરતાં ગામડાંમાં એ વાત જોતજોતાંમાં પ્રસરી ગઈ, ને તેમની નાતમાં તો એ રામાયણ–મહાભારતની કથા થઈ પડી.



# (૮)

# નવી ગૂંચ



**આ** બનાવથી વળી નવી ગૂંચ ઊભી થઇ. ચંદાનો પ્રથમ વિવાહ એ બે વરસની હતી ત્યારે કર્યો હતો, પરંતુ એ નવ વરસની થઈ ત્યારે એ છોકરો બળિયા બાપજીની જાતરમાં ગત થયો. રયજી નાતમાં કરતો કારવતો, ખાધેપીધે ય એની વરણ પ્રમાણે સુખી, એટલે એના જેવાં નાતમાં થોડાંક જ ઘર હતાં. બીજાં બે વરસ નીકળી ગયાં ત્યાંસુધી કંઈ ઠેકાણું પડ્યું નહિ. છેવટ 'નાનો તો નાનો' એમ મન વાળી વીરજી ખાંટના આઠ વર્ષના મનોર સાથે અગિયાર વર્ષની ચંદાનો વિવાહ થયો. મનોરનું શરીર ઢીંગલીપોતનું એટલે બધાંનું મન પાછું ખરું, પણ બૈરક શાસ્તર પ્રમાણે 'એ તો બધું આવી મલશે' માની સંતોષ માન્યો.

વિવાહ પછી બીજાં બે વરસ રયજીએ છોકરાનું કાઠું કેવુંક છૂટે છે તે જોવામાં વીતાવ્યાં. પણ મનોર ઊલટો 'આવી મલવા' ને બદલે પાછો ને પાછો હડસેલાતો હતો! ચંદા તો એને હાથતાળી આપી રહી હતી.

રયજીના મગજમાં હવે ખરી ગડમથલ જામી. છોકરીની આવતી સાલે તો કાયદા પ્રમાણે પરણાવવાની ઉમરે પૂરી થશે ને છોકરાનું તો ઠેકાણું ન હતું. કંઇ બીજે ઘાટ પડતો હોય તો...એવી આશાએ એણે નજર તો ફેરવી જોઇ, પણ અંધારામાં આથડતી નજરની પેઠે એને કંઇ સૂઝ્યું નહિ. "મળશે હવે! ઘરમાં ખાવાપાણીનું દખ નથી એટલે શી પંચાત? વરસ વંટોળ વળી ઊંચા નેચી પડશે એ જ કે બીજું?"

આમ જેમ તેમ મન વાળી રયજી લગ્નની તૈયારી કરવામાં પડ્યો ત્યારે વિધિ વચ્ચે પડ્યો. છોકરો ભાદરવા મહિનામાં એવો તાવે પડ્યો

કે બચવાની આશા જ ન હતી; પણ ચાર મહિના રિબાયા પછી ધવા વળી. બાળક ચાલણગાડીથી ડગ માંડતું થાય તેમ એ લાકડીને ટેકે બહાર ફરતો થયો. મૂળ તો ઢીંગલીપોતનો હતો ને તેમાંય લોહી ચરબી જતાં રહ્યાં, એટલે રયજીનું મન માંડમાંડ ઊંચું થયું હતું તે પાછું બેસી ગયું. 'હવે જે થાય તે પોર સાલ' એમ મનને મનાવી રયજી પાછો બીજે બાથોડિયાં મારવા લાગ્યો.

નર્યાં રયજીના મનની જ આવી દશા હતી એમ નહિ, ચંદાનું શરીર, એનો ઠસ્સો, એની ચાલ અને ખીલતી 'જોવનાઇ' જોઈ બૈરાંને ય લાગી આવતું: "મૂઇને પરભુએ બધુંય આલ્યું, ત્યારે છોકરો જોઇએ એવો ના મલ્યો."

વિવાહ થયો એ અરસામાં જ રામનવમીના મેળામાં ચંદાએ મનોરને જોયો હતો. હજુય ડગલાની બાંયે નાકના લીંટનું આડિયું ખેંચનો નાનો મનોર એની સ્મૃતિમાં તાજો હતો. પણ એ વાતને ચાર વરસ વહી ગયાં એટલે ચંદા એના મગજમાં જુદી કલ્પનાના મિનારા ચણતી હતી. કેવોક થયો હશે? ગોફણના ગોળા લઈ એ ખેતરમાં હુડા ઉડાડતો હશે. ખાતરનું ગાડું ફેરવતો હશે. 'નાની નાર ને ફૈડકો મોટો' ની પેઠે માથે મોટું છોગું મૂકી ફાળિયું બાંધતો હશે. કેડિયાના ગજવામાં છીંદરી વીટેલી છરી રાખતો હશે. દોઢ આંબની ડાંગ ખભે મૂકી ધરતી ધમધમાવતો હશે. આવાં આવાં કૈં કૈં સ્વપ્નાં ચંદા રચતી હતી; ત્યારે બીજી બાજુએ એના મંદવાડની—બચે તો ભાગ્ય, બચશે તોય એનું નામ કૈં નહિ, આ ભવે તો મેળ ખઈરીયો—એમ વિવિધ વાતો એને કાને આવવા લાગી.

છેલ્લે છેલ્લે જોઈ આવેલાં બૈરાં મજાકમાં કહેતાં: "ચંદા એને કેડમાં ઘાલીને ફેરવશે એટલે ઝટ મોટો થઇ જશે!"

ચંદાને ય હવે તો એને જોવાની પ્રબળ ઉત્કંઠા થઈ. આ વખતના રામદે પીરના મેળામાં જરૂર પોતે એને જોઈ લેશે એવી ચંદાએ મન સાથે ગાંઠ વાળી.

અને એ મેળાના પંદર દા'ડા અગાઉ જ સાંઢ નાથ્યાનો બનાવ બન્યો. વીરજીએ એ જાણ્યું ત્યારે એને એ રાતે ઊંઘ ન આવી. સાંઢને નાથનાર ચંદા આગળ એનો અદકપાંસળિયો મનોર નાના બાળક જેવો

લાગ્યો. જોકે પોતે હોય ત્યાંસુધી તો સાંઢ તો શું પણ વાઘને નાથ-નારીથી ય ચેં કે ચૂં થાય એમ ન હતું-પણ પાછળથી...કલ્પનામાં ય ન આવે તેવી બીક વીરજીને પેસી ગઈ.

પણ સામે ચાલીને ના કહેવા જવામાં ય મોટી મુશ્કેલી હતી. રયજી એટલે છીંકતાં છીંકું પડે એમાંનો. જો એને ખોટું લાગી ગયું તો શું ન કરે એય એક પ્રશ્ન હતો.

એટલે અત્યારે તો વીરજીએ વાતવાતમાં વેવાઇનું મન જાણી લેવાનો મનસૂબો ઘડ્યો હતો. છેવટે 'જેવા પડશે તેવા દેવાશે' એ વિચાર તો હતો જ.

મનોર હવે ઠીકઠાક થઇ ગયો હતો, એ ખેતરમાં ફેરો ફાંટો ખાતો. બળ વગરનું ઢોર પાવા, ચારવા, એવું ટેભાટેભીનું પરચુરણ કામ કરતો. ને આવો આવો ય-જમના મોંમાં ગયેલો બચી ગયો તેય રૂડા પરતાપ રામદે પીરની બાધાના! એટલે આ મેળા વખતે એની જાતર કરવાની પણ તૈયારી ચાલતી હતી.

ફરતાં ગામોમાં અને તેમાં ય પાટણવાડિયા કોમમાં ચંદાનો બનાવ ગજરામારુ અને સદેવંત સાવળીંગા જેવો રસિક થઈ પડ્યો હતો. સાંઢ નાથે તેવી છોડીનો વર ઉંદર જેવો છોકરો એટલે એ જોડાની કૈં કૈં વાતો થતી.

એક પક્ષઃ—"એ જોડું નભવાનું જ નથી. બાપ પરણાવશે પણ ઘર મંડાવાનું નથી. મારી સાળી, સાંઢ નાથ્યો તે રાંડનું કૈં મનોરિયાથી પૂરું થયું? આ તો પૂતરનાં લખ્ખણ પાયણામાં ને વઉનાં લખ્ખણ બાયણામાં!"

બીજો પક્ષઃ—"ત્યાં જ તમારી ભૂલ છે એવી રાંડ તો એવો જ ધણી શોધે નમાલું હોય એટલે એને તો વધુ ફાવે!"

આવા વાતાવરણમાં રામદે પીરનો મેળો આવી પહોંચ્યો. મેળામાં જનારની જુદી જુદી વૃત્તિ હોય છે. કોઇ ધર્મની આસ્થાથી, કોઇ રવાને શોખે, કોઇ મહાલવાના મોહે. કોઇ મનફાવતો મોકો મેળવવા, એમ જુદી જુદી વિવિધ તૃષ્ણા સમાયેલી હોય છે. પરંતુ આ વખતના મેળામાં વિવિધતા કરતાં એકતા વિશેષ હતી. જુવાનોને ચંદા જોવી હતી. વળી કોકને મળે તો મેળવવાની ય લાલચ હશે. જુવતીઓને

એની ચારે બાજુ વીંટાઈ મૂછો આમળતા પુરુષોને ટાણો મારવો હતો કે તમે તમારી જાતે પુરુષ માનતા હો તો, અમે તો કોઈને પુરુષ દેખતાં નથી! આવેડ આદમીઓને એને મેળવવાના કોડ તો નહિ હોય, કોકને હોય તો એ જાણે, પણ 'જોઈએ તો ખરી, સાંઢ નાથનારી કેવીક છે!' એ વૃત્તિ પ્રબળ હતી. વળતાં પાણી થયેલાં બૈરાંમાં કૈં જુદા જે ભાવ હતા.

એને ન ઓળખતા દુકાનદારો, ભિખારીઓ ને ગોર મા'રાજ સુધી ચંદાની વાતો પહોંચી ગઈ હતી. આ મનોદશા કૈં ચંદાને ન ઓળખતા સમૂહમાં જ હતી એમ પણ નહોતું. એને સારી પેઠે પિછાનતા, મળે તો પૂરું ધ્યાન પણ ન આપતા અને 'ઠીક છે!' એમ ગયા મેળામાં જ બબડતા હરેક, જાણે એને જોઈ જ ન હોય તેમ નિરખવા આતુર થઈ રહ્યા હતા.

જેની જેટલી પ્રબળ ઉત્કંઠા તેટલી તેની પૂર્વ તૈયારી પણ હોય જ ને? દર વખત મેળે જવા વખતે જ ગોળામાં મૂકેલાં નવાં લૂગડાં સંભાળતો ભીમો આ વખત એટલો બેદરકાર ન હતો. મેળાના આગલે દા'ડે ભીમો નેમચંદની દુકાનેથી એક આનાની સાબુની ગોટી લાવી, નદીએ પોતે નહાતો આવ્યો ને લૂગડાં ધોતો આવ્યો હતો. અને એને આગલે દા'ડે શહેરમાં ગાડું હાંકવવા ગયો ત્યારે દવાખાનાવાળી ભાગોળે ગાડું છોડી 'હલૂણુ'માં વાળ કપાવતો આવ્યો હતો. એટલા શોખ ખાતર તો એને કેટલું ખોટી થવું પડ્યું હતું! ખુરસીમાં બેઠા વિના સાચસાચ વનનંબર વાળ કપાય નહિ એમ માનતા ભીમાએ 'હલૂણુ'ની એય ખુરસી રોકાયેલી જોઈ તેથી વધારાના પાટ ઉપર બેઠેલા હજામે 'આવોને ઠાકોર કેમ ચાલ્યા?' એમ કહ્યું ત્યારે એણે 'જરા ચૌટામાં જતો આવું' કહી ખુરસી ખાલી પડે ત્યાંસુધી જ્યાં ત્યાં આંટા માર્યા કર્યા. એક કલાક બગડ્યા પછી ય ખુરસી તો મળી પણ પાટ ઉપર બેસી રહેલા હજામે ઊભા થઈ કાતર લીધી ત્યારે એના હૃદયમાં ખૂંચ્યું. "મારા હાળા શે'રના બધાય લોક છેતર્યાં વના નંઈ રે'વાના. પૈસા પૂરા બે આના, શે'રવાળા જેટલા જ લેશે અને તોય મારા વાળ તો આ પાટવાળા પાસે જ કપાવા માંડ્યા." એમ બબડી એ સૌના ઉપરી લાગતા બાંકડા ઉપર બેઠેલા

હજામભણી 'હું તમારી લુચ્ચાઇ બધી સમજું છું, હોં!' એવી નજર ફેંકવા ગયો ત્યાં તો કાતરની ચપટી ભરાઇ. સહેજ સીસકારો બોલાવતાં એણે સૂચના આપી: "રાત! જરા સમા કરીને કાપજે."

"હાકોર! એમાં કૈ'વું ન પડે" એમ પેલા ઉપરીએ બાંકડા ઉપરથી ઊભા થતાં કહ્યું ત્યારે એને કે'વાનું તો મન થઇ ગયું કે 'મારા હાળા તમને બધા શે'રનાને હું સારી પેઠે ઓળખું છું' પણ મનના મનોરથ મનમાં રાખી એ સામે ટાંગેલા મોટા આયનામાં ભાગ્યે જ કોઇ વાર શે'રમાં આવતો ત્યારે પાનવાળાને ત્યાં જોવા મળતા પોતાના મોટા પ્રતિબિંબને નિરખી રહ્યો. સારાનરસાની પરીક્ષા વગરનો ભીમો જ્યારે એની દાઢી ઉપર બ્રશવતી સાબુના ઠંડા બે પાંચ થર આવ્યા ત્યારે ખુશખુશ થઈ ગયો. અને 'હલૂણ' ઉપર વારી જતાં મનમાં બબડ્યો. "ઘેર તો લપલપીઓ કાળો રાત પૂરું પાણીય ચોપડ્યા વગર પાડાં મૂંડે તેમ છોલવા મંડે છે, પણ હલૂણ તે હલૂણ જ!"

અને છેવટે હજામે બ્રશ-ટુવાલ વડે બોચી ઉપર ચોટેલા વાળ લૂછી નાંખી, સીસામાં ગોઠવેલા ફૂવારામાંથી પાણી છાંટી, સામે પડેલી અત્તરની લાલ શીશી ઊંચકી ત્યારે ભીમાને વિચાર આવ્યો કે જો બે દિ' માથું સાચવીને રાખું તો મેળા સુધી એની સુગંધ ચાલે ખરી. અને તેથી એણે ટકોર પણ કરી: "રાત! જરા 'અંતર' વધારે નાખજે!" હજામે સહેજ હસીને ગંધાતા અત્તરનાં બે ટીપાં વધુ પાડ્યાં. એ મહામૂલું 'અંતર' એમ નાહક લુછાઇ ન જાય તે માટે ભીમાએ વાટે માથે બાંધેલું ફાળિયું ઉતારી લઇ લૂગડામાં ચૂસાઇ જતો કસ બચાવ્યો.

આમ પૂરી તૈયારી કરી ભીમો મેળે જવા નીકળ્યો. ધોએલું બંધુક છાપનું નવું નકોર અતડું અતડું રહેતું કથ્થઇ કોરનું થેપાડું, લાંબા ગોળ 'કલર' મૂકેલું લીલું ખમીસ, એના ઉપર કાળા દેશી ડગલો શિકારી ગજવાંવાળો કોટ અને માથે ભૂરો સંજાપ મૂકેલો લાલ ફેંટો, ઉપર વેંત ઊંચું છોગું ને પાછળ કમર સુધી લટકતો અણીદાર છેડો બાંધી, બાવજી મોચીના ચંદડ મૂકેલા દોરીવાળા બૂટ પહેરી, ખભે ડાંગ અને કાને ડમરો ખોસી એ નીકળ્યો ત્યારે એના સાથીદારો મૂછમાં ને મૂછમાં હસ્યા.

"કેમ ભીમા ? કેં નવાજૂની કરવા ધારી છે કે શું?" એકે પૂછ્યું.

"ખરું પૂછું તો ભીમા, ચંદા તારા દાવની જ છે." બીજો બોલ્યો.

"એ તો પાડી દીધી જ જાણો ને." ત્રીજાએ ઉમેર્યું: "ગજવામાં છરો લીધો છે તે અમસ્તો !"

ભીમાના મનમાં પાણી તો આવી ગયું; પણ પોતાનો મનોભાવ છુપાવતાં એણે કહ્યું: "હૈડે તે હોઠે–તમારાં મનમાં હશે તે કે'તા હશો."

એક ભપ્પાબોલાએ કહી નાખ્યું: "લે ને અમારા મનમાં તો ઘણુંય છે–જો તારા હાથમાં હોય તો–"

બીજો: "એના હાથમાં હોય ત્યારે તો તમારા સુધી એ આવવા જ શાનો દે?"

ત્રીજો: "જો ચુમન ! આપણે આશા રાખીએ તે બધી ફાંફાં. એમ ઊગમણેથી કન્યા આથમણે આવતી હોય તો તો રઘજીએ એ મનોરિયા સાથે વિ'વા જ શાનો કર્યો હોત ?"

ચુમન: "એ તો જેના જંઇ લેખ હશે તંઇ જશે. બીજા ફાંફાં મારે એ છૂટી પડવાનાં."

એક: "લેખ–બેખની વાત જવા દે ને, એ બધી વાતો છે. તારામાં હિંમત હોય તો મેળામાંથી જ કરીએ—"

ચુમન: "એ તો રામા ! જવા દેજે વાત. ત્યાં તો મૂછો ઉપર લીંબુ ઠરે એવા આવ્યા હશે. એમ પહેલાંના રાજાઓની જેમ હરણ કરવાની વાત આવે તો તો ભલાભલી પ્રથમી પડી છે–પણ કરમની વાત તો ખરી."

રામો:–"મારું સાળું કરમ તે કંઇ સાવ આંધળું હશે ? કેં મનોરિયું ને કેં ચંદા !"

ચુમન:–"એ તો ખોદે ઉંદર ને..."

ભીમાને ચંદા સાથે સંબંધ ન હતો, ઓળખાણુ ન હતું, વળી તે આડીતેડી વાત નો'તો કરતો એવુંય ન હતું; છતાં ચંદા માટેની વાત કાને પડતાં, ભૂલચૂલમાં મીઠાને બદલે કડવું ચીભડું ચવાઇ ગયું હોય તેમ એનું મોં બગડી ગયું. એણે ન ગમતી વાતને ટૂંકી કરતાં કહ્યું.:

"જાણ્યા કર્યા વગર અમથી ખોટી વાત કરી શું કામ પાપનાં પોટલાં બાંધો છો? આપણે કૈં મેળામાં એના સારુ તો નથી જતા ને?"

કોઈ કંઈ બોલ્યું તો નહિ પણ દરેકના હૈયામાં તો હતું જ – બધા મેળામાં શું કામ જાય છે તે કોઈનું અજાણ્યું નથી.

પણ ભીમાની એ બધી તૈયારી મેળામાં આવતાં ઝાંખી પડી ગઈ. સ્વયંવરમાં કુંવરી વરવાના ઇરાદાથી 'મારા જેવી કોઈએ તૈયારી નહિ કરી હોય' એમ માનતા રાજાઓ જ્યારે પોતપોતાના આસને બિરાજી બીજાઓને નિરખે ત્યારે જેમ પોતાની ઊણપ એમના હૈયામાં ખૂંચે તેમ મેળામાં પેસતાં જ એનાથી ય ચડે એવા દોઢહાથનું છોગું મૂકી આંખમાં મેશ આંજેલા જુવાનો નજરે પડ્યા ત્યારે ભીમાના ક્ષોભનો પાર ન રહ્યો.

જે બાજુ ચંદા જતી તે બાજુ હુડુડુ કરતું ટોળું ધસતું. દર વર્ષના કરતાં મેદની દોઢી હતી છતાં દુકાનદારો ને ચકડોળવાળા માંખો જ મારતા હતા. એક પૈસાના વીસ આંટાને બદલે ચકડોળવાળાએ થાકીને ત્રીસ આંટાની બૂમો પાડી ત્યારે એક મસ્કરા જુવાને કહ્યુંય ખરું: "ભલા માણસ! ચંદાએ વગરપૈસે ચકડોળ ચઢાવ્યો છે ત્યાં તારા પૈસાના ત્રીસ આંટા ખાવા કોણ નવરું છે!"

જેમ જોવા ઊમટેલી મેદની તરફ લોકનાયક ધીમા હાસ્યથી મીઠી નજર નાખે તેમ ચંદા એની ઘેનભરી કસુંબલ સુવાસ ચોમેર ફેલાવતી પોતાની બેનપણીઓ સાથે પીરની દરગાહ ભણી જઈ રહી હતી.

એને જોવા આખો મેળો લગભગ આવ્યો હતો અને એ જેને જોવા આવી હતી એ મનોરિયો દરગાહ આગળ પલાંઠી વાળી, નીચું મોં કરી, બે હાથ જોડી, માના ખોળામાં બેઠો હતો. વીરજી એની જોડે બકરાની ભેટ લઈને ઊભો હતો. હિંદુઓમાં સારી આસ્તા ફેલાવનાર ફકીર હિંદુનાં દિલ કેમ જાળવવાં એ સારી પેઠે જાણતો હતો. શ્રીફળનું નૈવેદ્ય થયા પછી ખુલ્લી રીતે બકરાને હલાલ ન કરતાં લોહીનું એક જ ટીપું એણે દરગાહ ઉપર છાંટયું. બાધાની વિધિ પૂરી કરી. પીરને પગે લગાડી, બાધાની દક્ષિણા મૂકાવી, એણે મનોરિયાને છેલ્લેવેલ્લી પ્રદક્ષિણા કરવા ઊભો કર્યો.

એને જોઈ રહેલી ચંદાએ તે ઊભો થયો ત્યારે એને પૂરેપૂરો તપાસી લીધો. એને ખભે માંડમાંડ આવી રહે તેટલા ઊંચા હાડપિંજરની

ચેતનવંતી બે મોટી આંખો જ્યારે સ્વાભાવિક રીતે ચંદા તરફ મંડાઈ ત્યારે એના હૃદયમાં એક આછી ઝણઝણાટી વ્યાપી ગઈ. એણે ત્યાં દૃષ્ટિ ઉઠાવી સામી માંડી ત્યારે ભીમાની પડછંદ, ડાંગને બે હાથે ચપસીને પકડેલી આકૃતિ 'જુંડી જો તો ખરી, તારા વાસ્તે તો કેટકેટલી તૈયારી કરી છે' એવો સત્તાવાહી ઠપકો આપતી હોય તેમ સૌમાં પોતાનું વ્યક્તિત્વ જુદું પાડતી ઊભી હતી. એક ક્ષણ–ફક્ત એક ક્ષણ એ દૃષ્ટોદૃષ્ટ મળી હશે ત્યાં તો 'મને જો–મને જો' એવી વૃત્તિવાળા જુવાનો એની આગળ આવી ઊભા રહ્યા. ચંદાએ પેલી ભીમાની પડછંદ આકૃતિ ફરી જોવા ઊંચી દૃષ્ટિ કરી પણ આગળ ફરી વળેલું ટોળું ભેદી એ નજર આગળ ન જઈ શકી. ત્યાં તો બાધાની ધમાલમાં પડેલા વીરજીની નજર ઊંચી થઈ ચંદા ઉપર પડે તે પહેલાં એ રવાના થઈ ગઈ હતી. પાછળ ટોળામાંથી અવાજ ઊઠયો.: "એ...એ મનોરિયાની ચં...દા !" એણે પાછળ કટાક્ષ ફેંકતી નજર કરી ત્યારે ડાંગોવાળા અને ખારિયાંવાળા જુવાનો ય એની શેહમાં બૂમ પાડતા અટકી ગયા.

બીજા ભલે ગમે તેમ માનતા હોય પણ આ મેળામાં ચંદા કોઈને પસંદ કરવા નહોતી આવી. એને તો ફક્ત મનોરિયાને જ જોવો હતો. બિચારા એની પાછળ ખોટું પાણી લાવતા જુવાનો 'મને એણે જોયો' એમ ભલે અંતરમાં ખુશ થતા હોય. એ તો પ્રભુએ આંખ આપી છે એટલે જુએ તો ખરી ને? હા, એની નજર ભીમા તરફ તાકી હતી ખરી, કદાચ એને એણે ઘૂંટીઘૂંટીને અંતરમાં ઉતાર્યો હોય તો કોણ જાણે. પરંતુ એય સાચું તો કેમ મનાય? એણે કદી ભીમાને જોયો નથી, સંભાળ્યો નથી. નામ તો એ જાણતી નથી. પછી પાછળથી ય ક્યાંથી તપાસ કરવાની હોય? એની પડછંદ કાય કદાચ એના ધ્યાનમાં ઊતરી હોય તેથી કૈં ભીમા તરફ આકર્ષાઈ છે એમ પણ કેમ કહેવાય? અને એ બધું જાણે માની લઈએ પણ ભીમો તો આથમણી પાનો એટલે એ સંભવેય શી રીતે?

ભીમોય સમજતો હતો કે નાતના રિવાજ પ્રમાણે ચંદા માટે પાણી

સુખનું સ્વપ્ન હતું છતાં એણે એને જોવા બેત્રણ વખત ફાંફાં મારી જોયાં પણ ચંદા તો તે પહેલાં મેળામાંથી વિદાય થઈ ગઈ હતી.

ચંદા મનોરિયા સાથે પરણશે કે નહિ એ ગૂંચ એનું મન જાણતું હશે. પણ તે પહેલાં લોકોએ તો એનો ઉકેલ કરી નાંખ્યો : "મનોરિયાનું મોઢું નહિ કે'તું હોય, મોટું ચંદાને પૈણનારું !"



## (૯)

## ગામડાની 'મંથરા'



મનોરિયાના મનની વાત તો આપણે જાણી નથી. ચાલી જતી ચંદા પાછળ જો ટોળાએ હુરિયો ન બોલાવ્યો હોત તો એને 'દીવા તળે જ અંધારા' જેવું થાત. પીર આગળ પગે લાગતી વખતે જે ટોળું એની ચારે બાજુ ફરી વળ્યું હતું એ તો એણે જોયું હતું. પણ હજુ નાળિયેર વધેરી એની શેષ સુખડીમાં નાખી પ્રસાદ થાય તે પહેલાં [illegible] ફરતું ટોળું ભાગ્યું ત્યારે એની નજર સૌથી આગળ ધરતી ધમધમાવતી એક ઊંચી, ફાટ ફાટ થતા જોબનવાળી, મેશ આંજેલી આંખમાંથી તેજ વેરતી જુવતી ઉપર પડી. એનું મન કે જુવાન નહોતું કે એનાં રૂપ અને તેજ ઉપર મહેલ ચણે ! ફક્ત કુતુહલભર્યા મગજમાં વિચાર આવે તેમ એને થયું—કોણ હશે ? ટોળું એની પાછળ કેમ ફરતું હશે ? પરસાદ લીધા વિના એ ગઈ તેથી પીર કોપશે નહિ ?...

પીરજીની ધ્યાન બહાર કંઈ આ વાત ન હતી. ચંદા પાછી વળી તે પહેલાં એણે એને વાસી નજરે જોઈ લીધી હતી. આ એ કૈં પહેલી વખત એને દેખતો ન હતો. છતાં આ વખતની ચંદા એને કૈં જુદી જ લાગી. એણે મૂળ તરફ દૃષ્ટિ કરી, ત્યારે એનાથી એકાએક મન [illegible] બોલી જવાયું: "ના, ના, છોકરાનો ભવ નહિ બગાડું" [illegible] જતી

ચંદા તરફ મનોરિયો તાકી રહ્યો હતો ત્યારે એને ફકીર સામે દૃષ્ટિ સ્થિર કરવા વીરજીએ સૂચના પણ આપી: "બેટા! એમ આપણું શું જોઈ રહ્યો છે, બાપુ સામે નજર રાખ."

મનોરિયે અગ્નિમાં લોબાન નાખતા ફકીર સામે નજર કરી ત્યારે એના કાને દૂર જતા ટોળાનો અવાજ આવ્યો: "એ...એ મનોરિયાની ચં...દા...!"

"ઓ બાપ રે!" અવાજ સાંભળ્યો તે સાથે મનોરિયાના મોઢામાંથી ઓચિંતી બૂમ નીકળી ગઈ.

"શું થયું બેટા?" માએ બરડે હાથ ફેરવતાં પૂછ્યું.

"ડરના મત, લડકા! રામદે પીર સબ દુઃખ કાટ નાખેગા." ધૂપના ધુમાડા ઉપરનો હાથ મનોરિયાના માથે મૂકતાં ફકીરે દુઆ દીધી.

એનું ખરું કારણ સમજતો બાપ બોલ્યો: "બી'શ નહિ બેટા! શું એવું નહિ કરું."

જોકે મનોરિયાના મુખમાંથી આમ વગરસમજ્યે કેમ ચીસ નીકળી ગઈ તે એ ય નહોતો સમજ્યો. એને તો હજુ પહાડ જોયો, હમણાં જોયેલી છોકરી, અને તેય એની ચંદા, એમ આંખ ભેગી થઈ ત્યારથી હૈયામાં ધબકાર વધી ગયા હતા. એ કંઈ બોલ્યા વિના મૂંગો બેસી રહ્યો.

આ ભેદમાં કંઈ ન સમજવાથી ફકીર વીરજી સામું તાકી રહ્યો. એ વૃદ્ધને મન તો સૌ લડકા જ હતા! એણે વીરજી પાસેથી વાત જાણવા પૂછ્યું: "ક્યા હય લડકા! દેવકે દુવાર સાબને કુછ છિપાના મત."

ચારે બાજુ હજુ થોડાંઘણાં માણસો હતાં એટલે વીરજી કહેતાં અચકાતો હોય તેમ બોલ્યો: "બાપુ! એ તો અમારા સંસારના ઝઘડા—"

"હાં...હાં.....સંસારકા એસા ઝગડા મિટાને મેં તો હમ ઇધર બૈઠે હૈં, ફીર કહનેમેં હર્જ ક્યા? બોલ દો. દેવકે દરબારમેં ઇન્સાફ હર, દેખના હો જાયેગા." ફકીરે દેવ અને એના પ્રતિનિધિ જેવો પોતે સંસારનાં દુઃખિયાં માટે તો બેઠા છે-તેની ખાતરી આપી.

અરખા વાતમાં કંઈ સમજી નહિ એટલે ધણી તરફ તાકતાં એ બોલી: "કયા કાઠી રગડાની વાત કરો છો?"

"કેમ? મનોરિયાની વ..." અને હવે એને વહુ બનાવવી જ નથી એટલે અમસ્તી 'વહુ' શા માટે કહેવી, એમ ખ્યાલ આવતાં વહુનો 'હુ' ગળી જતાં એણે કહ્યું: "ચંદાની રતો!"

અરખા પણ એ કોયડાનો ઉકેલ લાવી શકેલી નહિ એટલે કંટાળીને બોલી: "મરવા દોને એને! અહીં જે કરવા આવ્યાં છીએ એ કરવાનું મેલી, એની વાત શું કરવા સંભારો છો?"

"ત્યારે તારામાં ય ક્યાં વેતો બળ્યો છે? મેં તો ક્યારની જોઈ હતી, પણ આ તો છોકરે ચીસ પાડી ત્યારે મારે બોલવું પડ્યું." જરા ખીજમાં વીરજી બોલી ગયો.

આ જગાને બદલે બીજે જો વીરજીએ આજ 'વેતો' શબ્દ કહ્યો હોત તો એને દાંત ખાટા થાય એવું અરખા ચખાડત. કદાચ અહીં પણ ખાટમધુરું તો ચખાડત જ. પણ ચંદાને એમણે જોઈ અને પોતાને ખબરે ન પડી, એથી એ સંભળાવવાનું માંડી વાળી એણે પૂછ્યું: "મેળામાં આવી છે એ તો મને ય ખબર છે, પણ તમે એને ક્યાં જોઈ?"

"લે, આવું મેં આવું ઠેકાણું રાખજે. હમણાં તારી સામે તો ઊભી રહી'તી. મોઢું ટાળું લઈને ફરે છે ને એટલીય સૂઝ ના પડી?"

"હું તે કંઈ બાધા કરવા આવી છું કે તમારી પેઠ ડાફેરો મારવા? છોકરાને ખોળામાં લઈ હું તો રામદે પીર સામે જ એકસુરતાએ તાકી રહી'તી."

"મારું રડ્યું કંઈ બાધા કરવા આવ્યું હશે તે બીજે જોવુંય નહિ હોય?"

"બેઠો બેઠો હવે તમે, બાપજીનું કંઈ કૂડું પડે તો મારા ઊછરતા છોકરા—"

એ પ્રકરણ લાંબું ચાલત, પણ ફકીર વચ્ચે પડ્યા એટલે વાત અટકી. બાધા પૂરી થયા પછી વીરજી તો અટકળે લાંબું ખેંચ્યું ન

ફક્ત પણ અરખાએ આજુબાજુ ઊભેલું લોક સાંભળશે, તેની દરકાર કર્યા વગર ઠેઠાઠેઠ પહોંચાડયું અને એનો અંત લાવતાં કહ્યું:

"બાપુજી! અમારે બાંડિયા સાપને બે બાજુનો મરો છે. કરીએ તોય અને નથી કરેનાં તોય એકેય બાજુનું સખ નથી."

એ દુઃખનું નિવારણ કરતાં ફકીર બોલ્યો: "લડકી! ઇસમેં કોઇ બડી બાત નહીં હય. ઉમ્રસે કરતી હો તો તેરી ભૂલ હય. હમારા એક ઓલિયા હો ગયા, ઉસકી ઔરત સત્તરા સાલ બડી થી. ઐસા બહુત બડા અંતર ઇસમેં તો હૈ ભી નહીં. દોચાર સાલકા ફર્ક શુરૂ શુરૂમેં જાન પડતા હય" અને હવે ફક્ત એ મદજરી ઓીને કાબૂમાં રાખવાની જ વાત બાકી રહી. તેનોય નિકાલ કરતાં બાપુજી બોલ્યા: "ઇસકી ચિંતા મત કરના. મેં ઐસા તાવીજ દૂંગા કી બાઘ ભી બકરી બન જાયગા."

પણ એ બધી લાંબી લપમાં પડવા ન માગતા વીરજીએ ટૂંકમાં જ પતાવ્યું: "એ બધા કાઠીરગડા કર્યાં કરતાં ના જ પાડી દેતાં શું થાય છે?"

અરખા એ રસ્તો ઉઘાડો રાખતાં બોલી: "એવું કરીએ તો પાછા અહીં પગે લગાડવા આવી શું ને—"

ફકીર: "ગભરાના મત. રામદે પીર ઇસ લીએ તો બૈઠે હૈ!"

ઘેર આવ્યા પછીય એ રાત્રે ચંદાની છબી મનોસિયા સન્મુખ ખડી જ રહી. બધા કામમાં મા આગળ બાપનું કૈં ચાલતું ન હોવાથી, કદાચ મા ચંદા સાથે પરણાવી દેશે તો? એ આખી રાત એણે જેમ જેમ ચંદાને દૂર ધકેલવાની મહેનત કરી તેમ તેમ એ એની છાતી ઉપર ચઢી બેઠી હોય તેમ આવી ખસી જ નહિ. ઉજાગરાથી, અશક્તિથી કે માનસિક પીડાથી કે એ બધું ભેગું થવાથી એનું માથું ચઢ્યું અને સવાર થતાંમાં તો તાવ પણ ભરાયો.

સવારમાં અરખાએ કામકાજમાંથી પરવારી સૂઇ રહેલા પુત્રને ઢંઢોળ્યો ત્યારે એના પેટમાં ફાળ પડી—કાલ છોકરાને જરૂર નજર લાગી.

અને સંકટ સમયે ગાડીની સાંકળ જેમ કામ લાગે તેમ ફકીર

પાસેથી મંગાવી આણેલો દોરો એણે તેલનો ધૂપ દઈ મનોરિયાના જમણા હાથે બાંધી દીધો.

" બેટા ! મનોરિયા— "

મનોરિયાની આંખમાંથી ડળડળ કરતાં આંસુ સરી પડ્યાં.

" રડીશ નહિ, હાં બેટા ! આ દોરો બાંધ્યો છે એટલે જે હશે તે ગયું જ જાણ. હમણાં તાવ ઊતરી જશે. તારે શું ખાવું છે? લોટ બાફી આલું ? રાબડી પીશ ? જરા કકડો હેબરું—"

" થોડીક કણપીઓ ખદખદાવી આલું ? શેકેલાં મહુડાં ખાવાં છે? ધાણી ફોડી આલું—". જેમ જેમ મનોરિયો ના કહેતો ગયો તેમ તેમ અરખા બોલતી ગઈ. " મરિયાં નાંખેલો ઉકાળો પીશ ?

છેવટે કે તો પીવું જ પડશે માની મનોરિયે હા પાડી. એ દા'ડે ફક્ત એ ઉકાળા ભેર જ મનોરિયો રહ્યો. તાવ સાંજનો ઊતરી ગયો.

અને બીજે દિવસે અરખાના કાનોકાન સમાચાર આવ્યા—" તમારા મનોરિયા જોડે પરણવાની ચંદાએ ચોખ્ખી ધડ જેવી ના પાડી."

મનોરિયાની છાતી ઉપરથી જાણે કોઈએ સવા મણનો પથ્થર ઊંચકી લીધો હોય તેમ એણે છૂટથી શ્વાસ લીધો. એ આનંદના આવેશમાં એનો તાવ, અશાન્તિ ક્યાંય નાસી ગયાં અને એ બહાર રમવા પણ ગયો.

ખેતરમાંથી ચારનો બારો લઈ વીરજી ઘેર આવ્યો ત્યારે એને કાને પણ એ વાત આવી. એણે ઘાસનો ભારો નીચે નાંખ્યો ત્યારે મગજ ઉપરનો વિચારનો ભારો પણ એની જોડે નીચે પડ્યો હોય તેમ એનું માથું હલકું ફૂલ જેવું થઈ ગયું. ઉપરથી છૂટકારાનો દમ લીધો : " નિરાંત થઈ ! હેંડી ચાલીને ના કહેવા જવું મટ્યું ! "

અરખાને વાત કહી જનાર શની, વીરજી ખેતરમાંથી આવ્યો જાણી પોતાના સ્વમુખે જ સમાચાર આપવા જાતે આવી પહોંચી. શની ગામમાં ડાહ્યું માણસ ગણાતી. મૂળે અહીંની દીકરી અને પરણાવેલી બહારગામ પરંતુ મૂળથી સ્વતંત્ર સ્વભાવની એટલે એને સાસુ સસરાનો કબજો ને વહુ તરીકેની બધિયાર મર્યાદા ન રુચી. એણે એકાદ બે વખત સાસરે જઈ આવ્યા પછી એ પાંજરામાં પુરાવાની ના પાડી. એમ એ ત્રણ

વરસ વહી ગયાં. છેવટ વચલો માર્ગ નીકળ્યો. વહુને બદલે વર સાસરે રહેવા આવ્યો. સ્વતંત્રતાની હવામાં એણે ઉમંગભેર મહેનત કરી ઘર ચલાવ્યું. એની પાસે જે એક પિયેરી ઘર, બે ભેંસો ને એક બળદ હતાં તે એની આપકમાઈમાંથી વસાવ્યાં હતાં. ઉપરથી એણે આ મજૂરીમાંથી બે છોડીઓ ને એક છોકરો પરણાવ્યો એટલું ખર્ચ કાઢ્યું. ત્રીજી સાલ એનો ધણી ગત થયો ત્યારે જોહાજલાલીથી ખાંધિયા કર્યા. આજે ય એને પાંચ પચ્ચીસની જરૂર પડી હોય તો જ્યાં જઈને ઊભી રહે ત્યાં કોઈ ના ન કહે.

વળી બુદ્ધિમાંય ખરી. એકબે વખત બહારગામના વેપારીઓ ઘીનો ભાવ એકદમ તેજ થઈ ગયેલો એટલે લાવને અહીં અબુધડ ગામડામાં કોણ જાણતું હશે કરીને છેતરવા આવેલા, તેમને શનીએ પકડી પાડેલા. જોકે એની તો એક જ રૂખ હતી કે બહારગામથી કોઈ કંઈ લેવા આવ્યું એટલે જરૂર કંઈ ભાવમાં વધ હોવી જોઈએ. ઘીથી માંડી છેક છેલ્લાં મરચાં સુધીના તાજા ભાવ શની–ગેઝેટમાં બહાર પડતા.

વહેવારમાં ય એ પાછી એવી ચાલાક! છોડીને પરણાવતી વખતથી તે ઠેઠ વળાવતાં સુધી ને ઊભે બારે. બીજે દેતાંથી લે રાતોરાત કેઈ કાળુંધોળું કરવું હોય ત્યાંસુધીની જરેજર માહિતી એની જીભને ટેરવે.

નરી જીભની સરસતી ( સરસ્વતી ) ભગવાને આપી'તી એવુંય નહિ. હાથની પણ એટલી જ હોશિયાર. ભલભલા ડૉક્ટરો કે નર્સો પણ ન કરી શકે એવું કથોલું બાળક પણ એ હાથની ચાલાકીથી ફટ દઈને ફેરવી નાખે. જોતજોતામાં સુવાવડીનો છૂટકારો કરી નાંખે. વળી ખાનગી વાત થતી એય જુદી! ગામમાં ચુનીલાલ શેઠની વીધવા દીકરીને ચારપાંચ માસ થઈ ગયા હતા ને એણે ફક્ત વાંસની ચીપથી પૂરું પાધરું ઉતારી દીધું.

આવી ચારેય બાજુની પહોંચેલી બાઈ કૈં કહે એટલે એક કાને સાંભળી બીજે કાને કેમ કાઢી નંખાય?

એણે બારણામાં પગ મૂકતાં જ પૂછ્યું: " કેમ વીરજી મોટા! જાણ્યું ને?"

વચ્ચે અરખા બોલી: "બળ્યું બોન, એ મોટા આખલા લાતાને ય શું સમ હતું?"

શની પ્રથમ આવી ત્યારે એણે ચર્ચા નહોતી કરી, પણ આ વખત તો એણે મંથરા તરીકેનું કામ સંભાળી લીધું. એ વીરજીને બદલે અરખા તરફ નજર કરીને બોલી: "અરખાબોન! એ બધું હું કંઈ નથી સમજતી? એ મોટા પાડા આવીને ય મોટી ઉપાધિ હતી પણ—"

શની થોડી વાર ન બોલી એટલે અરખાએ કહ્યું: "કો'ને, શની બોન કેમ રહી ગયાં?"

બંદુકમાં દારૂ ભરી લીધા પછી ફોડવાની પૂર્વતૈયારી રૂપે શનીએ કહ્યું: "જુઓ બોન! આપણે તો કોઈનું ભૂંડું દેખાય તેમાં રાજી નહિ." અરખા એમાં સંમતિ દર્શાવે તે પહેલાં એણે વીરજીનું ધ્યાન ખેંચવા કહ્યું: "કેમ વીરજી મોટા, બોલ્યા નહિ? આટલાં વરસ થયાં, કદી કોઈના ભૂંડામાં ઉભેલી મને જોઈ?"

વીરજી: "ના, ના, એવું તને કહે છે ય કોણ?"

શની: "આ તો બળ્યો મારો સભાવ એવો રહ્યો એટલે બોલ્યા વગર ચાલતું નથી. નહિ તો તમે બેય રાજી હો તો વચ્ચે વેગળો મારે શું—?"

અરખા: "ના, ના, કો'ને. એવી ખૂંચ તમારા જેવું ડા'યું માણસ નહિ બતાવે તો પછી કોણ બતાવશે?"

વાતની પૂરીપૂરી ભોમિયણ શનીએ વીરજીને અંદર વસડ્યો: "વીરજી મોટા! મારી વાત વાજબી ના હોય તે પાછી આલજો તમે જ કો'—એ રયજી વિ'વા કરવા આયો ત્યારે તમે હા પાડી—પણ તમે મનમાં રાજી ખરાં?"

વીરજી જવાબ આપે તે પહેલાં અરખા બોલી: "બોન! અમારો તો ખરું કે'વડાવો તો સમૂળગો ય વચાર નહિ. છોડી મોટી એ તો ખોટું કેમ કે'વાય—રયજીએ પે'લેથી જ કહ્યું 'તું. પણ આ તો નિયાતમાં સારું ઘર, સરખેસરખું, અને શોભાશોભતું એટલે મેં જ મૂછો જરા દાબીને કહેલું કે એ તો બધુંય આવી મળશે." અને ગળગળી થઈ જતાં એ બોલી: "મને રાંડને કંઈ આવી ખબર હતી!"

શની: "મારું ત્યારે એજ કે'વું છે ને? તમે કૈં એને ખોળા પાથરવા નો'તાં ગયાં. તમારો છોકરો કૈં કુંવારો ન'તો રઇ જવાનો. છોકરા-વહુની ઝૂંસરી ઊંચી-નેંચી પડવાની છે, એય જાણતા'તાં. છતાં તમે હા પાડી તે શા ખાતર? એના નામને લીધે ને?"

વીરજીએ ડોકું હલાવ્યું: "એ તો ખરુંસ્તો!"

"ત્યારે મારું એ જ કે'વું છે!" શની બોલી: "તમે એના નામ ખાતર ચૂંમઈને હા પાડી, પણ હવે ખરો જોનાર હોય તો શું કે'?"

કોઈ કૈં બોલ્યું નહિ. શની ય તાકી રહી. છેવટ વીરજીએ કહ્યું: "મારો વચાર ના કે'વાનો હતો ને એમાંથી—".

"સમજવાની એ જ ખોંચ છે ને!" શની વીરજીને અટકાવીને બોલી: "ભલેને તમારો વચાર ન હોત પણ એણે તમને કે'વડાયું હોત કે મારો વચાર નથી, અને પછી તમે બા'ર કહ્યું હોત કે મારે કરવું નથી, તો તો આમાં કૈં પાણી રે'ત. પણ આ તો પરાણે હા કે'વડાવી ને ઉપરથી ભવાઇ કરાવ્યા જેવું થયું—"

અરખા કૈં બોલવા જતી હતી પણ વીરજી બોલ્યો એટલે એ અટકી ગઈ: "પરમ દા'ડે મેં મેળામાં જોઇ ત્યારથી— "

"એ તો હું સમજી ગઈ કે તમારો વચાર રજે ય ન'તો. પણ આમાં પાઘડીમાં માથું ના રીયું!" શનીએ ફરીથી સમજણ પાડી.

હવે અરખાને ઊંડી ખૂંચ દેખાઇ એટલે એ બોલી: "એ તો બોન! એમને છોને એવી ઊંડી ખૂંચ ન હોય પણ હું બધું ય સમજું છું. આ તો માથું કાપ્યા જેવું—".

"માથું કાપ્યું હોત તો તો સારૂં." શની વચ્ચે બોલી: "માણસનું માથું કાપી નાખવું એ તો હું સારું માનું છું, પણ નાક કાપવું એ એથી ભૂંડું."

અરખામાં હવે ધીમે ધીમે કળિ પ્રવેશતો હોય તેમ એ બોલી: "બોન, એ તો પે'લેથી એવા જ ભોળિયા રયા. નહિ તો સમજે તો માથું જાય પણ બદલો લીધા વના ના ઝંપાય."

શની: "બળ્યું એણે ના પાડ્યું હોત તો તો—"

"મોટે ઉપાડે વિ'વા કરવા તો એ આવ્યો હતો, પછી ના એય શાનો કે'?" અરખા વચ્ચે બોલી.

"બળ્યું બોન! આપણે જાણે એટલેથી મન વાળીએ. પણ આ તો છોડીએ મોઢે ચઢીને, બધાંના સાંભળતાં, ચોખ્ખું ઘડ, ઉઘાડે છોગે, લાંબા ટૂંકા હાથ કરીને કહ્યું—'હું એને પરણવાની નથી.' આવું શવકાર વરણમાં ગમે તે થતું હશે પણ આપણી વરણમાં તો આ તમારે ઘેર જ જોયું."

હજુ ધણી-ધણિયાણી કંઈ જવાબ આપે તે પહેલાં શનીએ એનું શું કરવું તે રસ્તો સૂચવ્યો: "એ તો છોકરો નબળો રયો ત્યારે રતો! નહિ તો આપણે કૈં વાણિયા-બામણ ઓછાં હતાં કે હાથ ઝાલીને બેસી રહીએ? છોકરો જવાનજોધ હોય તો ટચકાવી ન નાખે?"

અને એનો ઉપસંહાર કરતાં શનીએ કહ્યું: "વીરજી મોટા! તમે તમારે ગમે તેમ માનતા હો પણ મેં વાત જાણી ત્યારથી મારા પેટમાં તો તેલ જ રેડાયું છે. પણ પછી ધણીનો કોઈ ધણી છે? તમારી તો તમારી પણ સાથે છોકરાની પણ આ કંઈ જેવીતેવી નામોશી ન કે'વાય. એના કરતાં તો એ રાંડ પૈણીને કંઈ કાળુંધોળું કરી છોકરાને ઠેકાણે પાડ્યો હોત તો તો હું એને સાબાશ બકત, પણ—"

શની-મંથરાની આ કાન ભંભેરણી પછી, આ સંબંધ કોઈને પસંદ ન હોવા છતાં, પેલી સાસુવહુની જૂની પુરાણી ઉક્તિ પ્રમાણે "ના કહું તો હું ના કહું, એ ના કહેનારી કોણ?" એવો પ્રશ્ન ઉપસ્થિત થયો.

છેવટ એનો નિર્ણય શો થયો એ તો પ્રભુ જાણે, પણ શનીએ તો વાત બહાર વહેતી મૂકી એ ચોક્કસ: "હવે સામો વીરજી ખાટે ય એડો છે કે એને કેવીક કોઈ પરણીને લઈ જાય છે!"



# (૧૦)

# ગપગોળા



રયજીના વસ્તારમાં ત્રણ છોડીઓ અને એક છોકરો. ઓછુંવત્તું જીવીને ગત થયેલાં ત્રણ છોકરાં જુદાં. પરંતુ એ બધાંમાં રયજીનું સૌથી વધુ વહાલ જુઓ તો ચંદા ઉપર—છોકરા કરતાંય વધુ મોટી બે છોડીઓ એની માના ઘાટિ–ઘાટ અને સ્વભાવેય મળતી. તેમને પરણાવ્યાં આજ દશ દશ વર્ષ થઈ ગયાં, પણ એમના તરફથી ઠપકો સરખો સાંભળવાનો આવ્યો ન હતો. માવોય આમ એકવીસબાવીસ વર્ષનો મહેનતુ જુવાન હતો. એનામાં મા અને બાપ બંનેનો અંશ આવ્યો હતો. પણ પુત્રનાં લક્ષણ પારણામાં અને વહુના બારણામાં, એ કહેતી પ્રમાણે ચંદા નાનપણથી જુદી તરી આવતી. બ્રહ્માએ ખોળિયું તો પૂરેપૂરું સ્ત્રીનું ઘડયું હતું પણ ભૂલભૂલમાં જીવ અંદર આદમીનો મુકાઇ ગયો હતો! બૈરાં વાતવાતમાં કે'તાંય ખરાં: મૂઇએ એના બાપનું એકેય રુવું ચોર્યું નથી. એટલે એથી કે કોણ જાણે સ્વાભાવિક પણ રયજીનું એના ઉપર વિશેષ વહાલ હતું.

અને આવી દીકરી માટે ઊંચા–નીચું શોધવું પડે એ બાપને ગમે શી રીતે? કુળવાનશાહીનું ભૂત અમીરથી ભંગી સુધીમાં એકસરખું વ્યાપેલું છે. અમુક ગામનો અમુક જ ગામે ઉતાર હોય. ફલાણા કુટુંબની કન્યા અહીં આવે જ નહિ. સમજવામાં મુશ્કેલી ન નડે માટે આ કોમે સર્વસાધારણ એક જ નિયમ કરેલો કે આથમણે પાથી લાવવી અને ઉગમણે પા આપવી. નાનું છોકરું અને આંધળા ય ન ભૂલે એવી આ વંશપરંપરાથી ચાલતી રૂઢિ રયજી શી રીતે તોડી શકે? જો આથમણે અપાય એવું હોય તો બે ચાર જગા સારી હતી, પણ એનો અર્થ શું? અને ઉગમણે એ જ્યાં નજર કરતો ત્યાં બધી ભૂખડી બારસ. કોઇ સગાનું સગું તો કોઇ શોકવાળું જણાતું. એટલે છેવટ વીરજીને ઘેર કરેલું તેય 'નાનું તો નાનું પણ મૂળે ઘર તો ખરું' એમ સમજીને જ.

પછી આજે ચંદાએ મેળામાંથી આવ્યા પછી ના પાડી ત્યારે એણે ચારે બાજુ નિરાશાની નજર ફેરવી.

ચંદા એનો ભાવાર્થ સમજી હોય તેમ બોલી; "બાપા! તમે શું કામ ફકર કરો છો? છેવટ મને તમારો બીજો છોકરો માનજો." જોકે એનો કહેવાનો અર્થ તો બીજો જ હતો: કંઈ આદમીને એમ કાતરા ખાઈ ગયા છે? પણ બાપ આગળ એ ન બોલી શકી, એટલે તેણે ભળતું જ કહ્યું.

"ના રે ના, આટલી મોટી નાત પડી છે. વે'લુંમોડું કે કોઈનું ઠેકાણું પડયા વગર ઓછું રહ્યું છે?" બાપે છેવટ મનની વાત દબાવતાં કહ્યું.

પણ લગ્નની એ ચર્ચા આગળ ચર્ચવા ચંદા ન માંગતી હોય તેમ બીજું કંઈ બોલ્યા વગર એણે કહ્યું: "ત્યારે મેં શું કહ્યું?"

અને બાપ પોતાની વાત નાકબૂલ કરશે જ નહિ એવા ભરોસાથી જવાબ સાંભળ્યા વિના ચંદા ઊઠીને બહાર જવા લાગી.

છેવટ એ વાત નક્કી જ કરી નાખી હોય તેમ બાપે કહ્યું: "તારૂં અન્ન નહિ હોય તો રે'વા જ દીધેલું છે."

આટલી જ ટૂંકી વાત. એમાં નહોતી થઈ ટપાટપી, નહોતો થયો વાદવિવાદ કે બે લાબોલી. કદાચ બીજે દા'ડે કશને ફળિયામાં વાત ન કરી હોત તો કોઈ જાણુંતેય નહિ. પણ બૈરાંનો સ્વભાવ ને તેમાંય માનો જીવ એટલે ઊભરો નીકળ્યા વિના રહે? મૂળે પોતાને પે'લેથી જ નહોતું પસંદ અને છેવટ એ જ થયું, એટલે તેના આનંદમાં કશને બૈરાંમાં વાત કરી: "હું તો એમને પે'લેથી જ ના કે'તી'તી પણ મારું ના માન્યું તે છેવટે—"

"વીરજીએ ના કે'વડાવ્યું?" વચ્ચે જાણુવા આતુર પ્રશ્ન થયો.

"એ તો શાનો ના કે'? પણ ચંદાએ અંતે એના બાપને મોઢે ચઢીને ચોખ્ખી ના કહી."

"હેં! હેં! શું કો'છ, કશન?"

"માણું, આપણે શે'રની વાતો સાંભળતાં એવું જ થયું ને આ?"

" ખરું પૂછો તો રયજી મોટાએ કર્યું ત્યારથી આપણું તો મનબંધ ! "

" બચારા રયજી મોટાય શું કરે ? એવું છોકરુંય જાયએ ને ? "

" પણ આ ઊંટ પાડા ને આખલા જેવો મેળ ક્યાં બેસે ? "

" પછી મોટાએ શું કહ્યું ? "

" કે શું કપાળ ? એ સ્તો ! "

અને એ જ મંદમંદ પવનમાંથી ઘડી પછી ભલભલાં વૃક્ષોને ઉથલાવી પાડે તેવો વંટોળિયો ચઢ્યો !

" જાણ્યું ? "

" શું ? "

" શું ત્યારે મારા ભઈ ! રાતે તો જબરી થઈ !

" એટલું બધું કે ? "

" હું શું કે'તો 'તો ? "

" શાનું ? "

" કેમ ? મેળામાં જ મેં વાત ન'તી કરી ? ચંદાની પાછળ બધું ઝોલું ફરતું'તું—"

" હા, હા, તે શું થયું ? "

" ધણીને ખીલેથી ગયેલી એ મારું કે'વું ખોટું પડે જ નહિ ?

" પણ એવું છે શું ? "

" એ સ્તો ! જુવાન છોડીને મોઢે ચઢાવી—"

" પછી ? "

" એ જ. એમાં સાંઢ નાથ્યો એટલે બાકી રહે ? મેળામાંથી જ બારોબાર જતી રે'તી 'તી—"

" હેં ! "

" હેં શું ? ગઈ'તી જ ! પણ લઈ જનારો જરા પાંસરો તે કે'-એમ ઉપરવાડે ઉપાડી જાય એ બીજા. અહીં તો ઉઘાડે છોગે તારા પાદરમાં આવવાવાળા. એક વાર તું ઘેર જા. પછી નહિ માને તો હું છું ને તારો બાપ છે ! "

" આટલી હદે ? "

" તે મારા ભઈ કરું ! આબરૂનતી ઘેર તો આઈ પણ—"

"રખજીએ વાત જાણી હશે ?"

"એની જ મોંકાણ મંડાઈ ને! વાત કરો તોય રયજી એટલે નાતમાં પૂછાય એવું માણસ! એનાથી કૈં બોલ્યું ના બોલ્યું થાય? એ વાનાં કર્યાં જ હશે તો, પણ છોડી તો ધણીના ખીલેથી ગયેલી તે આને? રાત્રે ગળે ફાંસો ખાવા તૈયાર થઈ—"

"શું કો'છ!"

"શું કો'છ શું? દોરડું છોડ્યું'તું ને."

"એ તો બધાં ફંદ, મરવું એ કૈં—"

"ભૂલો છ, કાભઈ! ફંદમાંથી કૈં પકડ થઈ જાયને, તો—"

"તો શું? ફૂંકી મેલાય! એમ કંઈ એનાથી બી' જવાયું?"

"આબરૂવાળા માણસને તો બધો ય સંતાપ! છેવટ એનું ધાર્યું કર્યું."

"શું?"

"વીરજીના મનોરિયા જોડે પૈણવાની ચોકખી ના પાડી દીધી."

"એ તો રયજી એવો નમાલો એટલે. મારા જેવો બાપ હોયને તો ગળે નખ દઈને જાનથી મારી નાખે. એ આજકાલની 'નઈ પૈણું' એમ શું કે'તી'તી?"

"કે'તી'તી કે વળી કહ્યું?"

"તે એવો કોણ એને મળ્યો?"

"ભગવાન જાણે! આપણે કંઈ કોઈનાં ખનિયાં ખૂંટવા ગયા છીએ? ને આવી નીકળી એને એક ઉપર શું મૂંડ મુંડાવ્યું છે? એ નંઈ ને એનો બાપ!"

"તે રયજી કબૂલ થયો?"

"કબૂલ થયો? કે બે હાથ જોડી પગે લાગ્યો?—'તારે જ્યાં પૈણવું હોય ત્યાં પૈણજે; આજથી હું બંધાયેલો ને તું છૂટી.'"

"એ તો મને પે'લેથી જ ખબર હતી કે છોડીને બહુ લાડ લડાવે છે તે ક્યારેત્યારે એને જ માથામાં વાગશે—"

"વાગશે કે વાગ્યું? હજુ વીરજી ખાંટને ખબર તો પડવા દે, એ કૈં જેવોતેવો ના માનતો."

"તે કોણે જાણ્યું?"

"ના, ના, હજુ આજ રાતે જ બન્યું ને એ ક્યાંથી જાણે ?"

"ત્યારે તો બરાબર જામશે."

"જોવા જેવી."

આમ શનો અને કાભઈ તે દા'ડે વાત કરીને છૂટા પડ્યા. આ વંટોળિયો ઊડતોઊડતો વીરજીના ગામે ગયો. ત્યાંથી શનીએ જે વંટોળિયો ઉડાડ્યો તે પાછો ઘૂમતો ઘૂમતો અહીં આવી પહોંચ્યો. આવા વાવાઝોડામાં ધૂળ, રેતી, કચરો, કસ્તર અને બીજી ધૂળકટમાં ચોખ્ખી હવા તો ક્યાંથી હોય ? જ્યાં જુઓ ત્યાં આંખ, મોં અને આખું શરીર ભરી દેતો ઘૂમરિયો ખાતો તોફાની પવન ઊડતો હતો.

એ જ વાતાવરણમાં શનો અને કાભઈ પાંચમે દા'ડે પાછા ભરાઈ ગયા.

"હું કે'તો 'તો ને ?—"

"શું ?"

"વીરજી ભાયડો છે ? હવે જ ખરી મજા આવશે."

"ભાયડો હઇને એ શું કરશે ? કોઈના ખેતરમાં કે ઘરમાં દેવતા મૂકશે, કૂવામાં ઘાસતેલ રેડશે કે બહુ બહુ તો પાંચપંદર હુમાં કપાસ કપાવશે, એજ કે બીજું ?"

"એ તો નાની છોકરીઓ ય કરે."

"ત્યારે એ શું છોડીને ઉપાડી જશે ?"

"ઉપાડી જાય ત્યારે તો સારું સ્તો !"

"ત્યારે એ કંઇ ફાંસી તો નહિ દે ને ?"

"ફાંસી કરતાં ય ભૂંડું."

"એટલું બધું તે એ શું કરવાનો છે ?"

"એ કરવાનો છે એવું તો કોઇએ નહિ કર્યું હોય."

"પણ એવું તે શું ?"

"ખાવું ય નહિ ને ખાવા દેવું ય નહિ !"

"એટલે ?"

"ધરમરાજા આવે તોય એ કન્યા હવે એને ન આપે—"

"પણ એને આપવાની વાત જ ક્યાં છે ?"

"આવવા તો આગળપાછળ સપડાય એટલે બાપા કહીને જાય, પણ એ ધોડો શાનો કરે ?"

"એ તો બધી થૂંક ઉડાડવાની વાતો છે. મોઢે ચઢીને જે ધડ જેવી ના પાડે છે એ એને બાપા કે', એમાં શા માલ છે ?"

"માલ–નામાલ અત્યારે જોવાનું છે ? જોજે ત્યારે કોની માએ સવાશેર સૂંઠ ખાધી છે કે એની જોડે ફેરા ફરે છે !"

"તે શું એ પૈણવા આવનાર સામા આડા હાથ દેશે ?"

"હાથ નહિ, તલવાર !"

"હંઅ !"

"હસવાનું માનજી ? વીરજીએ ગામ દેખતાં જળ મૂક્યું—"

"કે ?"

"એને પૈણવા આવનારને ના મારું તો બીજા બીનો હોઉં !"

"પણ તું કે'તો'તો એમ કોઇ બારોબાર લેઇને જ રવાના થઈ જશે ત્યારે ?"

"કોને થઈ જાય ? પાતાળમાંથી ય પકડયા વિના મેલે એ બીજા. વીરજી ખાટે કહ્યું એટલે થઇ રહ્યું."

"સારું ત્યારે, એ ય આપણે જોઇશું તો ખરા ને ?"

"જો, કે ના જો, એમાં મીનમેખ થાય જ નહિ !"

આ પ્રમાણે વર્તમાનપત્ર, તાર–ટેલિફોન, રેડિયો કે સમાચાર ફેલાવનાર એવાં આધુનિક સગવડ–સાધન વગર રજેરજ વાત ચંદા, રયજી, વીરજી કે મનોરિયા જેવાં લાગતાંવળગતાં સુધી જ નહિ પણ લગભગ નાતનાં બધાં ઘરોમાં સુધારાવધારા સાથે પહોંચી ગઈ.

વીરજી ખાટે, એક બે જણાએ કહ્યું હશે કે મેં એવું કોઈ જળ મૂક્યું જ નથી, પણ લોકો ઊલટા એને હસી કાઢતા અને વાતને ઉડાવી જ દેતા. "જોજો એવું બોલતા, કોક ભોળા ભાવમાં સાચું માની બેસશે તો પાછળથી માર્યો જશે !" વીરજી આમ આકળો છતાં સમજુ હતો. એના મનમાં થતું કે માળા લોકે ય જો કોઇ એવો હોય તો 'ચડ જા બેટા શૂળી ઉપર' કરે એમાં ભૂલ નહિ.

પોતાના વિષે ચાલતા ગપગોળા સંબંધે રયજી પ્રતિકાર કરતો ત્યારે લોકો એનો જૂદો જ અર્થ કરતા. એ તો હવે સામો માથાનો મળ્યો એટલે નરમ પડ્યો છે. જાણ્યું કે છોકરીને કોઇ લેવાનો નથી એટલે નમતું જોખ્યા વિના છૂટકો નથી, ત્યારે એ તો વીરજીને સારૂં લગાડવા ઢીલું બોલે છે. જોકે વીરજી પાસે તો એ જઇ આવ્યો પણ એક વાર માથું કાપ્યા પછી પાઘડી બાંધે તે શા કામનું? એણે તો ચોખ્ખી ના જ પાડી દીધી કે તારી છોડીને જોઈએ તો ઊંડા ધરામાં નાંખ, મારે તો ધરમાદાય ન ખપે. એટલે એણે સાપે છછૂંદર ગળ્યા જેવું—નથી એ લેતો કે નથી બીજો લેવા તૈયાર થતો—એવું થયું છે.

અને એ વાતે ખોટી ય નહિ.

ચંદાને પરણવા કંઇક જુવાનો મોંમાં પાણી લાવતા, કે પરણેલા રસિકો ઘરની બાયડી ઉપર મનમાં રીસ કરતા કે આ રાંડ ના હોત તો જરૂર વીરજીનો બાપ ધૂળ ફાકતો રે'ત ને ચંદાને લાવત ને ઘણા મન છતાં સાંઢ નાથ્યો એ શું ના કરે? એવો વિચાર કરી મનમાં જ પરણતા અને મનમાં જ રંડાતા! છતાં એટલું તો ચોક્કસ હતું કે જ્યાં લગી ચંદા કોઇનું ઘર માંડીને બેસે નહિ ત્યાં સુધી કોઇને ચેન પડવાનું ન હતું.

રયજીએ બેત્રણ જગાએ ચંદા માટે પૂછી જોયું, પણ કોઇએ હા ન પાડી. દરેકને વીરજીનું 'જળ' યાદ આવતું. એવા જળને પી જાય તેવા પણ ના હોય તેમ નહિ, પણ 'સાંઢ નાથનારી' પલવાય કે ના પલવાય, એ હચુપચુ મનથીય ઘણા ના પાડતા. એકે કહ્યું: "ના, ના, મારા છોકરાનું ગજું હજુ એટલું નહિ."

"વીસ વરસનો તો ખરો ને?"

"વરસને શું કરે? એ તો કૈં જેવીતેવી વાત છે?"

એ 'જેવીતેવી વાત' ચંદાની કે વીરજીની સમજવી, એ જેને જેમ ફાવે તેમ સમજે.

બીજાએ ના પાડતાં જણાવ્યું: "વીરજીના બાપથી હું કૈં બીતો નથી. પણ—"

" કેમ અટકી ગયા ? "

" ખરું કહું ? "

" હા', કહો' "

" તમારી ચંદા જેટલું શહૂર મારા છીતામાં નહિ, ખોટું શું કરવા બોલું ? "

આ ચોખ્ખો જવાબ સાંભળ્યા પછી રયજીએ ત્રીજી જગાએ તપાસ કરી પણ એણે કંઈ કારણ જણાવ્યા વગર નન્નો ભણ્યો.

" તમે વીરજીથી ના પાડતા હો તો એ મારે માથે " રયજીએ પૂછ્યું.

" ના, ના, હું તો કોઇના બાપનો ભો રાખતો જ નથી. "

" ત્યારે ? "

" મારો વિચાર જ નથી. "

અને એણે મનની વાત જ કરી નહિ.

આ વાત છેવટ ચંદાએ જાણી ત્યારે એણે બાપને કહ્યું : " બાપા ! મેં તમને શું કહ્યું 'તું ? "

" શાનું ? "

" કે મને તમારો એક છોકરો વધારે માનજો. "

" તેનું છે શું ? "

વળી પાછી લગ્નની વાત આવતાં એણે સમેટી લીધું : બેમાંથી એક છોકરો કુંવારો રે'શે તો ય તમારો વંશ તો નથી જવાનો ને ? " જોકે એનો ઊંડો મર્મ જુદો હતો : " એવાં નમાલાં બી'તાં ફરે એ પરણીને ય શું ધોળવાનાં હતાં ? "

છોકરો કુંવારો રહે પણ કૈં છોડી કુંવારી રહે ? એમ માનતા બાપે છેવટ કોઈ મરદ જોઇને જ માગું કરવું, એવો છેલ્લો નિર્ણય કર્યો.

તે પછી ખાસ્સા ચાર છ માસ પસાર થઇ ગયા, પણ રયજીએ એ બાબતનો કોઇને ઇશારો સુધ્ધાં ન કર્યો. એ અરસામાં શા શા મનસૂબા ઊઠતા હશે તે અહીં ચીતરવાની જરૂર છે ખરી ?



## (૧૧)
# પ્રથમ મેળાપ



શિયાળાનો મીઠો તડકો શહેરનાં ઊંચાં મકાનોને ઓપી રહ્યો હતો. વહેલી સવારમાં લાકડાની હેલ ભરી નીકળેલો ભીમો, શહેરના એકાદ છેડે આવેલા ઘેર ગાડું હાલવી પથ્થરિયા સડક ઉપર ખટખટાટ કરતો બળદનું પાણી બતાવવા ઝડપથી ગાડું હાંકી રહ્યો હતો. ગામ બંધાતાં કોને ખબર હતી કે ભવિષ્યમાં રેલવે આવશે, ગામમાંથી શહેર થશે ને આજુબાજુનું બજાર બનશે? એટલે બજારનો મુખ્ય રસ્તો પણ એટલો સાંકડો હતો કે પરાણે સામસામાં ગાડાં જઈ શકતાં. ઝપાટાબંધ ગાડું હાંકી લાવતા ભીમાએ રસ્તા વચ્ચે આગળ ગાડું ઊભેલું જોઈ બૂમ પાડી : "એ હાંકજો જરા..."

ગાડાનો ખટખટાટ અને ભીમાની બૂમ સાંભળી હાથમાં અછોડો પકડી બેઠેલી ચંદાએ પાછળ મોં ફેરવ્યું. ભીમાના શરીરે રોમાંચ અનુભવ્યો.

ચંદા હજુ કંઈ જવાબ આપે કે ભીમાનું ગાડું નજીક આવી પહોંચે, ત્યાં તો સામેથી ખાખી કપડાના અકડાટમાં, બૂટને ચમચમાવતા પોલીસ દાદા હાથમાં ટૂંકો દંડો હલાવતા, પોતાની સત્તર રૂપિયાની સત્તાવારી અમલદારીનો રુઆબ બતાવતાં ત્રાડૂક્યા : "કયો એ. વચ્ચે ગાડું ખડું કરીને ઊભો છે?"

તરત જ નજીક આવી પહોંચતા બળદને ખેંચી ઝાલી ભીમો બોલ્યો : "કેમ શું છે?"

સિપાઈસપરાંથી ઠેઠ હજૂર સુધી જે એકસરખો ગુણ વ્યાપેલો તે 'હુકમ એટલે હુકમ! એમાં ડખલ ન જોઈએ,' એટલે એનો ભંગ થતો જોઈ સિપાઈ કરાંઝીને બોલ્યો : "તારા કાન ફૂટી ગયા છે? રસ્તા વચ્ચે આડું ઊભું કરીને બેઠો છે તે બીજો તારો બાપ ક્યાં થઈને જાય?"

ચંદા હજુ આગલા ગાડામાંથી કંઈ ખુલાસો કરે તે પહેલાં લેવાદેવા વિના ભીમાએ વહોરી લીધી : “ હજુ તારો બાપ કોઈ ઊભો તો નથી રહ્યો ને ? ”

બસ થઈ ચૂક્યું ! સિપાઈ જેવા સરકારી ખેરખાંને એક ગામડિયો ને તે ય પછાત કોમનો સામી ગાળ ભાંડી જાય એટલે પૃથ્વી રસાતાળ જ થઈ જાય ને ? જવાબ સાથે જ સિપાઈ કૂદતોકને ભીમાના ગાડા નજીક આવી ગયો. પણ એના મનની મુરાદ મનમાં જ રહી ગઈ. જેવો એ દંડો ઉગામીને લમણામાં મારવા જાય છે તેવો જ ભીમાએ એને પકડી લીધો. અને ‘ છોડ, છોડ ’ એમ રુઆબ કરી સિપાઈ ખેંચવા ગયો ત્યાં એ ભીલટો દંડો એના હાથમાંથી જ સરકી ગયો ! તાકડે જ રસ્તો, શેઠે બોલાવેલો કોથળો નાખી આવી પહોંચ્યો. ચારે બાજુથી જતાઆવતા માણસો ને દુકાને બેઠેલા વેપારીઓ ભેગા થઈ ગયા.

“ શું છે ? શું છે ? ” એવા કુતૂહલભર્યા પ્રશ્નો થાય તે પહેલાં ભીમાએ સામાન્ય રીતે કંઈ કામસર દંડો લીધો હોય તેમ પાછો આપી દીધો. ભીમાના કાંડાબળથી, કે બધાંના ભેગા થઈ જવાથી, ગમે તેમ પણ ભરબજારે પાણી જશે એમ માની, ઘડી પહેલાં બાર ખાંડી મિજાજ કરતો સિપાઈ નીચે મોંએ દંડો લઈ ચાલતો થયો. પાછા પડે તોય તંગડી ઊંચી ને ઊંચીની માફક જતાંજતાં એનાથી બોલ્યા વિના તો ન જ રહેવાયું : “ જા, જા, આટલો વખત તો જવા દઉં છું. ફરી કોઈક વાર...... ”

એનો કંઈ જવાબ આપ્યા વિના ફક્ત ભીમાએ ચંદા તરફ જોઈને વિજયનું આછું જે સ્મિત કર્યું, બસ તેણે જ ચંદાના હૃદયમાં કાયમનું સ્થાન લઈ લીધું. ચંદાએ પોતાની આંખોમાંથી જે સાબાશીના શબ્દ ફેંક્યા તેના જ એનો પૂરતો બદલો હોય તેમ ‘ શું છે ? શું છે ? ’ નો ભીમાએ જવાબ જ ઉડાવી દીધો. “ એ તો કંઈ નહિ આ ગાડું વચ્ચે ઊભું રાખ્યું હતું તેમાં. ” અને એટલા ટૂંકા સવાલમાંથી ય સમજી ગયો કે જે થયું તે પોતાના લીધે જ થયું હતું.

ગાડામાં ચડી બળદના અછોડા હાથમાં લેતાં એણે પૂછ્યું : "કોઈનું ગાડું, ભીમા ?"

"ચપારાનું" ભીમાએ જવાબ આપ્યો. ઓળખીતું ગામ નીકળતાં રયજીની જીભ સતેજ થઈ: "ઓહો ! ત્યારે તો બકોર ભગત, બેચર તળશી, દેવજી મોટા, બધા મઝામાં છે ને ?"

"બધાય મઝામાં છે" કહી ભીમાએ ચંદાનું ધ્યાન જરા પોતા તરફ ખેંચવા ઉમેર્યું : "દેવજી મોટાનો હું છોકરો."

ચંદા તો આડપડખે બેઠીબેઠી એના ભણી જ જોઈ રહી હતી. રયજીએ આગળ રસ્તા તરફ નજર રાખતાં પૂછ્યું : "તારું નામ તો ભીમો, નહિ ?"

"હા !"

"એ શેઠ ! જરા ખસજો" રસ્તા વચ્ચે ઊભા રહી વાત કરતા એક વેપારીને બૂમ પાડી રયજીએ પાછળ ભીમા તરફ મોં ફેરવી કહ્યું: "તને તો પાંચેક વરસ ઉપર જોયેલો પણ અત્યારે તો આસમાન-જમીનનો ફેર પડી ગયો છે ને ?"

આમ ગામની, સીમની, ઘરની વગેરે આડીઅવળી વાતો કરતાં બંનેએ ભાગોળે ગાડાં છોડ્યાં. ચંદા મોં ધોઈ સામેના નળથી પાણીનો લોટો ભરી લાવી. રયજીએ આણેલા રોટલા છોડતાં ગાડામાં બેઠેલા ભીમાને આમંત્રણ આપ્યું: "ચાલ, હેંડ રોટલા ખઈ લઈએ."

"ના, ના. કાકા ! હુંય લાવ્યો છું ને ! તમ-તમારે ખાવા માંડો."

"લે હવે, માંડ મેલ ગાંડા ! આવતો રે' અહીં ઝટ."

"આ ય તમારા જ છે ને।"

"જો પાછો હજુ ય નહીં ઊઠે કે ?"

ચંદાએ ભીમો આનાકાની કરે તે પહેલાં દૃષ્ટિથી ઠપકો દીધો: "એમ બટકું રોટલો ખઈશ તો સપાડું નહિ ચઢે, હોં।"

"લ્યો ત્યારે આ રોટલાને ય શું કરવાના છે ?" એમ કહી પોતાના રોટલાને સાથે લઈ એ બેસો જઈ બેઠો.

ભીમાએ પોતાના રોટલા ય એ ભાથા ભેગા મૂક્યા ત્યારે રઘજી બોલ્યો: "છેવટ તો તેં એનું એ જ કર્યું ને?"

બંને ખાઈ રહ્યા ત્યારે ભીમાએ ઇરાદાપૂર્વક પોતાનામાંનો એક રોટલો રહેવા દીધો હતો. બંને જણા નળે પાણી પીવા ગયા એટલે ચંદા ખાવા બેઠી. એણે પોતાના ઘડેલા રોટલાથી જૂદો પડતો પેલો રોટલો હાથમાં લઈને તપાસી જોયો, ભાંગી જોયો ને ચાખી ય જોયો. એને ખાતરી થઈ કે એ ઘડનારીના હાથ જુવાન તો નથી. શું એ કુંવારો હશે? વહુ પિયર ગઈ હશે? કે નાની કન્યા સાથે વિવાહ થયેલો હશે? ચંદાનું મગજ એ કોયડો કેમે ય ઉકેલી ન શક્યું. એ ઘડનારી હોય તો ય ઘેર તો નથી. ને ઘેર હોય તો ય એણે આ ઘડ્યા નથી. એમાં તો ચંદાને શક ન હતો.

ચંદા એ વિચારમાં ને વિચારમાં ખાઈ રહી ત્યાં સુધીમાં રઘજી બીડી પી રહ્યો. એણે બજારમાંથી વસ્તુઓની ખરીદી તો કરી લીધી હતી. ફક્ત દરજીએ ચંદાનો ઘાઘરો અને એની માનું કાપડું સીવી આપવા માટે કલાકનો વાયદો કર્યો હતો.

રઘજીએ બજારમાં જવાની તૈયારી કરતાં ભીમાને કહ્યું: "ચાલ, આવછને બજારમાં?"

ભીમાને જોકે બજારમાં કામ તો હતું, પણ ચંદાની સાથે વાત કરવાના ઇરાદાથી કે પછી અનાયાસે પણ એના મોંમાંથી તરત નીકળી ગયું: "ના, હું તો આ જરા આડો પડું." કહેતો ભીમો ગાડામાં લાંબો થયો.

"સારું, બેસો ત્યારે તમે બે." અને જતાં જતાં એ ચંદાને સૂચના આપતો ગયો: "જોજે પાછી તું ય ગાડામાં સુઈ ના જતી. પરોણો લઈને બેસજે, નહિ તો ગાયો બળદને એક પૂળો ય ખાવા નહિ દે."

ચંદા ય જાણે ભીમાની પેઠે લાગ શોધતી હોય તેમ અધીરાઈથી બોલી: "સારું હવે, જાવને તમ-તમારે."

બાપની પૂંઠ જોઈને બંનેની દૃષ્ટિ કૈં કૈં વાતો કરવા અધીરી થઈ.

ચંદા: "મેં તમને કૈં જોયા છે, પણ યાદ નથી આવતું."

ભીમો: "શાનું યાદ આવે? મારા જેવા તો એ વખતે હજાર જણ તને જોવા પડાપડી કરતા'તા."

ચંદાના મગજની ગૂંચ ઊકલી ગઇ. એની સ્મૃતિ કૈં તાજી થઇ. પેલો ડાંગ કસકસીને પકડેલો જુવાન દૃષ્ટિ સન્મુખ ખડો થયો. એણે કહ્યું: "હા, હા, યાદ આવ્યું, પીર આગળ જ તમને જોયા'તા."

મીઠું હસતાં ભીમાએ કહ્યું: "મનોરિયો એની માના ખોળામાંથી ઊભો થયો ને તું તરત પાછી વળી ગઇ......"

નીચું મોં કરતાં ચંદા બોલી: "એ તો તમે નહિ કહો તો ય બધું યાદ છે."

"એ તો યાદ હોય જ ને! એ તો કૈં ઓછું ભૂલ્યું ભુલાય એવું છે?" અને વળી ભીમો મીઠું હસ્યો.

ચંદા થોડી ક્ષણ કૈં ન બોલી. ભીમોય બોલતાં તો બોલી ગયો, પણ હવે પસ્તાતો હોય તેમ એને ય કૈં કહેવું હતું પણ જીભ ન ઊપડી. છેવટે ચંદા થોડો વિચાર કરીને બોલી: "ના ભુલાય એવું એમાં છે શું?"

ભીમો: "ના, ના, મેં તો અમસ્તું કહ્યું, ખોટું લાગ્યું?"

ચંદા: "ખોટું લાગીને ય હું શું કરવાની હતી?"

"કેમ શું કરવાની હતી? હમણાં ખાવા ન'તો ઊઠતો ત્યારે શું કર્યું'તું? તને ખોટું લગાડીને પછી હું ક્યાં રહું?"

"કેમ?"

"આખલાને નાથ્યો તો પછી મારું શું ગજું?"

"તમે બધાએ એમ કહીને મારું શું કરવા ધાર્યું છે?"

"એમ ને એમ કુંવારી રાખવાનું!"

"પણ એથી તમે તમારી મેળે જ હલકા પડો છો, એ તો ખબર છે ને?"

"હલકા પડતા હશે એને ચિંતા. બીજાને વચવેગળે શું?"

"તમે ય અંદર આવી ગયા ને?"

"મારે શું લાગેવળગે?"

"તમે ય આખલો નાથનારીથી બીઓ છો તો ખરા ને?"

"એમ બીતો હોત તો તો બજાર વચ્ચે હું વહોરત તો નહિ જ."

"પારકી પંચાત ભલી તમે વહોરી લીધી!"

"પારકી માની હોત તો તો શું કામ વહોરત? મારે મન એ પારકી હતી જ નહિ."

"શું કહો છો?" ચંદાએ ટટાર થતાં પૂછ્યું.

"ખોટું કહું છું?" ભીમો બોલ્યો: "એ તો સ્હેજમાં પત્યું એટલે. પણ લાંબુ થયું હોત તોય ના કહેવાત? અને એ બધી ઉપાધિ પોતાની માન્યા વિના કોઈ વહોરે?"

"મારા જેવાં કેટલાંને પોતાનાં માનો છો?"

"કેમ, કંઈ અદેખાઇ આવી?"

"અદેખાઇ આવવા જેવું તો મેં કૈં રોટલામાં ન જોયું."

"ઘરડી માનો રોટલો ન ગમ્યો કે શું?"

"હજુ ઘરડી માને એટલું બધું દુઃખ શું કરવા આપો છો?"

"દુઃખ તો ઘરનું જ વેઠે, કૈં પારકું ઓછું વેઠવાનું હતું?"

ચંદા આ વાતચીત ઉપરથી સમજી તો ગઇ કે ભીમો હજુ પોતાની જેમ કુંવારો જ હતો. રયજી તો એ વાત જાણતો હતો. આવો રૂટડો જુવાન હજુ કેમ એમ ને એમ રહ્યો હશે? શું એને કન્યા નહોતી મળતી? ના, ના, એવા સુખી ઘર તો એમની નાતમાં થોડાં જ હતાં. સુખની સાથે એવાં દુઃખી ઘર પણ એમની નાતમાં બહુ ન હતાં. રયજીનો જો એ બાજુ ઉતાર હોત તો જરૂર એણે ચંદાને ત્યાં આપી હોત. પણ બિચારા તો આથમણું આવ્યું એટલે એને એ બાજુ નજર જ ક્યાં કરવાની રહી?

ભીમો અત્યાર સુધી કુંવારો જ ક્યાંથી રહ્યો હોય? વારેયા અને જેહરા કુટુંબનું આઠ પેઢીનું વેર છેલ્લું દેવે એની જુવાનીમાં વાળ્યું હતું. હવે જેહરા કુટુંબનો વારો હતો. આઠ આઠ પેઢીથી ચાલતી આ વેરની વસૂલાતમાં વધારેમાં વધારે વીસ વર્ષનો ગાળો પડ્યો હતો. દેવાની જ ઉંમરનો જેહરા કુટુંબનો મુખ્ય પુરુષ રામો ખાધેપીધે સુખી હતો. વસ્તારમાંય પહોંચતો હતો. એના ત્રણ મોટા છોકરા માણસમાં કાચા ને

કાચા ખાઈ જાય એવા શરીરે પહોંચતા હતા. નાના બે ઉમરમાં ઓછા હતા એટલું જ, બાકી એ મોટા થશે ત્યારે આદરેલાં પૂરાં કરશે એની તો ખાતરી આપતા હતા. અને આ વખતે તો એ વીસ વર્ષનો ગાળો પણ વટાવી વેર પચ્ચીસીમાં પ્રવેશી ચૂક્યું હતું. જે દિવસ જતો તે વધારે જ હતો એમ દરેકને લાગતું. રામાનો વિચાર કદાચ મોળો હોય પણ અંદરખાનેથી એને જે મહેણાં સાંભળવાં પડતાં હતાં એ કદાચ એકસામટું એવડું વેર વસૂલ કરે તો ય નવાઈ નહિ. એનો એ ય વિચાર હોય કે છોકરાં કરતાં પોતે જ શું ખોટો હતો, કે જે થવાનું હોય તે થાય તો ય ખાઇપીને પરવારી ઊતર્યો છું, એટલે કશી કામના તો ન રહી જાય. આવી સ્થિતિમાં ભીમાને કન્યા આપવી એ બળતામાં હોમાવા જેવું હતું.

એ તો નાતરિયા નાત ગણાતી હતી, એટલે કન્યા આપનારને વિધવા દીકરી પાલવવાનો પ્રશ્ન હતો જ નહિ. પણ દેવજીના બાપનું ખૂન એ વેરમાં જ થતાં એની વિધવાને બે નાનાં છોકરાં માટે જે સહન કરવું પડ્યું એ જોઇ બધાંની આંખમાં પાણી આવી જતું. બે ય છોકરીઓ એટલે દેવજી તો હાથ મૂકવા જ ન દે. નવો ધણી શરુઆતમાં તો કંઇ ન બોલ્યો પણ પાછળથી કોઇએ મહેણું માર્યું કે પારકે છોકરે મોટો બાપ બની બેઠો, એ જ જાણતો હઇશ! બસ થઈ રહ્યું! એણે એક જ હઠ પકડી કે છોકરીઓ મારા ઘરમાં નહિ. નાની છોકરી તો ધાવતી એટલે એ ક્યાં જાય? ચાર વર્ષની બીજીને ય બીજું ઠેકાણું ક્યાં હતું? બાપ એને ડામ દેતો. નાનીને ધવરાવતાં ખૂંચાવી લેતો. એકએ વખત તો ઊંચકીને ઉંબરા બહાર પણ ફેંકી દીધેલી. છેવટ પંચે જેમ તેમ સમાધાન કરી મોટી દેવજીને સોંપી અને નાની નવે ઘેર રાખવી એવો તોડ કાઢ્યો.

એટલે કાલ ઊઠીને આપણી છોડીની પણ એ સ્થિતિ થાય તો? અને આવવાની એમાં તો મીનમેખ નહિ. એટલે જે હોય તે ભીમો લાયક હોવા છતાં કન્યા આપતાં પાછું પડતું હતું. વળી ભીમાની ઉંમર હજુ એટલી બધી મોટી નહોતી થઇ ગઈ કે જેમતેમ કરી બૈરું ઘરમાં

ઘાલી જ દે. એટલે નાતમાં વીસ વર્ષનો સુખી ગણાતો આ આટલો જ યુવાન બધી વાતે પહોંચતો હતો.

ચંદાની ઇચ્છા લગ્નના મૂળ પ્રશ્ન સુધી પૂછવાની ન હતી, પરંતુ એને હવે પોતાને જ તૂંબડે તરવાનું હતું. છાશ લેવા જાય અને દોણી સંતાડે એ સ્થિતિ એને પોસાય એમ ન હતી. જે યુવકોને માટે બાપે બોલ નાંખી જોયો હતો તેમની નાલાયકી તો બિચારાંનાં માબાપે જ ના પાડીને બતાવી હતી. ચંદાને ય એટલી ઉતાવળ ન હતી, પરંતુ બજાર વચ્ચેનું ભીમાનું વીરત્વ અને નીડરતા જોઇ એના હાસ્યે જ એ લોભાઇ હતી. એટલે છેવટ બાપ આવે તે પહેલાં એણે પોતાને જે વાતચીત કરવી હોય તે કરી લેવા ધારી.

લગ્નના પ્રશ્નને છેડતાં એણે એક સવાલ કર્યો: "તમે હજુ કેમ અત્યાર સુધી બેસી રહ્યા છો?"

મીઠું પણ સામાને જરા તીખું લાગે તેવું હસતાં ભીમાએ કહ્યું: "તમે બેસી રહ્યાં છો તેમ."

"હું તો તમે હમણાં જ કહ્યું તેમ બધા દેખીને ભડકે છે માટે."

"તમારામાં તો ભડક છે પણ મારામાં તો મોત છે." ભીમાએ અંદરનો જ ભેદ કહ્યો.

"એટલે?"

"મારે માથે મોત ભમે છે." ભીમે પોતાના વેરની વાત કરી.

"બસ! એટલું જ ને?"

"એટલું થોડું છે?"

"ને છતાં કોઇ તૈયાર થાય તો?"

"કોઇ એટલે?"

"ભાયડો તો તમને નહિ પરણે, ભડકતા નહિ!" ચંદાએ ખટમધુરું હાસ્ય કરતું કહ્યું.

"તમે પરણાવતાં હો તો પરણું. ભીમાએ લાગ જોઇને બાણ માર્યું.

"મારા હાથમાં કૈં છે? હું તો તમારો વિચાર પુછું છું."

"પણ જાણ્યા વગર?"

"બધાં જાણી કરીને પરણતાં હશે ખરાં ને ?"

"બધાંની વાત સૂઇ ગઇ. પણ તમે તો જોઇ-જાણીને પરણવા માટે જ વિવાહ ભાંગ્યો ને ?" બીમાએ પાછો ટાણો માર્યો.

"તમે પરણો એવા લાગતા નથી," ચંદા બોલી.

"કેમ ?"

"તમે જાણો !"

અને હજુ આ વાર્તાલાપ વધુ લંબાય ત્યાં તો રયજી દૂરથી દેખાયો.

ચંદાએ ઉતાવળ કરી: "તમને હું કંઈ બાંધતી નથી, પણ આજથી પંદરમે દા'ડે-પુનમે અમારા ગામની ઉગમણે આંબાવાડિયું છે ત્યાં, ચંદરમાં પહોર ઘડી ચઢે ત્યારે આવજો. વિચાર હોય તો. બાકીની વાતો પુરી કરીશું" અને બાપ નજીક આવી પહોંચવાની તૈયારીમાં હતો એટલે કહી નાખ્યું: "નહિ આવો તો માની લઇશ કે તમારો વિચાર નથી."

રયજીએ આવતાં વાર મનનો ઊભરો કાઢ્યો: "મારી સાળી દરજીની જાત, એની કદી સવાર સાંજ મટે જ નહિ. હું ગયો ત્યાર પછી તો સીવવા બેઠો !"

બંનેએ એક બીજા સામું જોઇ ધીમેથી હસી લીધું.



(૧૨)

## અને બેઉ પરણ્યાં



પોષી પૂનમની સાંજે ટાઢનો ચમકારો જુદો હતો. વેળાસર જ ખાઇપીને બધાં તાપણીએ બેસી ગયાં હતાં. હિમ પડવું જ જોઇએ એમાં બે મત ન હતા. ખાટલામાં સૂવા જનારને જાણે ગોદડીઓમાં પાણી ઢળ્યું હોય તેમ ભીનું લાગતું હતું. ઊભા પાકનું કાલે શું થશે, એ પ્રશ્ન ખેડૂતોનાં દિલ વલોવી રહ્યો હતો. કોઇ તમાકુના ખેતરમાં

ધુમાડો કરવાની યોજના રજૂ કરતું, કોઈ આખી રાત કોશથી પાણી પાવાની દરખાસ્ત મૂકતું, તો કોઈ વળી 'રાખનાર રામ તો ચાખનાર કોણ?'ની આસ્થાથી પ્રભુના નામે લમણે હાથ દઈ બેસી રહેવામાં સંતોષ માનતું.

આમ જ્યારે સૌ પોતપોતાના પાકની ચિંતામાં પડ્યાં હતાં ત્યારે ભીમો ચંદાના વાયદા પ્રમાણે આંબાવાડિયાના ઘટાદાર વૃક્ષોની હૂંફમાં મન ઠરવા દેતું ન હતું એટલે આમથી તેમ આંટા મારી રહ્યો હતો. પૂનમના ચંદ્રની ઊગતી ટશરોનું તેજ પાંદડાંને ભેદી જમીન ઉપર ભાત પાડી રહ્યું હતું. ચંદા નહિ આવે તો? એવી આશંકા ભરી નજરે એ ચંદ્ર સામું જોતો ત્યારે ચાંદામાં બેઠેલી ડોસી એને ધીરજ આપતી હોય તેમ દેખાતી.

અરે! ભીમાએ તો ધાર્યું હતું કે એ ચોર પગલે છાનીમાની આવશે; પણ આંબાવાડિયાની કુંજમાં એ પ્રવેશે તે પહેલાં એનાં કડલાંનો રણકાર નિર્ભયપણે રણકી રહ્યો હતો.

ભીમો થડની ઓથે છુપાવા તો ગયો પણ એની એ ચાલાકી ઊંધી વળી. ચંદાએ દૂરથી જ બૂમ પાડી: "એમ ખોળિયું સંતાડીશ એથી કંઈ હૈયું ઓછું સંતાવાનું છે?"

"હૈયું તો તેં તે દા'ડેથી જ લેઈ લીધું છે. પછી હોય ત્યારે સંતાડું ને?" ભીમો નજીક આવતાં બોલ્યો.

"પણ તારી વસ્તુ ખોવાઈ છે એને બદલે બીજી જડી તો છે ને?" ચંદા કંઈ એનાથી જાય તેવી ન હતી

"બીજી જડીને ય પોતાની ના થાય ત્યાં સુધી શા કામની?"

"પોતાની ન થવાની હોય તો અમસ્તી અત્યારે અહીં આવી હશે! લે હેંડ, એ વાત હવે જવા દે. બોલ શો વિચાર કર્યો?" ચંદાએ પૂછ્યું.

"શાનો વિચાર?"

"એ તો તું જાણે. અહીં આવ્યો છે શું કરવા?"

"તને મળવા."

"પણ મારે ને તારે શું?"

"કેમ તારે ને મારે કશું નથી?"

"હોય તો તું જ કે' ને?"

"મારે મોઢે કે'વડાવીશ?"

"ત્યારે અસ્ત્રીએ કહી કહ્યું છે?"

"એ તો મને શી ખબર?"

"ના ખબર હોય તો અત્યારથી શીખ."

"લે, હવે એ આડી વાત જવા દે. છેવટ વિચાર શો કર્યો?"

"જો પાછો, મેં તને પૂછ્યું ત્યારે તું પાછો મને પૂછે છે?"

"ત્યારે મારું જ સાંભળવું છે?"

"હા."

"બંધાય છે?"

"અહીં આવી છું તોય એટલું ય નથી સમજતો?"

"બધું ય સમજું છું, પણ તે પહેલાં કહી દેવું જોઈએ ને?"

"કહી દેને ત્યારે"

"પહેલી એક વાત. તું મક્કમ છે ને?"

"એક વાર કહ્યું તેથી ના સમજ્યો?"

"સારું, હું આથમણો છું તેની તો ખબર છે ને?"

"મને તો બધી ય ખબર છે, લગનમાં વળી ઉગમણા–આથમણાના વાંધા શા?"

"તારે મન એમ હશે. પણ તારા બાપ..."

વચ્ચે જ ચંદા બોલી: "એ બધું મારે જોવાનું છે ને!"

"સારું," ભીમો આગળ બોલ્યો, "મારે માથે મોત ભમે છે, એ ય ભૂલી તો નથી ગઈ ને?"

"મોતથી બીએ એ બીજી, આ ચંદા નહિ."

ભીમો થોડી વાર થોભ્યો. જોડામાં કંઈ કાંકરી ભરાઈ હોય તેમ પગ પછાડ્યો, ને બોલ્યો: "મારા બાપને અત્યારે તો મારો જ આશરો છે..."

"એટલે?" ચંદા નાક ફૂંગરાવી ટટ્ટાર થઈ.

"એટલે કાલ ઊઠીને તું જુદા થવાની વાત કરે..."

આંખ ખેંચીને ચંદાએ અપમાન થયું હોય તેમ કહ્યું: "અત્યારથી તેં એવું શાથી ધાર્યું ?"

"એમાં ધારવાનું શું હતું ? ઘેરઘેર આજે તો એવું જ થાય છે ને ?" ભીમો કૈં વાત છુપાવતો હોય તેમ બોલ્યો.

ચંદાને એ સાચું ન લાગ્યું હોય તેમ એણે ઉલટાવીને પૂછ્યું: "ના, ના, તું કૈંક સંતાડે છે."

"એમાં સંતાડવાનું શું? બાપની ઉંમર થઈ, મા દમિયલ છે, એટલે એનાથી કૈં થતું નથી. તેં જ તે દા'ડે કહ્યું'તું ને કે ઘરડી માને દુઃખ શું કરવા આપો છો ?"

"છતાં હું જ માને દુઃખ આપીશ એમ શાથી માન્યું ?" ચંદાએ વકીલની પેઠે એનો જ શબ્દ ઉલટાવ્યો.

"મને તો કૈં વસવસો નથી. પણ..."

"કેમ રહી ગયો ? કહી દે."

"માના મનમાં જરી......"

"જરી શું કરવા, જેટલું હોય તેટલું કહી દે !"

"કે આખલો નાથ્યો એ પાછળથી..."

"હું ! સમજી ! ઘરનાં બધાંને કદાચ હું નાથી દઉં, નહિ ?

ભીમાએ ઉત્તર ન આપ્યો.

ચંદાએ પૂછ્યું : "હવે કૈં કે'વાનું રહી તો નથી જતું ને ?"

"ના, મારે તો કૈં કે'વાનું નથી. હવે તું કે' તે."

ચંદાએ પૂર્વતૈયારી રૂપે ઓઢણાનો માથેથી ખસતો છેડો ઉપર ખેંચ્યો. વાળની ઊડતી લટને દબાવી, હડીમાં ય પરસેવો વળ્યો હોય તેમ મોં લૂછ્યું, અને જાણે વચ્ચે દખલ ન થાય તેમ ફરી પાછો પ્રશ્ન કર્યો: "હવે તારે કૈં પૂછવું નથી ને ?"

"હવે તો તારી વાત એક વખત સાંભળ્યા પછી, પૂછવું હશે તો ય." ભીમાએ કહ્યું.

"ચંદાને પરણવા આવનારને માથે ચક્કર ભમે છે, એ તો ખબર છે ને ?" ચંદાએ શરુઆત કરી.

"વીરજી ખાંટે ડંફાસ મારી છે, એની વાત ને ?"

ચંદા જોકે જાણતી હતી કે એમાં કેટલું સત્ય છે, છતાં એણે પાણી માપવા કે પાછળથી પસ્તાવું ન પડે તે માટે, એનો એ પ્રશ્ન ઉલટાવ્યો : "ડંફાસ ડંફાસ કરી હસી કાઢવાની વાત નથી."

ગંભીર થતાં ભીમો બોલ્યો: "કોણ હસી કાઢે છે ? છોને ભાગોળમાં પેસતાં જ માથું ઉતારી નાખે. ભગવાને એને બે હાથ આપ્યા છે, ત્યારે બીજાને કૈં એક નથી આપ્યો."

"બે–એકની વાત હું ન જાણું. આ તો તું જાણે કે છાનાંમાનાં ચાલ્યાં જઈએ એ ન બને."

ભીમો ઊંચો થઈ જતો બોલ્યો: "કેમ કૈં કોઈના બાપની ચોરી છે ? કોઇનું ઘર તો નથી ભગાડતો તે બીઉં ? ધોળે દા'ડે ચાર હાથનું છોગું મૂકીને આવતાં શું થાય છે ?"

"બસ, ત્યારે એ જ કે'વું'તું." ચંદા અટકી.

"કેમ, એટલું જ ?" ભીમાએ એને શાંત જોઈ પૂછ્યું.

"ના, ના, તેં પૂછ્યું એનો હજુ મેં જવાબ ક્યાં આપ્યો છે ?" ચંદા બોલી "સાંઢ નાથ્યો તેનું મને અભિમાન છે, એવું તને લાગે છે ?"

"ના, ના, મને તો નહિ, પણ..."

"હા, હા, તને નહિ પણ ઘરનાંને. જો આજ તને છેલ્લી વાત કહી દઉં કે મારે મોઢેથી અભિમાનનો તો શું પણ એ બાબત એક શબ્દ પણ નહિ નીકળે." વળી સહેજ અટકી એ બોલી: "તને એમ લાગે છે, તને નહિ, માને એમ લાગે છે કે હું જુદી રહીશ......"

"ના, ના." અવળું બફાતું જોઇ ભીમો વચ્ચે બોલી ઊઠ્યો.

"ના, ના, શું કરવા ? ચોખ્ખી જ વાત કરી દઉં." ચંદા ભીમાને બોલવા દીધા વગર જ કહેવા લાગી: "ચંદાનો તને હજુ જોકે અનુભવ નથી, પણ એ જુદી જ માટીમાંથી ઘડાઈ છે. ખાવાનું નહિ મળે તો એની પરવા નથી, લૂગડાંની વરણાગી નહિ હોય તો ય પરવા નહિ, કામનો કંટાળો નથી, ઘરનાંની ગાળ તો શું પણ માર ખાઇને ય બેસી રહીશ, પણ...પણ..."

"બોલ, બોલ!" ભીમો આનંદમાં આવી ગયો.

"આટલી શરત રાખજે, હોં!"

"તું તારે કે'ને, બધું આ દરિયામાં લખાઇ જ ગયું માનજે." ભીમો હર્ષમાં ને હર્ષમાં બોલતો હતો.

"તું દારૂ પીશ, એલફેલ બોલીશ કે બહાર ભવાડો કરીશ, કોઇ અરુંખોટું બોલી જશે તો તે નહિ સાંખું, નહિ સાંખું, સાડીસત્તર વાર નહિ સાંખું."

"ચંદા!" ભીમો સતેજ થતાં બોલ્યો: "હાંશ નથી મારતો, પણ જેનું મોત ભમતું હશે એ જ તારું નામ દેશે, એટલું તો નક્કી માનજે."

"ભીમા જોજે હોં! કાલથી હું ડાબાની દીકરી મટી વારેચાની વહુ થઇશ. પછી તારું પાણી એ જ મારું. હું તારામાં સમાઈ જઇશ, પણ મેં કહી તે શરતે—મારો સ્વભાવ દોરડી બળે પણ વળ ન મૂકે એ માટીમાંથી ઘડાયો છે."

"ત્યારે ભીમો ય કંઇ પોચી માટીમાંથી ઘડાયો છે એમ ન માનતી."

"માનતી તો નથી પણ માનવા વારો આવશે ત્યારે શું થશે, ખબર છે?"

"પણ એ વખત જ નથી આવવાનો, પછી જાણવાની જરૂર શી?"

"સે ત્યારે, એટલું બધું પાણી છે તો વખત આવે ત્યારની વાત ત્યારે."

એ મુલાકાતમાં સંવનનની શબ્દસૃષ્ટિને બદલે એકબીજાએ ખુમારીના જામ પીધા. સંબોધનને બદલે સ્વમાનની શરતો થઈ. સૌન્દર્યના નશાને બદલે વીરત્વનું શરબત ચાખ્યું. ચાંદનીમાં ચંદા અને ભીમો એકાકાર થઇ ગયાં. હિમભરી રાત્રીની એકલતા આજ પહેલવહેલી બંનેને ખૂંચી.

સવારના પહોરમાં ખેતરમાં ઊભેલા મોલને બાલસૂર્યના તાપમાં ગેલ કરતો જોઇ, પોતાનું બાળક અકસ્માત મોતના મોંમાં જતુંજતું બચી જવાથી જેટલો આનંદ માબાપને થાય તેટલો જ આનંદ હિમની બીકે થરથરતાં ખેડુત હૈયામાં ઊભરાતો હતો, અને એની સાથે એથી ય વિશેષ આનંદ રણછના હૈયામાં નાચતો હતો. જે છોડીને માટે એ રાતદા'ડો

ઊંઘતો ન હતો, જેનો હાથ જોઈ કોઈ સામેથી હાથ લંબાવવું નહિ. જે દિવસે દિવસે જુવાનીના તોફાનમાં સપડાતી જતી હતી, તેજ છોકરીનો હાથ પકડવા સામે ચાલીને એક જુવાન આવ્યો છે, એ ખબર જાણી એ કેમ હરખ ન પામે? એના હૈયામાં એક જ ઝીણી ઝીણી ખૂંચ રહી ગઈ હતી, જોકે એ ઝીણી તો ન હતી પણ બધેથી હાર્યોથાક્યો રયજી એને તાની જ માનતો હતો, અને એ—આથમણી દિશાએ કોઈની છોડી ગઈ નથી ને પોતાને જ આપવાનો પ્રસંગ આવ્યો તે છતાં ય એનો વિચાર કર્યે એને પાલવે તેવું ન હતું. ચંદાનો વિચાર જાણી એણે દેવજીને ત્યાં માગું કરવાનો નિર્ણય કર્યો. એને વળી નિર્ણય કરવાનો જ કયાં હતો?

દેવજીને તો ના પાડવાનું કારણ જ શું હતું? ઊલટું એને તો જે પા—ની કન્યા ન આવે તે પા—ની મળતી હતી! ફક્ત એની માને જે વસવસો હતો એય ભીમે ચોખ્ખો કર્યો હતો. હવે રહ્યો પ્રશ્ન ફક્ત વીરજી ખાંટનો. એ ધમાલ કરે તો? એક વખત જાન સહીસલામત પાછી આવે તો તો વીરજીના બાપને ય પહોંચે એવો દેવો હતો; ને કદાચ દેવો એટલા ઊંડા પાણીમાં ઊતરવા ન માગતો હોય તોપણ એના ના કહે ઓછો ભીમો કબૂલ થવાનો હતો? એટલે પોતાનું મન જરા પાછું હશે તો પણ દેવે પુત્રનું મન પારખી છાતી ઠોકીને હા પાડી. ગામ આખું એમાં પોતાની જ આબરૂનો સવાલ હોય તેમ તૈયાર થયું.

ભીમાનો વરરાજા તરીકેનો દેખાવ જુદો જ હતો. આ તે બહારવટું કરવા જાય છે કે પરણવા? એણે કપડાં તો બધાં નવાં જ પહેર્યાં હતાં, પણ પેલી ચીંથરે વીંટેલી કટાર કદાચ જરૂર પડે તો શાક સમારવા ય કામમાં ન આવે તે એની પાસે ન હતી. એણે પોતે દોઢહાથના પાના-વાળું ધારિયું ખભે મૂક્યું હતું. એ માફામાં બેઠો હતો છતાં એની બેસણી તો એટલી સતેજ હતી કે સહેજ અણસારો થતાં કૂદીને નીચે પડે. એની કાજળભરી આંખોમાં ખુમારી હતી. એના સહેજ શ્યામ ગાલોમાં જુવાનીની લાલાશ હતી. એના કાંડામાં સભાનતાનું જોર હતું. એના પગમાં નીડરતા હતી. એને તો ખાતરી હતી કે વીરજી ખાંટ તો શું પણ એનો બાપે ય કશું કરવાનો નથી.

આમ વરરાજા જેમ સેનાપતિ બન્યો હોય તેમ તેની જાને ય નાનુંશું લશ્કર જ હતું. એમની જાનમાં, નાતમાં ને રાવણામાં ધારિયું, લાકડી, તીરકામઠાં કે છરો એ કંઈ નવાઇનાં હથિયાર નથી, પરંતુ એ તો સામાન્ય બીજા લોકો સોટી, છત્રી સાથે રાખે છે તેવો શિરસ્તો જ પડી ગયો કહેવાય. છાવણીમાં મુકામ નાખી પડેલા લશ્કર અને રણમેદાનમાં સજ્જ થઇ ઊભેલા લશ્કરના ફેર જેટલો એમાં તફાવત હતો. દરેક પાસે હથિયાર હતું ને સાથે સાથે એને વાપરવાનો વખત આવવાનો છે એટલી સમજણ પણ હતી.

જાન આ રીતે સજ્જ હતી છતાં ઘણા ખરાના મનમાં થતું હતું કે દેવજીએ હાથે કરીને પીડા વહોરી છે. કદાચ આજ પૂર્વતૈયારી છે એટલે કંઈ ન થાય પણ એથી વીરજી ખાંટ સુખે જંપવા દેશે એવું ય ન હતું.

થોડા એમ પણ કહેતા કે છોકરાંનું માને એમાં તે કોઇ દા'ડો સુખવારો હોતો હશે! રયજી ય છોડીનું જ માની આ દુઃખ ભોગવે છે. બાકી હતું તે ભીમાનું સાંભળી રયજીએ પૂરૂં કર્યું.

"ભાઇ, એ તો જવાની છે!" એવો ટૂંકો મર્મ પણ કેટલાક મારનારાં હતાં.

છતાં નિર્વિઘ્ને ચંદા–ભીમો પરણ્યાં એય એક નક્કર સત્ય હતું.



## (૧૩)
## નવો જ પ્રશ્ન



ધરતીકંપ થયો હોત, વીજળીની ઝણઝણાટી વ્યાપી હોત, કે ઊંચેથી આભ આખું ને આખું નીચે તૂટી પડયું હોત, છતાં દેવાના હૃદયને એટલો આંચકો ન લાગત, જેટલો ચંદા ઘેરથી ચાલી જવાથી લાગ્યો. ભીમાની જગાએ એ હોત તો શું કરત, અને શું ન કરત, એના લાખ લાખ વિચારો એના મગજમાં હિલોળે ચઢયા. એક વખત થયું કે એનું નાક કાપી લીધા વિના પોતે તો રહી

શક્યો જ ન હોત, તો ઘડીમાં વળી એય વિચાર આવી જતો—ના, ના, નાક શું ! એના બોલ ઉપરથી તો ગળે ટૂંપો જ દઈ દેત !

પણ ખેર ! એ અત્યારે નહોતો ભીમો, પણ વનના દ્વારે આવી ઊભેલો, વ્યાવહારિક ભવાટવિમાં અથડાયેલો, અને ખમી લેવાની વૃત્તિના લોહીવાળો પ્રૌઢ દેવો હતો. ઘડી તો વીતી ચૂકી હતી. ચંદા સહીસલામત રવાના થઈ હતી, પરંતુ હવે જ દેવાના મગજમાં ખરેખરું યુદ્ધ જામ્યું.

એને એની જુવાનીએ સાદ દીધો. કંકુ સાથેનો પ્રસંગ વરસોનો પડદો ભેદી તેની દૃષ્ટિ સન્મુખ ખડો થયો.

બિચારી કંકુનો એમાં ક્યો અપરાધ? વહુરૂપી પ્રાણીને જો સાસરારૂપી પાંજરામાં સહેજ મીઠી જાળી હોય તો તે દિયર! સાસુ તો સરમુખત્યાર, સસરો લાગણીવાળો હોય છતાં બ્રિટનના રાજા જેવો સત્તાવિહીન, નણંદ તો સરમુખત્યારનો ખાનગી મંત્રી, એટલે એની ઊલટી વધુ બીક, અને વર તો સરમુખત્યારનો વફાદાર સેનાપતિ ! એટલે બિચારી વહુનું જો કોઈ આ બંધારણીય તંત્રમાં ભેરુ હોય તો તે દિયર ! દિયર એટલે વહુનું દુ:ખ ફેડનાર, એને આઝાદી અપાવનાર, કે એને માટે ઠેઠ સુધી લડી લેનાર સત્તા, એવું કૈં નથી; ફક્ત સાસરારૂપી પરાધીન તંત્રમાં દુ:ખને વિસારે તો નહિ પણ સહેજ ભૂલવા માટે હસીબોલીને હૃદય હલકું કરવાનું સાધન એ જ દિયર ! પણ એમાંથી ય કોઈ કોઈ વખત દુ:ખના ડુંગરા ઊમટે એ જુદા. પરાધીનતામાં વળી સ્વપ્નેય સુખ હોય ?

દિયરે નાવણિયે બેઠાં બેઠાં ટાઢું પાણી માગ્યું. બિચારી જુવાન કંકુએ લાડ કરતાં કહ્યું: “ તમારી કૈં હું નોકર નથી, ઊનું હતું ત્યારે પે'લેથી ટાઢું લેઈને બેસતાં શું થયું ? ”

“ હવે લાવને ભાભી ! ” દિયર બોલ્યો. કંકુએ વધુ લાડ કરતાં ખભા ચઢાવ્યા, અને દિયરે હાથ ઉગામતાં કહ્યું: “ આલછ કે ઊઠું ? ”

“ મોટો મારનારો ના જોયો હોય તો ! કૈં તારી વહુ આવશે ત્યારે મને ઓછી પાણી પાવાની હતી ? ”

આમાં બિચારી કંકુએ શું કહ્યું ? એમાં એણે શો મોટો ગુનો કરી નાખ્યો ? બિચારી એને સહેજ હસવાનો ય હક્ક નહિ ?

દેવાએ ઘરમાં રહ્યું રહ્યું આ સાંભળ્યું, તે દિયર તો ઊઠતાં ઊઠશે પણ એણે ખૂણામાં પાયો પડ્યો' તો તે લેતાંક ઉપરાછાપરી પાંચ સાત ચોઢી વાળ્યા! "મારી હાળી! કૈં બહુ જ ફાટી છે!" દેવાએ ફાટેલી વહુને સાંધી લીધી!

એમાંથી કૈં કથેલું વાગી જવાથી એનો ડાબો હાથ બીજે દા'ડે ફૂલીને ઢોલ થઇ ગયો. હળદરમીઠું ભરવું હોય તોય એના હાથે ભરે ત્યારે! પાંચ દા'ડા સુધી બરડો ફાટી ગયો ને હાથ કળી પડ્યો, છતાં રોજનું કામ તો કર્યે જ રાખ્યું.

તે પછીનો ય એક પ્રસંગ હતો. માવાને ત્યાં કદીય પગ ન મૂકવો એવી દેવાએ પ્રતિજ્ઞા કહો તોય અને ઠરાવ કહો તોય કર્યો હતો. પણ જાણો છો ને? નાતનું કામ, બેપાંચ જણે આવીને દેવાને સમજાવ્યો. ભાઇભાઈનું કામ, આજ એને ઘેર અવસર તો કાલ આપણે ત્યાં; છેવટે દેવો સમજ્યો.

પણ તે દા'ડે કંકુના કરમે હોળી લખી હશે તે એનાથી બોલી જવાયું: "જાવ તમારે જવું હોય તો, હું તો નથી જવાની."

બસ ખલાસ! દેવાને એક જ ભૂસું ભરાઈ ગયું: "હું કરીને આવ્યો તે તું ટકાની રાંડ ના કહેનારી કોણ? બસ તું કરે એ જ ખરૂં?" ને પછી જોઇ લો વાત. ક્રોધે ભરાયેલું, વટમાં આવેલું ને હઠે ચઢેલું માનવી કદી સારાસારનો વિચાર કરે છે? તેમાંય પુરુષ એટલે પછી પૂછવાનું જ શું? તે દા'ડે લેવાદેવા વગર કંકુને લોહીની ઊલટી થઈ.

બિચારી કંકુએ આવી તો કેટલીય હોળીઓ અનુભવેલી. દેવાએ એવી ઉજવાય એટલી હોળીઓ ઉજવવાનો અવસર જવા દીધેલો નહિ. ફક્ત એણે છેલ્લો હાથ ઉપાડ્યાને ય હજુ ચાર જ વરસ થયાં હતાં અને આ દેવાએ આજ નવું જ જોયું.

છેલટ દેવો એક નિશ્ચય પર આવ્યો ત્યારે એને કૈં શાંતિ વળી. દેવાએ અને કંકુએ મન સાથે નક્કી કર્યું કે આપણા જીવતાં તો એ ઘરમાં પગ મૂકે જ નહિ અને જેમ બને તેમ જો કદાચ આજને આજ બનતું હોય તો આજે જ ભીમાને બીજું બૈરું કરાવવું!

ભીમાની સ્થિતિ હવે સૂડી વચ્ચે સોપારી જેવી થઇ. ચંદાનું આ

પગલું એને માથાવાઢ જેવું લાગ્યું હતું. ઘર આગળ એની જે બે-આબરૂ થઈ હતી તેના કરતાં તો વધુ તો ગામમાં એને મોં બતાવવા જેવું નહોતું રહ્યું. જે હોય તે મન ફાવે તે વાત કરતું હતું. ગોળાને ગળણું હોય, કંઈ કૂવાને હોય? એટલે તે આજ આખો દા'ડો બહાર જ નીકળ્યો ન હતો. અને તેમાં ય વળી માબાપે બીજી જ દરખાસ્ત તૈયાર કરી. ચંદાની ઉપર એને ગમે તેટલો રોષ હશે પણ એની ઉપર બીજું બૈરું કરવાની વાત જ એને તો કાળ જેવી લાગી.

એ વળી જુદી જ શિક્ષા કરવાનો મનસૂબો ઘડતો હતો. પુંજો તો હવે એનો દુશ્મન હતો. કદાચ ચંદા આજ અહીં હોત તો એણે એની જોડી વહોરી પણ હોત પરંતુ હવે તો થોડો વખત ચંદાને પણ ખબર તો પાડવી, એવી ધારણાએ પુંજાનું નામ ન દેતાં ચૂપ બેસી રહેવું, છો છ-આઠ મહિના એય ત્યાં રહી રહી મૂંઝાયા કરે!

એને મન સાથે તો પૂરી ખાતરી હતી કે ગુસ્સામાં ને ગુસ્સામાં એ ચાલી તો ગઇ છે, પણ પાછળથી એ જ પસ્તાવાની હતી. એની સગી મા માંદી હતી ત્યારે ય જે દસ દિવસથી વધુ પિયરમાં રહી શકી ન હતી અને ભાભીના ભાઇના લગ્નમાં છેલ્લી ઘડીએ ભીમો નથી આવતો માટે જ શરીર સારું નથી એમ કહી સૂઈ ગઇ હતી, તે ચંદા છો ને ગઈ, પણ ત્યાં શી રીતે રહેવાની હતી? એટલે હવે એને પાંચ છ મહિના તો રિબાવવી જ એવો ભીમાએ મનસૂબો ઘડ્યો હતો. ત્યારે તેના બાપે બીજો જ ઘડ્યો!

વળી બીજું બૈરું કરવાની વાતથી તો એનાં ગાત્ર ઢીલાં થઇ ગયાં. એક રાતનો મીઠો વાર્તાલાપ એને સાંભરી આવ્યો. એણે જ એ વાત તે દા'ડે કાઢી હતી, એ યાદ આવતાં તેને કંપારી આવી:

"ચંદા!"

"શું કો'છ!"

"મા આજ શું પૂછતી'તી?"

"ક્યારે?"

"તું ન્હાવા બેઠી ત્યારે,"

ચંદાના મોં ઉપર લોહી ચઢી આવ્યું. એ બોલવા ગઈ, પણ ન બોલી શકી.

ભીમાને ય થયું કે વાત ન સંભારે તો જ સારું. પણ એનું હૃદય ઊછળી રહ્યું હતું એટલે પૂછ્યા વિના શાંત પડે? "કેમ ના બોલી?"

ચંદા, પેલી સાંઢ નાથનારી ચંદા લજ્જાની મારી નીચું જોઈ ધીમેથી બોલી: "કેમ કે તમને ય બહુ ઉતાવળ આવી, છે કે શું?"

"શાથી એવું માની બેઠી?"

"માએ તો આ વખત હું છેટી બેઠી એમાં મોં બગાડી નાખ્યું..."

"ના. ના, ત્યારે હું તો રાજી થયો." ભીમો વચ્ચે બોલ્યો.

પહાડ જેવી ચંદા પરણીને આવી ત્યારે માએ આંખ મીંચીને ઉઘાડે તેટલા વખતમાં ઘરમાં ઘોડિયું બંધાશે એવી આશા સેવી હતી, પણ એક વરસ, દોઢ વરસ અને બીજું વરસ ઊતરી રહેવા આવ્યું છતાં એની ધારણા કેં ફળી નહિ એટલે દમિયલ માના મનમાં કચવાટ થયો. ને તેમાં ય આ વખત ચંદા લગભગ બે મહિના થવા આવ્યા છતાં દૂર બેઠી ન હતી એટલે મા મનમાં હરખાઈ. પરન્તુ એ હરખ ઝાઝો વખત રહ્યો નહિ. બીજો મહિનો પૂરો થઈ રહે ત્યાં તો ચંદાએ સ્ત્રીધર્મ સંભાળ્યો, માએ મોં બગાડયું ને મનમાં બબડી: "આ રાંડ ખરા નહિ કરે કે શું?"

અને છેલ્લે દા'ડે વહેલી ઊઠી એ નહાવા બેઠી ત્યારે માએ કહ્યું: "વહુ!"

"શું છે, મા?" ચંદાએ પૂછ્યું.

કંકુના મનમાંથી હજુ એ વસવસો ગયો ન હતો. એને લાગ્યા કરતું હતું કે એ જે ગરમ વસ્તુઓ ખાય છે એને લીધે જ નાવણુ અટકતું નથી. આ વાત એણે ચંદાને જુદે જુદે પ્રસંગે બેપાંચ વખત કહી હતી. છતાં એની એ વાત એણે ફરી સંભારી: "મેં તને કેટલા વખત કહ્યું હશે કે તું ગરમ ચીજો ખાવી મૂકી દે!"

ચંદાને તે ઘડીએ એવી રીસ ચઢી કે મોંએ આવેલું ફક્ત કહ્યું નહિ એટલું જ: "એટલી બધી ઉતાવળ હોય તો બીજી જ લાવો ને!"

પણ એણે કેં બોલ્યા વગર ડાબા પડેલાં વળાં પાણી રેડી પલાળવા માંડયાં.

અને એની એ જ વાત આજ રાતે ભીમાએ સંભારી ત્યારે સ્વાભાવિક રીતે ચંદાને એ જ વહેમ ગયો કે માની પેઠે એને ય બાપ થવાનો અભખરો તો નથી લાગ્યો ?

પણ ભીમાએ તો વળી ઊલટી જ વાત કહી: " ચંદા ! તું આવી ને આવી જ રે' તો કેવું સારું ! "

" આવી ને આવી એટલે ? "

" છડી ને છડી."

" કેમ, તને છોકરાં નથી ગમતાં ? "

ભીમો જવાબ આપતાં અટક્યો. એ જવાબ ગળી જઇને બોલ્યો:

" તને ખોટું નહિ લાગે ? "

" ના, કે' તો ખરો." ચંદાએ જાણવાની ઉત્સુકતાથી ઝટ કહ્યું.

" છોકરાં હઇને ય એમને શું સુખ ? "

" કેમ ? "

ભીમાને સામા ઘરની ગંગા આંખ સામે ખડી થઈ. એનું છ માસનું છોકરું લઈ એ આવી ત્યારે જેશંગને મીઠી મધ જેવી લાગી હતી, પરંતુ ધીમે ધીમે ગરજ ઓછી થતી ગઈ અને હવે ઘેર આવેલી ક્યાં જવાની છે, એવી નિરાંત થવાથી ત્રાસ વધતો ગયો. બાર જ મહિનાની છોડીને એણે જેમ ઘરમાંથી કોઈ ચીજ ફેંકે તેમ બહાર ફેંકી ત્યારે ત્રણ ઘડીએ ભાન આવ્યું ! જે ઘર સાથે બોલવા પૂરતો ય સંબંધ ન હતો એની છોડીને નીચે પડતાં સમી જ ભીમાએ કેમ ઉપાડી લીધી એ એને ય તે વખતે ખ્યાલમાં નહોતું આવ્યું. ફાટી આંખે બેશુદ્ધિમાં ધમણમાંથી વા ફૂંકાય તેમ એની છાતી જે ધબકારા લેતી હતી એ જોઈ ભીમાને આશ્ચર્ય થયું કે ભલો આ ફૂલકો ફૂટી ન ગયો !

ને રડતી રડતી ગંગા પોતાની છોડી લેવા બહાર દોડી ત્યારે એ બોલી: " બધાંય સવારથનાં સગાં છે ! હમણાં હું એને મારી નાખું ત્યારે તું રાજી થાય ? "

વીજળીનો ચમકારો થાય તેમ એ છોડી ગંગાના હાથમાં આપતાં ભીમાના હૃદયમાં નવો જ પ્રકાશ થયો.

એના મગજમાં પ્રશ્ન ઊઠ્યો: " મારું ય છોકરું હું ના હોઉં ને

બીજે ઘેર જાય તો આ જ દશા ને ?"

અને એના મોત માટે તો વચ્ચે જ રામાનો દાવ ખાલી ગયો હતો, એ એને પૂરેપૂરી ખબર હતી. એના હૃદયને ઝંખના થઈ–બારે છોકરું જ ન હોય તો કેવું સારું ! એ ઇચ્છા ચંદાને કહેવા એ ઘણા વખતથી વિચાર કરતો, એ આજે અમલમાં મૂકી.

"મોત માથે ભમે છે એ તો તું જાણે છે ને ?"

"કે' મરવાની બહુ ઉતાવળ આવી છે કે શું ?"

"ઉતાવળ ન હોય તોય કંઈ ચૂંદડી પહેરીને જિવાય ?"

ચંદા એ ભાંજગડમાં ન પડતાં બોલી: "પણ તું શું કે'તો તો ?"

"તને ખોટું તો નહિ લાગે ને ?"

"ખોટું લાગશે તો ઘણું ખાઈશ, તું તારે કે' ને ?"

"મને થયું–છોકરાં હોય ને પછી—" સામી દિશાએ ગંગાના ઘર તરફ આંગળી કરતાં એ બોલ્યો: "આ ગંગાની જેમ..."

ચંદાએ જાણીજોઇને જ કહ્યું: "તે તું નહિ હોઉં પણ ઘરમાંથી બીજું તો કોઈ હશે ને ? મા છે, બાપ છે, ભઈ છે, બેન છે......" અને સહેજ અટકીને ભીમાનું પાણી જોવા ચંદા બોલી: "તું કહે એને સોંપતી જઈશ, પછી ?"

કોઈએ ડાંગ મારી ખોપરી તોડી નાખી હોય તો ય રૂંવું ન ચોરે એવા ભીમાની આંખમાંથી ડબ ડબ કરતાં બે આંસુ ખર્યાં.

ચંદા તો આભી જ બની ગઇ ! નાના બાળકને ખોળામાં લે તેમ એનું માથું ખોળામાં લેતાં એણે કહ્યું: "ફટ ભૂંડા ! હું તો હસતી'તી ને તેં સાચું માની લીધું ?"

ભીમાની આંખ ચંદાએ પાલવથી લૂંછી નાખી. એણે બેઠા થવાનો પ્રયત્ન કરતાં કહ્યું: "ચંદા ! તું હસતી હોય કે સાચું કે'તી હોય તેમાં તારો શો દોષ? ઘેર ઘેર જે બને તે આપણે ઘેર બને !"

ભીમાના માથાને પોતાના ખોળામાં દબાવી રહેલી ચંદાએ એના તરફ દૃષ્ટિ માંડતાં કહ્યું: "સાચું કે'જે, ભીમા ! તને શું લાગે છે ? તું ના હોય તો હું બીજે જઉં એમ ?"

"બધાં જાય છે એમ તું'ય જાય, એમાં હું શું કહું ?" ભીમો

એની આંખમાં કૈં ચમકારા જોતો હોય તેમ એકીટશે તાકી રહ્યો.

"બધાંની વાત નહિ, હું મારી વાત પૂછું છું."

"આખી ઉંમર અત્યારથી એમનેમ જાયેય ખરી, ચંદા!"

"કેમ? ઊંચી વરણના લોકો શું કરે છે?"

"એમનો તો રિવાજ રહ્યો, પણ આપણો..."

ચંદાએ બાજી ફેરવી: "ત્યારે તો હું ના હોઉં તો તું બીજું બૈરું કરે ખરો, નહિ?"

ભીમો એકદમ બેઠો થઇ ગયો. એણે ચંદાથી દૂર ખસતાં કહ્યું: "મારી પરક્ષા કરે છે!"

"ના, ના, હું તો પૂછું છું."

"તને ખબર તો છે ને કે તને પરણવા માટે મારે કેટલું વેઠવું પડયું હતું. જો બીજી જ પરણવી હોત તો એટલા ઊંડા પાણીમાં શું કરવા ઊતરત?"

"એ તો હું મળવાની છું એની તને ખાતરી હતી. પણ હું જ ના હોઉં એટલે બીજી તો જોઈએ ને?"

"જો ચંદા! હું કહીશ પણ તું સાચું નહિ માને."

"ખરા હૈયામાંથી કે'તો હઈશ તો માન્યા વગર છૂટકો છે?"

"મને એમ થાય છે કે તું ના હોય તો મારાથી જિવાય નહિ."

"લે, હેંડહેંડ, હવે!" ચંદા હતી એનાથીય દૂર ખસી.

"તે હું કે'તો તો ને કે તું નહિ માને!"

"એવું તે કોઇ માનતું હશે! કોઇ કોઇના વગર મરી ગયું હોય એવું તે સાંભળ્યું છે તેં કોઈ દી?"

ભીમો એનો જવાબ ન આપી શકયો. એ મૂંઝાયો. એણે છેવટ કહ્યું: "જિવાય, ના જિવાય, એની તો ખબર નથી, પણ મને તો એવું જ થાય છે."

ચંદા હસીને બોલી: "લે! મોટા લોકોની એવી ખોટી વાતો ક્યાંથી શીખી લાવ્યો? તારા વના મારાથી ના રે'વાય એવું બધા કહ્યા કરે એટલું જ! એકની આંખ મીંચાય કે તરત બીજી લાવ્યા જ સમજવી!"

"તે તું હસી કાઢે છે?"

"તો શું સાચું માનું?"

"તારે ગળે હાથ મૂકું તો?"

"મારે ગળે શું કામ? મૂકને તારે જ ગળે."

તે રાત્રે ઊલટું ભીમાને સમ ખાવા દીધા વગર ચંદાએ જ સમ ખાધાઃ "જોજે તું મને ગંગા ધારી લેતો. તને ખાતરી તો છે ને કે ચંદા બોલ્યું પાળે છે? તને હજુ છોકરાં થયાં પહેલાં બીક લાગતી હોય તો તારી એ બીક કાઢી નાખું—"

ભીમો વચ્ચે જ બોલ્યોઃ "ના, ના ચંદા! હું એવું નથી કે'તો? અને તું જાય એમાં મારે ખોટું ય શાનું લગાડવાનું? પણ મને જરા ઓછું આવી ગયું."

"તેં હજુ મને ઓળખી નહિ. છોકરાંની વાત તો છોકરાં પાસે છે, પણ એ વનાય..." ચંદાના ગળામાંથી અવાજ નીકળતાં જાડો થયોઃ "એ વખત આવે તોય ભીમા, નક્કી માનજે કે ચંદા બીજે નહિ જાય, તે નહિ જ જાય."

"પણ ચંદા! એ રિવાજ આપણી નાતમાં શી રીતે પળાય? આપણો મજૂરિયો અવતાર! કાલ ઊઠીને ઘરમાંથી મહેનત કરનાર ટળી ગયું તો આખો ભવ..."

ચંદા પોતાનું કાંડું બતાવતાં બોલી: "ચંદાના હાથ એમ તો સબધા છે, ખાવા માટે એને કોઇની ભીખ નઈ માગવી પડે."

બંને થોડીવાર મૂગાં રહ્યાં. અત્યારસુધી છટાથી વાત કરતી ચંદાને કોણ જાણે કેમ પણ રહીરહીને ક્યાંથી ઓછું આવ્યું?

ઘડી પહેલાં ભીમાનાં આંસુ લૂછતી ચંદાની આંખો જ એનાથી ભરાઇ ગઈ. એ ડૂસકે ચઢી. ભીમાએ બહુયે વારી પણ વળીવળીને એ ડૂસકાં જ ભરવા લાગી.

છેવટે જાણે ભીમો અત્યારે જ સદાનો વિદાય થતો હોય તેમ કરુણાભરી આંખે એ એને વળગી પડી. એના મોંમાથી એટલો જ પ્રશ્ન નીકળ્યોઃ "તું મને મૂકીને જવાનો, એમ?"

ભીમો વાત કાઢતાં તો કાઢી બેઠો, પણ પાછળથી બહુ પસ્તાયો.

એ જ બીમો, જે એના મરણ પછી ય બીજી બૈરી કરવા ના કહેતો હતો, એની સન્મુખ ચંદા જીવતાં જ બીજી બૈરી કરવાનો પ્રશ્ન ખડો થયો.



## (૧૪)

## ગામના દાદા



જાણે બીમાએ પોતાના વિચારને ટેકો આપી દીધો હોય તેમ દેવાએ બીજા બૈરાની પૂર્વતૈયારીરૂપ પૈસાની પ્રથમ સગવડ કરવા માંડી. પૈસા હોય તો બૈરું ગમે ત્યાંથી લાવવાની દેવામાં હિંમત હતી. એટલે એની વેતરણનો એણે મન સાથે રાત્રે વિચાર કરી લીધો.

પ્રથમથી જ એનો બધો લેવડદેવડનો વ્યવહાર નેમચંદ શેઠ સાથે જ હતો; પરંતુ ગઇ વખત એ જુવાર લેવા ગયો ત્યારના પ્રસંગથી જ એણે ગાંઠ વાળી હતી કે પ્રભુ કરે છે તો એના ઉંબરે પગ નથી મૂકવો. એને એ ય ખબર તો હતી કે શેઠ નહિ ને શેઠનો ભાઇ, મા ને માસી બધાં સરખાં જ હોય છે. બધા ચૂસવા બેઠા છે એટલે રસ હોય ત્યાં સુધી તો કોઈ ને કોઇ હા પાડવાનું જ છે. છતાં પૈસાનું કામ એટલે પહેલેથી નક્કી કરી મૂક્યું હોય તો સારું.

ગામમાં ધીરધાર કરનાર જુઓ તો નેમચંદ શેઠ એકલા જ. એમના પુન્યપ્રતાપે અને બીજાંની અજ્ઞાનતાને લીધે ગામમાં બે–પાંચ ઘર કદાચ અધકચરાં લીલાં હશે અને બાકીનાંને તો સારેનરસે પ્રસંગે એમની લાતો ખાધે જ છૂટકો. લાતો ખાધે એમનું કામ નીકળે એટલા એ ભાગ્યશાળી. ઘણા તો વગર કામ થયે નરી ગાળો ખાઇને જ પાછા જતા. નેમચંદ શેઠ ઘણા વખત પોતાની આવડત વિષે વાતો કરતા પણ લોકોને ઊંચી વરણના ભાગ્યની ખૂબી સમજાતી નહિ.

એ વિના ય જોડેના કસ્બામાંના બે શાહુકારો ગામમાં ધીરધાર કરતા. પરંતુ એમના સાણસામાં આવ્યા પછી દરેક સરખો જ અનુભવ જણાવતા. એમને ત્યાંથી જૂના ઘરાકો ઘરનું હોય તે ખોઇને નાસી

છૂટતા અને નવા નવા ઘરાકો ફસાતા જતા. એમનો વેપાર નવા-જૂના ઘરાકોથી ચાલ્યા કરતો. દેવો એમનો સ્વાદ ચાખી આવ્યો ન હતો છતાં પૂરેપૂરો અનુભવી હતો.

આ ઉપરાંત શંભુ મહેતો આ ગામમાં બદલાઈને આવ્યો ત્યારથી માનવીરૂપી શેરડીમાંથી રસ ચૂસવાનો એક નવો કોલ ઉમેરાયો.

પચ્ચીસ રૂપીયાનો મામૂલી પગાર. પોતાના દસ કુટુંબીઓનું એ જ આવકમાંથી પોષણ કરે, અને બાકીની રકમ બચે તેમાંથી ધીરધાર કરે, એ એક જાણવા જેવી જીવનકથા છે.

શંભુ મહેતાનો બાપ એને બાર વર્ષનો મૂકી મરી ગયો હતો. રાંડેલી માને એના એકલા ઉપર જ બધો આધાર હતો. અનુભવીઓની સલાહ પ્રમાણે ચોથા ધોરણમાં ભણતા શંભુને છઠ્ઠું ધોરણ પાસ કરાવી નોકરીમાં દાખલ કરાવી દેવાની માની મહેચ્છા હતી. છોકરાને ભણાવવાના ઉમંગમાં માએ બે વરસ સુખદુઃખમાં કાઢી નાંખ્યાં.

એ એક જુદો જમાનો હતો. ભણેલા સામે આજની બેકારી મોં ફાડીને ઊભી છે, એનો જન્મ પણ તે વખતે ન હતો. ચૌદ વરસનો શંભુ પાંચ રૂપિયાના પગારે નિશાળમાં માસ્તર થયો. બેત્રણ વરસ અનુભવ કર્યો.

અઢાર વર્ષની ઉમરે તો એને પૂરેપૂરી સૂઝ પડી ગઇ કે પૈસાદાર થવું હોય તો આ નોકરી છોડયે જ છૂટકો. નવો ધંધો એણે એવો શોધ્યો કે એમાં પૈસાદાર થવાય છતાં મૂડી ન જોઇએ. એમાં વેપારની જેમ ખોટની ધાસ્તી નહિ, નોકરી છતાં લાચારી નહિ, ઘેરનું ઘર રહેવાય, દાદાગીરી થાય, વગર પગારે અને વગર ખવરાવ્યે નોકરો મળે, ભણતર પ્રમાણે એ અમલદારી ઓછી ન કહેવાય, અને એ નોકરી એટલે મહેતાગીરી—દાદાગીરી!

સરકારી નોકરોમાં ઓછાવત્તા અંશે દરેકને હરામી થવાની સગવડો મળે છે, પરંતુ એમાં સૌથી વધારે તલાટીને. એને ગમે ત્યાં નોકરી કરવાની હોય છતાં પોતાને ઘેર બેઠાં બેઠાં એ દાદાગીરી કરી શકે. અવારનવાર વરસમાં બધું થઇને એકાદ-બે માસ નોકરીના સ્થળ ઉપર રહેવું પડે તો ભાગ્ય. બીજું બે-પાંચ જે વરતણિયા હોય તે જોડા ઊંચકવાથી

લાકડાં ફાડવા સુધીની મહેનત વગર ખાધેપીધે કરે. ઉપરાંત કુંભાર, હજામ, ઢેડ, ભંગી, લુહાર, સુથાર વગેરે વસવાયાં ઉપર હકુમત બજાવવાની મળે. મુખીથી મતાદાર સુધીના પૈસા આપી ઉપરથી ખુશામત કરતાં આવે. કોઈ પણ કામ ફી-દંડ વગર ન કર્યા છતાં પુત્ર-પુત્રીનાં જનોઈ-લગ્ન પ્રસંગે સારા કામની કદર તરીકે ચાંલ્લો મળે તે જુદો! બદલીને અવસરે વહુ-છોકરાંને વિદાયગીરી તરીકે ભેટો મળે તે નફાની.

ટૂંકમાં કલાપી જો તલાટી હોત તો જરૂર લખી ગયો હોત કે:
"જ્યાં જ્યાં નજર મારી......ત્યાં ત્યાં પૈસા......"

એટલે શંભુ માસ્તર મટી મહેતો થયો. એણે જ્યાં હોય ત્યાંથી પૈસા ઉસરડવા માંડ્યા. વારસાઈ હક્કથી બાપના નામ ઉપર દીકરાના નામે મિલકત કરી હોય તો ય લાવો પૈસા! કોઇનો હક્ક ડુબાવી જમીન અથાવી પાડવી હોય તો તલાટીને મળવાનું. સરકારી જમીનમાં ચણતર કરી માલકી કરવી હોય તે ય દાદાને મળે ત્યારે પત્તો ખાય. સરકાર પાસેથી તગાવી લેવી હોય તો ય એનો ભાગ જેમાં હોય તેમાં એનો ભાગ, દલાલુ!

અને આ વેપારના જેટલી સગવડ બીજામાં મળે ય નહિ. વેપારીને તો ઘરાક દુકાને આવે ત્યારે ધંધો થાય. ફેરિયો ઘેરઘેર ફરે પણ ઘરાક વસ્તુ ખરીદે ત્યારે લાભ થાય પણ આ વેપારમાં તો એથી ય વિશેષ સગવડ છે. ઘરાકને માલ ખરીદવો ન હોય તો ય લેવો પડે! ઉધારનો ધંધો નહિ! પૈસા લઇને માલ આપવો જ એવી બાંહેધરી નહિ!

"ચાલ, તારા ખેતરનું બાણુ-હદ બરાબર નથી, પૈસા આપે છે કે કેફિયત કરું?" 'કેફિયત' એ એમનું રામબાણ હથિયાર. "આ ઘરનો વાડો સરકારી હદમાં છે. તમે બિનપરવાનગીએ બાંધકામ કર્યું છે." "આ કેટલો લુચ્ચો છે! પરવાનગી કરતાં કેટલી વધારે જગા રોકી છે?" "તેં સરકારી ઝાડ કાપ્યું'તું ને?" "તમે, શેઠ! છાપેલાં કાટલાં નથી રાખતા?" "આ લોકોને કહ્યું તો ય લાજ નહિ; હજાર વખત કહ્યું હશે કે રસ્તા વચ્ચે ગંદકી ન કરો." "અલ્યા, કોણ એ ધર્મશાળામાં ઊતર્યો છે?" "આ વાઘરો કાલે હાજરી પુરાવા આવ્યો'તો કે નહિ?" "ચાલો, તમારા ઘરમાં કેટકેટલું અનાજ છે?"

"કેટલાં વીઘાં કુલ ખેતી કરી છે? અનાજ? કપાસ કેટલો? ભલા માણસ! તમારો દંડ થવાનો. ૫૦ ટકા અનાજ કરવાનો તો સરકારે હુકમ બહાર પાડયો છે. તલ, દિવેલા, શિંગ બધું થઈ પચ્ચાસ ટકા ન ગણાય. ચાલો, તમારે દંડ ભરવો જ પડશે" "બોલો શેઠ! તમને કેટલી વખત જવા દઉં? આ સૌ થઇને તમે ત્રીજીવાર પરહદમાં માલ મોકલ્યો!" "તમે છૂપી રીતે દીવાસળી વેચો છોને? સરકારી ભાવ પ્રમાણે તમે માલ વેચતા નથી, એ તો હું તમને કે'તો નથી."

રેતીમાંથી ય તેલ કાઢે એ મહેતો! સરકારી મહેસૂલનો હપ્તો આવે ત્યારે એમની ખરી મોસમ બેસે!

"લાવો, વસનજીભાઈ! તમારા ખાતામાં રૂ. ૧૦૬–૫–૪ નીકળે"

"પણ ગઇ સાલ તો મેં રૂ. ૧૦૫–૫–૪ ભર્યા હતા."

"તે તમારા ખાતામાં બીજું કોઈ રૂપિયો વધારે ભરી ગયું હશે!"

"કોણ જાણે ત્યારે" વસનજીભાઇએ આ સાલ તો કડકડતી નવી નોટોની થોકડીઓ વધારે આવી હતી એટલે વધુ ભાંજગડ કર્યા વિના દસ દસની અગિયાર નોટો આપી.

વસનજીભાઇએ રૂપિયા જમા કરાવવા પહોંચબૂક આપી ત્યારે જાણે ભાઇબિંધીમાં જમા કરી આપવાના હોય તેમ: "મારા ભાઇ! સરકાનોય વિશ્વાસ નથી? મૂકતા જાવ ચોપડી, કરી મૂકીશ જમે." કહી એમણે બીજું ખાતું ફેંદવા માંડયું.

થોડીવાર સુધી વાટ જોઈ છેવટ વસનજીભાઇ બોલ્યા: "દાદા! મને આપી દો એટલે હું ઊઠું!"

"કેમ? મેં તમને કહ્યુંને–કાલબાલ લઈ જજો. જમે કરી મૂકીશ."

"પણ બાકીના પૈસા?"

"કેમ? બરાબર ન થઇ રહ્યા?"

"કેવી રીતે?"

દાદા હસતાં હસતાં બોલ્યા: "શું તમેય વસનજીભાઇ! આટઆટલો ભાવ આવ્યો તોય! ખાતાદીઠ તારા જેવા પાંચ પાંચ આપે તોય શું વધારે છે?"

"હું તો દર સાલ બે રૂપિયા આપું છું જ ને?"

"અરે પટેલ! સાલ ભાર કપાસ પકવ્યો અને ત્રણુસોનો ભાવ આવ્યો તોય બે ને બે રૂપિયા હોય? ત્રણગણો ભાવ આવ્યો એટલે એને બદલે ખરી રીતે છ રૂપિયા આપવા જોઈએ. પણ એમ કહોને કે મેં તો એક જ રૂપિયો વધારે લીધો છે." મહેતાએ પોતાની સુખડીની નવી ટકાવારી સમજાવી.

વસનજીભાઇ જરા હિસાબી હતા પણ માણસની જરૂરિયાત સમજતા એટલે આંખમાં ખૂંચતું છતાં વસારો વેઠતાં એમણે બેને બદલે ત્રણનો નવો ચાર્જ સ્વીકારતાં કહ્યું:

"તોય દસ આના આઠ પાઈ તો મારા નીકળે ને?"

"હેં! હેં! હેં!" બાવીસ વર્ષના અનુભવનું ખંધુ હાસ્ય મોં ઉપર લાવતાં શંભુ બોલ્યો: "મારા ભાઇ, તમે તે કૈં અજાણ્યા છો? પરચૂરણની ઓછી હાડમારી છે? આપણે તો આ સાલ બુટ્ટા રૂપિયાના આંકડા જ લેવાના રાખ્યા છે."

વસનજીભાઇનો કસરિયો સ્વભાવ આ સહન ન કરી શકે: "ના, ના, દાદા! ચારે બાજુનું તે હોય! લાવો રૂપિયો પાછો આપો. હું પરચૂરણ છૂટું આપું." અને મહેતો રૂપિયો છૂટો આપે તે પહેલાં વસનજીભાઈએ સાડા પાંચ આના છૂટા આપ્યા. મહેતે ન છૂટકે રૂપિયાની નોટ પેટીનું ઢાંકણું ઊંચું કરી કાઢી પણ જાણે કોઇને દયાદાનમાં ન છૂટકે આપતો હોય તેમ મોં કટાણું કરી નાંખ્યું!

અને વસનજીભાઈ ગયા ત્યારે બીજા બેઠા હતા તેમની આગળ મનનો ઊભરો કાઢ્યો ય ખરો: "મારો બેટો, જબરો પાજી છે! ત્રણચાર હજારની સીઝન પાકી તોય એનો જીવ તો જુઓ! મારા મનને તો એવું છે નહિ, નહિ તો એકાદમાં ફાચર મારી આપું તોય પાંચ પચીસ તળે ઘાલી દઉં!"

આ તલાટી! મહેસૂલ ઉઘરાવવા તો સરકાર પગાર આપે છે, અને સૈકે બે રૂપિયા તો એ મહેસૂલ ઉઘરાવવાની મહેરબાની કરતો હોય તેમ કર લે છે, અને એનો બાપ જાણે રળીને મૂકી ગયો હોય તેમ આ સાલ ત્રણ કર્યા તો કર્યા, પણ પરચૂરણને બહાને દશ–અગિઆર આના

ઉપરથી ગળી જવા હતા; અને એ ન ગળી જવા દેનાર ખેડૂત પાજી! ત્રણ રૂપિયા ખિસ્સામાં મૂકયા છતાં ખેડૂતને પાંચ–પચ્ચીસના ખાડામાં ઉતારવાની મનોવૃત્તિ!

રૂપિયા ત્રણસોનો પગાર અને વધારાનું હજાર બોનસ! મહેસૂલી ખાતાનું ખર્ચ રાજ્યમાં ગણાય છે એના કરતાં ખરેખરી કુલ રકમ પ્રજા પાસેથી જાય છે તે થઇને કેટલે આંકડો જાય?

શંભુ મહેતા પાસે આનોય બચાવ છે. આ બધું ઉપલી સત્તાથી છાનું બને છે એમ ન માનતા. ઉપલી સત્તા પ્રત્યક્ષ એવી સલાહ નથી આપતી કે તમે લાંચ લો, પણ એમનો અનુભવ જ એ શીખવે છે. આનો શંભુ મહેતો એક દાખલો આપે છે.

"તાલુકામાં મોટામાં મોટા અમલદારનો મુકામ થયો. ત્રણ દા'ડા રહ્યો. સવા ત્રણસો રૂપિયા ખર્ચ આવ્યો. એ કોણ જોડે? ૧૫૦ રૂપિયાનો તાલુકાનો અમલદાર કેવી રીતે ભોગવે? અમલદારો પોતાનાં ભથ્થાં-ભાડાંને પગાર જ માને છે, એટલે એ રકમમાંથી તો ખર્ચ પડતો જ નથી. છેવટે તાલુકાના ચાલીસ તલાટીઓ ઉપર એનો ફાળો નાખી દીધો. ૨૦–૨૫ નો તલાટી આવા વરસમાં બે–પાંચ આઠઆઠના ચાંલ્લા કેવી રીતે ભરે? એનો અર્થ જ એ કે અમે તમારી ઉપર ફાળો નાખ્યો તેમ તમે ફાવે ત્યાંથી વસૂલ કરો!

"ઊજળું એટલું દૂધ ન સમજતા! આ બધું કૈં મારા બાપનું નથી. એમાં તો કૈં કૈંના ભાગ છે! અમે તમારી પાસેથી લઇએ છીએ તેવા અમારે પણ આગળથી કામ કરાવી લાવવા–આપવા જ પડે છે. ઘણી વખત તો ઊલટા વધારે આપવા પડે છે. ઉપરી અમલદારની જોડેની રૂમમાં એક મામૂલી કારકુન લાંચ લીધા વગર કામ જ ન કરે. એમાં શું એની હિંમત માનો છો? ના, ના, એ તો વાછરડો ખીલાના જોરે કૂદે છે એમ જ માનજો. જો એમાં સાહેબનો ભાગ ન હોય તો કોની મગદૂર છે કે ત્યાં એમની પ્રત્યક્ષ નહિ પણ પાડોશમાં ત્રીસનો કારકુન નોટો ખિસ્સામાં મૂકે? માટે મારા મહેરબાન! એ તો મારા ભાઇ! બધું ડાબાડૂબ સારું છે!"

પ્રજા પાસેથી લાંચ કઢાવવાની એમની માન્યતા વળી સૌ કરતાં અનોખી છે.

“લોકો છે! ‘માગે એને આપે અને પૂછે એને કહે.’ માટે તમે નયું કામ કર્યા કરો તોય કોઈ સરપાવ નથી બંધાવી દેવાનું અને નયું લો, લો, કરો ને આગળ ભેટ મોકલતા ન રહો તોય ન ચાલે. કાલ ઊઠીને કોઈ ઉપરી આવીને પૂછે તો કહેય ખરા કે હા, સાહેબ, આપીએ છીએ માટે લેવું અને આપવું એય શીખી લેવાનું છે.”

ને નર્યા મુલકી ખાતાની જ જો શંભુ મહેતા નોકરી કરતા હોત તો વધુ સારું. પણ એમણે તો પોલીસ, ન્યાય, કેળવણી, માપણી, નોંધણી, સર્વમાં ઘાલમેલ રાખી હતી. તાલુકા ફોજદાર, તો કહે આપણું પાકકું ઓળખાણ! ન્યાયમૂર્તિ સાહેબની કાલ ચિઠ્ઠી જોઇએ તો કહે, કાલે જ લાવી આપું! કોઇ માસ્તરને બદલી કરાવવી હોય તો કહે, આપણે ઇન્સ્પેક્ટર સાહેબ સાથે ઘર જેવો સંબંધ છે. અને એમાં એમને ખોટે ય શું હતી? અમલદારોની ખુશામતમાં એ એટલા પાક્કા અને પાવરધા હતા એ માટે એમનું એક જ વાક્ય બસ થશે. “કયે વખતે શું જોઇશે તે સાહેબની સ્ત્રી ન જાણે તેટલું હું જાણું!”

સૌથી સારામાં સારો એમનો ગુણ એ હતો કે ગામમાં પાંચ માણસને સાધી જે કામ કરવું હોય તે કરવું. આવી રીતે વીસ વર્ષ સુધીની એમની નોકરીમાં એમણે દસથી પંદર હજાર રૂપિયા ખાતાં-પીતાં પેદા કર્યા. વચ્ચે છોકરા-છોકરીનાં ખર્ચ કાઢયાં એ જુદાં.

ખર્ચની વાત આવી ત્યારે એ કહી લઉં! મોટી પુત્રીના લગ્ન વખતે એમણે એમના વહીવટ હેઠળ ત્રણ ગામ હતાં તેમાં ખર્ચ માટે નવો કર નાંખ્યો. ગામના બેચાર આગેવાનોને સમજાવી એમની મારફતે યુક્તિ કરી. મહેતા છે અને વળી બ્રાહ્મણ છે, કન્યાદાન જેવું પુન્ય નથી, એવું વાતાવરણ ફેલાવ્યું.

કપાસની મોસમ આવી. તોલ વખતે ધડી દીઠ અર્ધો શેર કપાસ મહેતા માટે નીકળ્યો! ધડીએ અચ્છેરમાં શું, એમ ખેડૂત સમજે. ત્રણ ગામમાં થઈ સાત ભાર કપાસ થયો; રૂપિયા બારસો પચાસ એમાંથી જ લઇ લીધા. અને ઉપરથી લગ્ન વખતે ઘરદીઠ કંકોત્રી લખી તેના

પાંચસો આવ્યા. એ લગ્નમાં જ ખર્ચ જતાં સાડીચારસો પડી રહ્યા તે નફાના ! કંઇ બધામાં આવો નફો થયેલો એમ નહિ, પણ ત્યારે બધું ખર્ચ ઘરનું ભોગવેલું એવું ય નહિ. એટલે ખર્ચો કાઢ્યા એમાં કંઈ મોટી રકમ હોમાઇ ગઈ ન હતી. ફક્ત જે ગણો તે ઘર બાંધ્યું તેમાં સાડા પાંચ હજાર વાપર્યા તે માપ !

અને આજ સાત વર્ષથી સાથે સાથે ધીરધારનો ધંધો કરે છે, એનું કંઈ ઓછું ઉત્પન્ન નથી. બેએક વર્ષથી એમની આ ગામે બદલી થઇ હતી. અત્યારે નહિ નહિ તોય બે હજાર રૂપિયા ગામમાં ધીર્યા હશે. આવો માણસ આ ધંધામાં ય કસ વગર તો વાત ન કરે એ ઉઘાડી સમજાય તેવી વાત છે.

દેવો ય એ સમજતો હતો; પરંતુ એને તો શેઠને આડકતરી રીતે દેખાડવું હતું કે મારી શાખ હશે તો તમે નહિ અને બીજા પણ ધીરનારા મળશે. વળી સીઝનના બેપાંચ માસ હતા એટલામાં બસો–અઢીસો જેટલી રકમ જો ભાવ આવો ને આવો રહેશે તો વળી જતાં વાર નહિ લાગે, એ પણ દેવાની ગણતરી હતી. કદાચ નહિ ફાવે તો ફરી નહિ ધંધો કરીએ, એ વિચાર પણ જોડે જોડે કરી રાખ્યો હતો.

એટલે દેવો બીજે દિવસે સવારમાં શંભુ મહેતાના ગામે રૂપિયા બાબત નક્કી કરવા ગયો.



## (૧૫)

## બિચારો ભીમો !



દેવો શંભુ મહેતાને ત્યાંથી પૈસાનું કાંટુ નક્કી કરીને આવ્યો ત્યારે ભીમાની આંખો સફાળી ઊઘડી ગઈ. આ બે દિવસમાં દેવાનો ચહેરો એટલો કડક થઇ ગયો હતો કે ભીમો વાત કરતાં પણ અચકાતો હતો. ભીમાનું હૃદય તો ક્યારનું ય બોલું બોલું થઇ રહ્યું હતું પણ એનું મોં કોઇ રીતે બોલવા ઊઘડતું નહિ. મનોમન સાક્ષી છે તેમ બાપ–દીકરો

સામસામી દરેકની ઇચ્છા સમજતા હતા. ભીમાને પાકી ખાતરી થઈ ગઈ હતી કે બાપ આ વખતે એનું ધાર્યું કર્યા વિના નહિ મૂકે. એને ઘણોય બચાવ કરવો હતો પણ શું મોઢું લઇને વાત કરે! મા અને બાપની આંખમાં એના પ્રત્યે તિરસ્કાર હોય તેમ એને જોતાં જ કીકીઓ ઘુમરાવો લેતી.

ત્યારે શું એણે બીજી બૈરી કરી લેવી? ચંદાને એ શું મોં બતાવે?

પણ અત્યારે તો એને ચંદા કરતાં માબાપ આગળ મોઢું લઇને ફરવાનું હતું. એમને પોતાની લાગણી, ઇચ્છા અને પ્રેમ ભીમો શી રીતે બતાવી શકે?

અને જો દેવો એકલો જ મક્કમ હોત તો કેં ઈટે ખસેડાત, પણ કંકુ વળી એના કરતાં વધુ ઈતેજાર હતી. સાત સોનાની હોય પણ ચંદાને હવે એ પોતાને ઉમરે ચઢવા દેવા માગતી જ ન હતી. તેમાંય લગ્ન વખતે મા અને બાપનો થોડો વિરોધ હતો છતાં પુત્રની લાગણીને વશ થઇ છેવટ એ એમાં સંમત થયાં હતાં. 'એ સંઘ ઠેઠ કાશીએ નથી પહોંચવાનો' એ એમની આગાહી સાચી નીવડી એટલે ભીમો કહેવા જાય તોય એ માને ખરાં?

માને કે ન માને, પણ ભીમાની બોલવાની જ હિંમત નહોતી રહી. છતાં એ પોતાનું ધાર્યું કરવા માર્ગ શોધતો હતો.

જો બને તો એક વચલો રસ્તો હતો. રણછોડ દરુ મુખી તો હમણાંથી થયો, પણ તે પહેલાંથી એ નાનો હોવા છતાં ઘણા એની સલાહ માનતા. અને દેવો તો ખાસ કરી જ્યાં ત્યાં એના ગુણનાં જ વખાણ કરતો: "છે તો નાનો પણ સલાહ લેવા લાયક માણસ છે." ચંદાના લગ્ન વખતે જો દેવાએ નમતું મૂક્યું હોય તો એના જ પ્રતાપે. એ જો દેવાને સમજ પાડે, તો વિચાર બદલવાની નહિ પણ થોડી ધીરજ ખમી જવાની એની સલાહ તો જરૂર માને.

પણ એમાંય એક આંટી હતી. જગતના અનુભવથી તો નહિ પણ પોતાના જાતઅનુભવ ઉપરથી રણછોડ એવા નિશ્ચય ઉપર આવ્યો હતો કે, રાંડ તો બુધે જ પાંસરી!

ચંદા સાથેના ભીમાના લગ્નમાં એણે સારી મદદ કરેલી. પણ તે

પછી ચંદાનું સ્વમાની મન, આગ્રહી સ્વભાવ અને તુમાખી ભરેલા રુઆબ જોઇને કોઇ પ્રસંગો જાણી, એણે ભીમાને કેટલાય વખત 'રાંડ ઉપર દાબ' રાખવાની સલાહ આપેલી.

અને તેમાં ચંદાએ આ રસ્તો લીધો એટલે એ ભીમાના તરફથી વકીલાત કરે કે કેમ, એ શંકાસ્પદ હતું.

છતાં કરે કે ના કરે, પણ મનનો ઊભરો કાઢવો તો ખરો, એ નિશ્ચયથી ભીમો એની પાસે ગયો.

એ ગયો ત્યારે રણછોડના એની ઘરવાળી સાથે દિવસમાં જે એકાદ બે પ્રોગ્રામ થતા, તેમાંનો એક ચાલતો હતો.

ભીમે પગ મૂક્યો એવી જ મણી બોલી ઊઠીઃ "એ તો હું રાંડ જરા પોચી મળી છું તેમાં, ચંદા જેવી કોઈ મળી હોત—"

"ચંદા તો શું પણ એની માને ય હું તો પૂંછડે ગાંઠ વાળીને હાંકી મૂકું" રણછોડે એટલું કહી બહાર દૃષ્ટિ કરી તો ભીમાને જોયો. એણે વળી ઉમેર્યુંઃ "એ તો આ રાંડવો પાક્યો તેમાં, નહિ તો એના શા ભાર છે કે બારણા બહાર પગ મૂકે!"

ભીમાને તો ઊલટું ઊલમાંથી ચૂલમાં પડવા જેવું થયું. એ કંઈ બોલ્યો નહિ પણ મણી બોલીઃ "એ તો તમને એવી મળી નથી ત્યાં સુધી. ભીમાભાઇ કંઇ તમારાથી કાચા છે? પણ એમ કો'ને કે જનાર આગળ રાખનાર કોણ છે?"

રણછોડ બોલ્યોઃ "જાય તો દીસ્તી રહી—સહેજ નાકે ધસરકો કરી આલ્યો એટલે છોને રખડતી—કોણ એનો બાપ પછી એને સંગરવાનો હતો?" અને એ લપછપમાંથી કૈં વિચાર આવતાં એણે પૂછ્યુંઃ "કેમ ભીમા, કંઇ કામ છે કે અમસ્તો......"

વચ્ચે મણી બોલીઃ "તમારા જેવાંની સલ્યા લેશે ને, નવું બૈરું કરતાં પહેલાં."

ભીમાના હૃદય ઉપર બરાબર તીણો કાપ મુકાયો. એણે સિસકારી બોલાવતાં કહ્યુંઃ "કામ તો કૈં નહિ જરા......"

રણછોડ તરત સમજી ગયો, "ચાલ ત્યારે આપણે પેલે ઘેર બેસીએ." કહી રણછોડ પોતાના જોડેના ઘરમાં જ્યાં એ બેઠક રાખતો હતો ત્યાં જવા ઊઠ્યો.

બંનેએ કંઇ બોલ્યાચાલ્યા વગર બીડી વાળી, ચકમકથી દેવતા પાડી બીડીઓ સળગાવી. ધુમાડાનો દમ ઘૂંટતાં રણુછોડે કહ્યું: "બોલ, શું કામ હતું?"

ભીમાએ એક બાજુ સળગેલી બીડીને અવળી ફેરવી સરખી રીતે ચેતવવા ઉપરાછાપરી બેપાંચ સડાકા માર્યા. ધુમાડીનાં ગૂંચળાં એ બે વચ્ચે વસમળ લેવા લાગ્યાં.

છેવટે ભીમાએ બે આંગળીઓ વચ્ચે પકડેલી બીડીને વિસામો આપતાં કહ્યું: "થોડી વાત કે'વી 'તી."

"કે'ને, શું છે?"

"તેં વાત તો જાણી છે ને?"

"શાની?"

"હમણાં મણીભાભીએ કહ્યું તે."

"એ તો દા'ડામાં એવો કેટલોય અરથ વગરનો લવારો કરે છે." વહુ તરફની પોતાની માન્યતાને રણુછોડે સ્પષ્ટ કરી.

"બીજાં બૈરાં......"

"હા, હા, દેવાકાકાએ મને કાલ સાંજે પૂછ્યું' તું."

"શું?"

"કેમ? એ જ. શંભુ મહેતા પાસે રૂપિયાનું પણ ઠાવું પાડતા આવ્યા."

"પણ..."

"પાછું તારે શું બાકી છે?"

"જો તું ધીરજથી સાંભળે તો—"

"બળી તારી ધીરજ હોય ત્યાંથી! હજુ તે તું કઇ ધીરજની વાત કરે છે? મારા જેવો હોય તો તે ઘડીએ જ, પછી થવાનું હોય તે થાય, પણ જુદી જ કરી નાંખે. દેવોકાકો ય મારા સ્વભાવનો છે. મને એમણે કહ્યું—'શું કરું રણુછોડ! એ તો છોકરાની વહુ હતી એટલે દુનિયા ય બે મોઢે બોલે. પણ જો એનામાં પાણી હોત તો હું પછીથી તો બધું ય વહોરી લેત. બળ્યું! ભગવાન જે કરતો હશે તે સારું જ કરતો હશે. હવે તો મારા ઘરમાં એનો પગ નહિ.' વચ્ચે રણુછોડ અટકી બોલ્યો:

"મેં એમનું મન જાણી લેવા પૂછી જોયું: 'એ બધું ય કાકા ખરું, પણ ભીમાનો વિચાર હશે તો વચવેગળે મીયાં-બીબી રાજી તો ક્યા કરે કાજી-ની જેમ તમે શું કરવાના હતા?'"

જે જાણવું હતું તે જ પ્રશ્ન આવીને ખડો થયો એટલે ભીમામાં ચેતન આવ્યું. એ સાંભળવા એક કાને થયો. રણછોડ આગળ બોલ્યો: "ભીમા! એ તો પછી છેલ્લે ક્યારે જતા રહ્યા–'રણછોડ! મને વધારે ના બોલાવ. મારી જીભ ક્યાંની ક્યાં ય જાય છે. એને હજુ એ રાંડને જ સંઘરવી હોય તો મારા ઘરમાં એનો પગ નહિ. હું તો પે'લેથી જ ના કે'તો' તો પણ બળ્યું! તેં ય કહ્યું ને એની ય ઉમેદવારી હતી, તે પૂરી થઈ! હજુ બીજી વખત નાક કપાવે એના કરતાં મારા ઘરમાંથી જાય એટલે મારે તો દેખવું મટ્યું! જાણે નહોતો એક છોકરો!'"

રણછોડ ભીમાને શી લાગણી થાય છે તે જોવા થોડી વાર મૂગો રહ્યો. ભીમો જાણે બહાવરો થયો હોય તેમ કૈં બોલ્યાચાલ્યા વગર ચકળવકળ આંખે રણછોડ તરફ તાકી રહ્યો.

રણછોડે સલાહ આપતાં કહ્યું: "જો ભીમા! બાયડી કૈં કોઈને અળખામણી નથી હોતી, સોનાની કટારી હોય તેથી કૈં પેટમાં ન મરાય. ચંદાને અને તારે હેત હોય તેથી કૈં એ લાતો માર્યા કરે ને તું એના પગ પંપાળ્યા કરે, એવું તો ભઈ! આપણાથી ના વેઠાય. મેં તને કેટલા વખત કહ્યું હશે કે રાંડ......ને ગાડું, એનો વશવાસ નહિ. પણ ભઈ! તારા મનમાં તો જાણે મને જ મોટો હીરો મળી ગયો છે, તે પંપાળ્ય પંપાળ્ય કર્યો, એનું આ પરિણામ. મને કંઈ મારી એ નથી ગમતી એમ નહિ, પણ એ તો...બુધે જ પાંસરી! એક આંખે રડાવીએ અને એક આંખે હસાવીએ ત્યારે એનું નામ આવડત. નર્યું હી! હી! હી! કર્યાં કર્યું એમાં તે શું રંધાયું?......"

ભીમે જાણ્યું કે રણછોડની પારાયણ હવે અટકશે નહિ એટલે એ વચ્ચે બોલ્યો: "પણ મારું જરા સાંભળીશ કે એમનેમ?"

રણછોડ બોલ્યો: "તારું હવે શું સાંભળવાનું બાકી છે? મોંમાં ખાસડું ઘાલી એને કરગરવા તો નથી જવું ને?—"

"પણ મારી વાત તો પૂરી સાંભળ."

"લે, કહે."

ભીમો જાણતો હતો કે ચંદાનો પક્ષ પોતે કરશે તો અહીં કોઇ એની વાત સાંભળે એમ ન હતું. એટલે મનનો ભાવ મનમાં રાખતાં એણે કહ્યું: "ચંદાને તેડવાની તો વાત જ નથી."

"ત્યારે ?" રણછોડને એના ગાંડપણ બહારની વાત સાંભળી જરા શાન્તિ વળી.

"મારું તો એમ કહેવું છે—"

"શું ?"

"કે, બીજું બૈરું કરવાની આટલી ઉતાવળ શી છે ?"

"હત્ ભલા માણસ ! ઠેઠ સુધી બાયલો ને બાયલો રહ્યો."

ભીમો ધા ગળી જતાં બોલ્યો: "પણ પૂરું સાંભળ તો ખરો—"

"સાંભળ્યું મારા ભઇ ! નરાતાર પાણી વનાની વાતમાં શું સાંભળવાનું બળ્યું છે ?"

"પણ બાપનો વિચાર મને કબૂલમંજૂર છે, પછી ?"

"તો પછી તારે શું કહેવું છે ?"

"કહેવાનું એટલું જ કે ચંદાને ફરીથી તેડવાની નહિ એ સત્તર આની, પણ—"

"બીજું બૈરું કરવું નથી, એમને ?" ભીમે હકારમાં ડોકું હલાવ્યું એટલે રણછોડે હોઠ પીસતાં કહ્યું: "જા, જા, ઢાંકણીમાં પાણી લઇને ડૂબી મર એટલે નિરાંત થાય."

રણછોડનો સ્વભાવ જાણીને જ ભીમો આવ્યો હતો એટલે એ બધું સહન કરતાં એ બોલ્યે જતો હતો, અને એના વગર બીજા કોઇને કહવાનો આરોય નહોતો એટલે જાયે ય કયાં? "પણ એમાં વાંધો શો છે ?"

"સાવ મૂરખો નહિ તો બીજું શું ? એને તેડવી નથી તો બીજું બૈરું કરવામાં તારું જાય છે શું ?" જો કે ભીમાની અત્યાર પૂરતી જ નહિ તેડવાની યુક્તિ હતી એટલે એ મૂગો રહ્યો.

રણછોડે આગળ કહ્યું: "તને ભાન છે ? એ રાંડને ય ખબર તો પાડવી જોઇએ ને કે એને પૂંછડે કૈં ઘૂઘરી નથી બાંધી મૂકી; તું નહિ

ને તારી સગલી, જો ઘડીના છઠ્ઠા ભાગમાં આણી કે નહિ?"

ભીમાએ એ વિચારને સંમતિ આપતાં કહ્યું: "એમ કરવું હશે તો ય મારી કૈં ના નથી; પણ ઉતાવળી રાંડ છાબિયાં લે, એના જેવું કરવાનું શું કારણ?"

રણછોડ એની એ ગોળ ગોળ વાતો સમજતો હતો. એણે તડ ને ફડ કરતાં કહ્યું: "જો ભીમા! તારાથી હજુ એની લાલચ નથી મુકાતી અને તારા ગાંડપણમાં ને ગાંડપણમાં ઘરનાંનો મનખો બાળ છ. એની ઉપર તે શું કૂમતું મૂકયું છે કે એને ને એને જ દેખી રહ્યો છે?"

ભીમો શું બોલે?

રણછોડ બોલ્યો: "તારામાં હજુ પૂરી અક્કલ નથી. એના તરફ મનમાં ભાવ હોય તોય બહારથી બતાવવાની શી જરૂર? બીજું બૈરું કરીશ એટલે કૈં એ ઓછી નાસી જવાની છે? છેડા છૂટા કરીએ ત્યારે એ આઘીપાછી થાય ને? બીજું બૈરું લાવીને અહીં તું લે'ર ઉડાવે એટલે છો ને એ દાઝે બળતી. એ છૂટાછેડા લેવા આવે ત્યારે પાછા અમે કંઈ મરી તો નથી ગયા? નાતે ય જોશે ને કે એમાં કોનો વાંકગુનો છે?"

ભીમો તો બધી વાતે ડાહ્યા ગણાતા રણછોડ સામે જોઈ જ રહ્યો. બધી વાતે હોંશિયાર, વ્યવહારની જરેજર માહિતી અને ભાંજગડમાં બંને પક્ષને રાજી રાખનાર આ માણસમાં સ્ત્રી વિષે આવું અવળું ભૂસું કોણે ભર્યું હશે? સ્ત્રીજાતિ વિષે એને એવો તે કેવો કડવો અનુભવ થયો હશે કે એમાં વચલો રસ્તો જ એને નથી જણાતો? અને એ પોતે જો આવા વિચારનો જ હોય તો પછી ભીમાનું શું વળે? એના બાપના શબ્દો તો સાંભળ્યા ને? એના મગજમાં જરા કોઇને સ્થાન હોય તો રણછોડને. અને તે ય એ જ વિચારનો. પછી એ કહે કોને? એને કોઇ રસ્તો જ જડતો ન હતો. એ બીજી વખત બહાવરાની માફક રણછોડ સામે તાકી રહ્યો.

રણછોડે પાછી સલાહ આપવા માંડી: "હજુ તને પૂરું ભાન નથી. બૈરાંની જાતને તો એક વાર મૂકીએ ખસતી તો એની મેળે આવે

હસતી! અને એને મોંએ ચઢાવીએ તો માથે છાણાં થાપે. લે મારું માનતો હોય તો એક વાત હું માથે રાખું?”

“શું?” ભીમાએ વગરવિચારે પૂછ્યું.

“ચંદા ઉપર તારું મન હશે તો દેવાકાકાને હું સમજાવીશ.”

“કેમની વાત કરો છ?” ભીમાએ સમજણ ન પડવાથી કહ્યું.

રણછોડે સમજણ પાડી: “દેવોકાકો છાને અત્યારે કે'તો કે ચંદા મારા ઘરમાં નહિ; પણ તારો વિચાર હશે તો એમને સમજાવવાનું મારે માથે; પણ ભઇ! એક વાર એને ય ખબર પાડયા પછી.”

“એટલે?”

“એને ય ખબર તો પડવી જોઇએ કે ના, ના, શેરને માથે સવાશેરે ય છે ખરા. એ તાકતી રહે ને બીજું બૈરું લાવવું. એ જો બીજે જવા ઉધામા મારે તો એનો ગજ વાગવા દેવો નહિ અને છેવટ એને ના આવવું હોય તો ય નાતની રીત પ્રમાણે બાંધીરૂંધીને લાવવી. પણ ભઇ! એમ મોળેમોળું ના બને.”

ભીમો કપાળે હાથ પછાડતાં મનમાં બબડયો: “બીજું બૈરું કરવાની તો મોંકાણ છે! પછી એને લાવીને ય શું મોઢું બતાવવાનું?”

રણછોડે એના સામું તાકતાં કહ્યું: “કેમ કૈં ગળે ન ઊતર્યું?”

ભીમાએ મનમાં હતું તેવું કહી નાંખ્યું: “ગળે ઊતરે એવું હોય ત્યારે ને!”

“ત્યારે કેવું હોય તો ગળે ઊતરે?”

“પણ તને યે ક્યાં ગળે ઊતરે છે?”

“છતાં કહે તો ખરો.”

“મેં પે'લું તો કહ્યું.”

“ફરીથી. એથી કૈં પેટમાં દુખવાનું છે?”

ભીમો પોતાના જે કામે આવ્યો હતો તે માટે છેલ્લો પ્રયત્ન કરતાં બોલ્યો: “જો રણછોડ! મારે વાત કરવાની તારા વગર બીજે જગા નથી—”

“તે હું ક્યાં ના પાડું છું?”

"ના તો નહિ, પણ એથી શું રંધાયું ?"

"પણ તારે રાંધવું છે શું ?"

"એમ હસી કાઢતો હોય તો રે'વા દે."

"જો પાછો"

"એમ નહિ," ભીમો આગળ બોલ્યો: "મારું કહેવું એમ છે કે ચંદા માટે મારા મનમાં ગમે તેવો વિચાર હશે. લેને ઉઘાડું કહું —મારો એના ઉપર આખો ભાવ છે, પણ હું એને તેડીશ નહિ, એમ બંધાઉં તો પછી શો વાંધો છે ? હું બીજું બૈરું ના કરું એમાં કૈં બાધ છે ?"

રણછોડ બોલ્યો: "જો ભીમા હું તારી વાત બધી સમજું છું. જીવ લાગ્યાનો મને તો અનુભવ નથી. મળેલા જીવવાળાં કૈં તારા જેવું કરતાં હશે; પણ ભઇ ! મારું તો લોહી એમાંનું નથી. અહીં તો મેં કહ્યો એ રસ્તો હોય તો કબૂલ; નકર એવી ગંડુ જેવી વાત મારાથી દેવાકાકાને ન કરાય. ને હું કરું તોય એ માને ખરા ?"

ભીમામાં નવો જીવ આવ્યો: "પણ તું કહી તો જોજે."

"ના, ભઈ ના, મારાથી એ કહેવાય જ શી રીતે ?"

"પણ એ નહિ માને તો હું તારો વાંક નહિ માનું."

"પણ મારાથી એવી ગાંડી વાત કહેવાય જ નહિ. જો તું કે'તો હોય તો મેં કહ્યું—"

"અલ્યા, પણ હું એને નહિ તેડું એમ બંધાઉં પછી તમને વાંધો શો છે ?"

"એ જ મોટો વાંધો છે ને ! એ રાંડનેય ખબર તો પડવી જોઇએ ને કે ના, છે ખરા !"

છેવટ થોડી લમણાફોડ કર્યા પછી ભીમો નિરાશ થઇ ઊઠ્યો. એને તો ઊલટું સામે પ્રવાહે તરવા જેવું થયું. એક તો બાપ મક્કમ, એમાં માનો ટેકો અને ઉપરથી રણછોડનો સહકાર !

ત્યારે શું બાપને વહેતા મૂકવા ? ખરે વખતે, એમને મદદ કરવાને અવસરે જુદા રહેવું ?

નથી એમનો જ શો દોષ ? ચંદાએ કૈં કરવામાં બાકી રાખ્યું છે ?

"પણ વચવેગળે હવે મારે શું કરવું ? બીજું બૈરું કરવું ? —વગર મને ?"

દૈવ જાણે ભગવાન ઉપરાછાપરી શું કરવા બેઠો છે !



## (૧૬)

## રુદિયાની શાખ



**બ**રાબર સાતમે જ દા'ડે—ચંદા ગુરુવારે ગઈ અને પછીને ગુરુવારે ભીમાએ બીજું બૈરું કર્યું !

ચંદાએ પિયર આવી મા-બાપને 'બજ્યું ! એમ જ થયું કે લાવ મળવા જઉં 'નો ઉડાઉ જવાબ આપ્યો હતો તેથી રયજી કે કશન એકેને સંતોષ થયો ન હતો. ફક્ત એના ભાઈ માવાએ જ એનની તરફેણ કરતાં કહ્યું: "ભલે આવી ! એનું મન એમ થયું તો પાંચ દા'ડા રહીને જશે."

પણ જાય શું એનું કરમ ! ત્યાંસુધીમાં તો રસ્તો જ બંધ થઈ ગયો. ખિજાયેલો રયજી આ વખતે કોણ જાણે શુંનું શું કરી નાખત ! પણ એનામાં એટલી વિવેકબુદ્ધિ ક્યાંથી આવી તે ય એક આશ્ચર્ય હતું. ચંદાને એણે કૈં ન કહ્યું તો ન કહ્યું, પણ વાત જાણી ઉકળેલી કશન ચંદા ઉપર બધો રોષ ઠાલવતી હતી, ત્યારે રયજીએ ઉપરથી એને વારી.

ચંદા ઉપરનો બધો રોષ કશને રયજી ઉપર કાઢ્યો. એ લાંબા હાથ કરતાં બોલી: "તમે—તમે જ એને મોંએ ચઢાવી ગરદન મારી છે." અને ગુસ્સાના આવેગમાં એનાથી આગળ અવાજ ન નીકળી શક્યો. એ સહેજ અટકી દીકરા ઉપર બળાપો કાઢતાં બોલી: "તે ઘડીએ તેં 'ભલે આવી !' કરી મારું ના માનવા દીધું ! હું તો એનાં પગલાં તરત પારખી ગઈ'તી કે કૈં નવાજૂની કર્યા વગર એ આમ આવે જ નહિ. પણ મારું તો ઘરમાં માને છે જ કોણ ?"

રચજીએ કંટાળીને કહ્યું: "હવે બકવાટ મેલ ને!"

"મેલ્યો બકવાટ!" કશને ઊંચા કરેલા હાથ નીચે પછાડતાં કહ્યું: "મારું તો બધું બકવાટમાં કાઢી નાંખો છો–પણ મારો એકેય શબ્દ ખોટો પડયો હોય તો તમારું ખાસડું ને મારો બરડો. પે'લેથી જ હું તો કે'તી'તી કે વળી ક્યાં પરણવું, ના પરણવું–એ આપણે બેઠાં છીએ ને છોડી શું જાણે? પણ જાણે હું તો નાની ગગલી હોઉં તેમ ઊલટી છોડીનું ઉપરાણું લે! –શે'રની છોકરીઓ ઢેડાંને ગઈ, એમના આપણે શા વાદ કે છેવટ નાતની ઉપરવટ થઈ, દંડ ભરી, આથમણી નાખી!"

કશન સહેજ થાક ખાવા થોભી. રચજીએ જાણ્યું કે એની ઊપડેલી જીભ એમ ઝટ બંધ નહિ રહે, અને જો વચ્ચે બોલીશ તો ઊલટી બમણાં વેગે ઊપડશે, એટલે એ મૂંગો જ રહ્યો.

"મૂઈ જ્યાં નાખી ત્યાં, દીસ્તી રહી ત્યાંય જો સખે પડી રહી હોત તો તો!...પણ મારું રડયું પારકો તે એવા છંદ વેઠતો હશે? ઘર છે, બોલવુંય પડે, લડવુંય પડે, ને મારે ખાવો પડે! એમ કંઈ નાડે તે ઘર મંડાતાં હશે?"

વળી રચજીના સામું તાકતાં એ આગળ બોલી: "કોઈ કંઈ આપણું દબાયેલું છે કે હાથપગ ઝાલીને બેસી રે'? એણે બીજું બૈરું કર્યું એમાં તમને ભલે ખોટું લાગતું હોય તો, હું તો એમનો કશો વાંક જોતી નથી. એટલા સારા માનો ને કે સાજી સમી આવવા દીધી! કંઈ નાક..."

"એટલું હજુ તારું બાકી રહી જતું હોય તો તું પૂરું કર!" ચંદા વચ્ચે જ બોલી ઊઠી.

"લ્યો, આ મોટો વેપલો કરીને આવી છે તે એને કંઈ કે'વાય?" કશન ઉશ્કેરાઈ જતાં બોલી.

"જો મા! વેપલો મેં કર્યો છે ને હું ભોગવીશ..."

"તારે નાગે કૂલે શું ભોગવવાનું છે? તું તો એ મૂકીને અહીં પેઠી–એમાં તારું શું ગયું? જે બધું વેઠવાનું છે તે તો અમારે છે ને?" ચંદા સામે તિરસ્કારભરી નજર નાખતાં કશને કહ્યું.

"હું અહીંથી જતી રહું, પછી તો તારે વેઠવાનું નથી ને?"

ચંદાએ અભિમાનભર્યો પ્રશ્ન પૂછયો.

"હવે ક્યાં ચૂલામાં જવાની છે?"

"ચૂલામાં જગા નહિ હોય તો ધરામાં પડીશ, એની તારે શી ભાંજગડ?"

કશન એનો જવાબ આપે તે પહેલાં રયજી બોલ્યો: "અમથી શું કરવા લોકોને બાજીયાકાર (ભવાડો) બતાડે છે? હવે તું ગમે તેટલી ડાચાકૂટ કરીશ એથી કંઈ જે થયું તે ના થયું થવાનું છે?"

કશન હાંફતીહાંફતી રયજી ભણી તાકી જ રહી. એને આ માણસ બિલકુલ સમજાતો જ ન હતો. સહેજસહેજમાં ક્રોધે ભરાઇ જતો, અને એ આવેશમાં સારાસારનો વિવેક ભૂલી જતો, ઉતાવળો અને આકળો ફક્ત ચંદાના પ્રશ્ન આગળ જ કેમ ઠરેલ, શાંત અને 'થનાર વસ્તુ થયા જ કરે' એમાં માનનારો થઇ જતો? શું એનો સંતાનપ્રેમ એટલો બધો ઉદાર હતો કે ગમે તેવો ગુનો માફ કરે? ત્યારે એ આવાની સાધારણ બાબતમાં ય કેમ ધૂળ કાઢી નાંખતો હતો? મોટી બે છોકરીઓ મહિનોમાસ પિયર આવતી ત્યારેય એને એકાદ વખત તો બોલવું પડતું હતું. કશન સાથેનો એનો વર્તાવ કયે બહુ છે? કોઇ કોઈ વખત તો એ પશુ ઉપર તો શું પણ નિર્જીવ વસ્તુઓ ઉપર પણ પોતાનો ક્રોધ કાઢતો. એક વખત ઊની ઊની ભૈડકાની હાંલ્લી એ ચૂલેથી લેવા ગયો, ને હાથ ચંપાઇ ગયા! એ ખીજમાં ને ખીજમાં એણે હાંલીને જે જોશમાં નીચે પછાડી કે એમાંથી ગરમ ગરમ છાંટા એના શરીરે ચોંટી ગયા! એ વાત અત્યારેય સંભારે તો ખિજાઈ જતાં વાર નહિ! નિર્જીવથી સજીવ સાથે એકનો એક સ્વભાવ રાખતો રયજી ફક્ત ચંદા એકલી માટે જ કેમ બદલાઈ જતો હતો?

ચંદાને માટે એણે ઓછું સહ્યું છે? વિવાહ તોડયો. મોટી અઢાર વર્ષની થતાં સુધી નાત, ગામ અને ઘરનાંનાં મે'ણાં સહ્યાં! છેવટ લગન વખતે ય એને રાજી રાખવા, જ્યાં નહોતો ઉતાર ત્યાં કન્યા આપી! નાતે બે વરસ સુધી નાત બહાર મૂકયો, તે વેઠયું. છેવટ દોઢસો રૂપિયા દંડ ભરી નાત ઘેર બોલાવી ખર્ચ કર્યું તે જુદું!

અને એ જ છોડી આટઆટલું કર્યા છતાં સાસરેથી રિસાઈને

આવતી રહી—આવી તો આવી, પણ પેલાએ બીજું બૈરું કરી એને માટે સદાનાં બારણાં બંધ કર્યાં. બંધ કર્યાં તો બંધ કર્યાં, પણ બીજે જવાનું ય મુશ્કેલ નહિ બનાવે તેની શી ખાતરી? એ ફારગતી નહિ આપે તો? નાત એનો દોષ શી રીતે કાઢવાની હતી? એણે ઓછી કાઢી મૂકી હતી? એ તો એકકે બાજુની ના રહી.

છતાં રયજી એનો પક્ષ કરતો હતો! કેશન ના ખિજાય તો શું કરે? એણે હાંફ સમાતાં કહ્યું: "મને તો એમ થાય છે કે તમે એનામાં એવું તે શું જોયું છે કે બસ, કૂવામાં નાખે તોય ઊંધું ઘાલીને પડો છો!"

રયજી ય જોકે એવો વિચાર કરતો હતો પણ એને ય એની સૂઝ પડતી ન હતી. શું એ સૌથી નાની હતી એથી એને બહુ વહાલી હતી? કે પછી એનો જુસ્સો અને જોમ એનામાં ઊતર્યાં હતાં એટલે એ એનાં લાડ પૂરતો હતો? કોણ જાણે શું હતું—એને ય પૂરી ખબર ન હતી. ફક્ત ચંદાને જોતાં જ એનું હૃદય પીગળી જતું, એ નક્કી! અને એ ય કુદરતી જ હશે ને? બિચારો માનવી! જ્યાં હોય ત્યાં ગણિત અને વિજ્ઞાનની દૃષ્ટિએ કાર્ય—કારણો અને તાળો મેળવતો ફરે, એથી કંઈ હૃદયનું ઊંડાણ મપાય?

ચંદાનો એણે પક્ષ કર્યો માટે એનું આ પગલું રયજીને માન્ય હતું એમ પણ નહિ. એણે એ આવી ત્યારે એકાંતમાં ખરું કારણ જાણી લેવા પ્રયત્ન કર્યો હતો; પરંતુ ચંદાએ મગનું નામ મરી પણ ન કહ્યું ત્યારે એ મૂંગો તો રહ્યો—છતાં એનું હૃદય શાંત ન થયું.

બીજે દા'ડે બપોરે ખેતરમાં એ બાપદીકરી એકલાં પડયાં ત્યારે રયજીએ એની એ વાત ફરીથી કાઢી.

ચંદાએ છેવટે જાણ્યું કે હવે જવાબ આપ્યા વગર છૂટકો નથી, ત્યારે એટલું જ કહ્યું: "ધારો કે હું લડીને આવતી રહી છું, એથી કંઈ તમે તો ઘરમાંથી નહિ કાઢી મૂકો ને?"

રયજીએ સ્નેહાર્દ્ર થતાં કહ્યું: "મારી વાત હોત તો લે ને હું તો કંઈ ના પૂછત," દીકરીની સાથે લાડ કરતાં એ બોલ્યો: "પણ કાલ તેં જોયું ને કે તારી મા મારો જ વાંક કાઢતી'તી?"

ચંદા છેલ્લે ક્યારે જતાં બોલી: " તે બાપા, એમાં તમે શું કામ બીવો છો? એ ફરી ફરીને શું કરશે? 'મારા ઘરમાં તારો પગ નહિ' એ જ કે બીજું?" અને જેની આંખ સદાય કેશરવર્ણી રહેતી એવો રયજી અત્યારે ગરીબ ગાય થઈને દીકરીની વાત સાંભળી રહ્યો હતો. એનામાં દીકરીના એક પણ શબ્દ સામે પ્રતિકાર કરવા જેટલી પણ જાણે શક્તિ જ રહી ન હતી!

ચંદા રયજીના કોટે વળગી પડતાં બોલી: "બાપા! હું જુદી રહું તો ય તમે તો મારા ભેગા રે'શો ને?"

ભલભલા એની આંખ રાતી થતાં કંપી જતા, એ આ રયજી! ચંદાના બોલ સાંભળી એની આંખમાંથી બોર જેવાં આંસુ જાણે ક્યારનાં ય કીકીના પડદા પાછળ આવીને ઊભાં રહ્યાં હોય તેમ ચંદાના વાળ ઉપર ખર્યાં.

ચંદા બાપની ભીની આંખો જોતાં જ દૂર ખસી ગઈ. એણે જુદો જ અર્થ કર્યો: "ના, બાપા, ના! મારા લીધે હું તમને નહિ દુ:ખી કરું! તમ—તમારે બધાંના ભેગા રે'જો. હું એકલી જ મારી મેળે જુદી રહીશ!"

રયજીએ એનો હાથ ખેંચતાં કહ્યું: "ચંદા! બેટા! હું છું ત્યાં સુધી તને મારા ઘરમાંથી ખસ કોણ કહેનાર છે? જેને નહિ ગમતું હોય તે જુદું રે'શે, તારે જુદા રે'વાનું શું કારણ છે?"

"ના, બાપા, ના! મારે લીધે ઘરમાં કંકાસ થાય એ મારે ન જોઈએ." નજીક આવેલી ચંદા પાછી દૂર ખસતાં બોલી.

આઘી ખસેલી દીકરીને પરાણે છાતી સરસી ચાંપતાં રયજી બોલ્યો: "તું કંઈ કોક છે, બેટા? તારે લીધે કંકાસ નહિ વેઠું તો કોને લીધે વેઠીશ?" અને છેલ્લી દયાર્દ્ર નજરે રયજીએ "બેટા! તું મને કેટલી વહાલી છે?" કહ્યું ત્યારે ચંદા એના ખોબામાં ને ખોળામાં ડૂસકે ચઢી.

એ પછી આ છ દા'ડા રયજીની મુખમુદ્રા જોઈ કોઈ કૈં ન બોલ્યું, પરંતુ ભીમાએ બીજું બૈરું કર્યું એ સમાચારથી કશનનો દાબી રાખેલો ક્રોધ ઊછળી આવ્યો. રયજીને ય એમાં ચંદાનો દોષ લાગતો હતો એટલે એ ઉઘાડી રીતે એનો પક્ષ લઈ શક્યો નહિ. છેવટે વાત

'ચૂલા ને ધરા' સુધી આવી પહોંચી, એટલે રયજીથી બોલ્યા વગર ન રહેવાયું, અને એણે ચંદાનો પક્ષ લીધો એટલે કશનનો ક્રોધ બમણા વેગથી ઊછળ્યો :

"મને તો એમ થાય છે કે તમે શું જોઇને એનું ઉપરાણું લેતા હશો? એનું ઉપરાણું લઇલઇને તમે જ એને બહેકાવી! તમને તો આગળપાછળનો વિચાર નથી, પણ હું રાંડ બધું સમજું છું એટલે ના બકવાટ કરું તો શું કરું?"

હવે આગળ મા શું કહે છે એ સાંભળવા ચંદા કૈં ન બોલી. રયજી ય સાંભળી રહ્યો. માવાએ તો વાત જાણી ત્યારથી જ એટલો બધો ઊકળી ગયો હતો કે કૈં બોલ્યો જ ન હતો.

કશને બોલવા માંડ્યું: "તમારે મન તો જાણે એમાં શું? પણ હવે જ ખબર પડશે. એમ માનો છો કે એ હવે લેવા જશો એટલે તરત ફારગતી આપશે? નાતે તમારું સાંભળવાની છે? અને ગુનો તો તમારી છોડીએ કર્યો છે. એટલે નાત એની પાસેથી કેવી રીતે ફારગતી અપાવવાની હતી? અને ઊભે ભાલે ચંદા તરફ હાથ કરી "આ વેઠને લેઇ પણ કોણ જવાનું છે?—"

બસ, હવે ચંદાથી બોલ્યા વગર ન રહેવાયું. એણે માને બોલતી અટકાવી કહ્યું: "જો મા, વેઠ હઇશ કે ભારો હઇશ, તે મારી જાત ઉપર છું. તને ભારે પડતી હઇશ—પડું છું જ—તો હું તને વેઠ નહિ કરાવું એ ખાતરી રાખજે. તું એમ માનતી હઇશ કે એ ફારગતી મળે તો બીજે જાય, એ તો સો ગાઉનાં છેટાં! એ ફારગતી આપે તો ય બીજે જાય એ આ ચંદા નહિ, અને એને પગે પડવા જાય એ ય બીજી! હું અહીં આવી છું તે એમ ના જાણતી કે તારે આધારે આવી છું."

જે વાત સુધી રયજી જવા દેવા નહોતો માંગતો એ ઉઘાડી થવા આવી એટલે એ વચ્ચે જ ગાજી ઊઠયો: "કેમ છોડી! મારું નથી માનવાની?"

બાપનો છેલ્લો મિજાજ ચંદા પારખી ગઇ. એને ઘણું બોલવું હતું, પણ મનનો ભાવ મનમાં રાખી એ અટકી ગઇ.

કશનને ક્રોધ હજુ ઊંચો થવા જતો હતો પણ રયજીની એક ઊંચી દૃષ્ટિ 'કેમ, તારે હજુ સાંભળવું છે?' પડતાં જ બેસી ગયો. કશનને ય કૈં કૈં કહેવું હતું પણ એની જીભ બેસી ગઇ, તે બેસી જ ગઈ.

એ રાત્રે બધાં ઊંઘી ગયાં ત્યારે કશનથી પાછું બોલ્યા વગર ન રહેવાયું. રયજીને જગાડતાં એણે કહ્યું : "મારો તો જીવ જ ઊડી ગયો છે ને તમને તે કેમની ઊંઘ આવે છે?"

"જીવ ઊડી ગયો હોય ત્યારે બોલછ કેમની?" રયજીએ આળસ મરડતાં ટોળમાં કહ્યું.

"હજુ એટલું બાકી છે તે તમારો વિચાર હશે તો પૂરું થશે." કશને ધીમેથી કહ્યું.

"મારો વિચાર? મેં તારો શો બાપ માર્યો છે તે મારે માથે ટોપલો મૂકછ?"

"બાપ માર્યો હોત તો તો સારું પણ......"

"બાપનો બાપ માર્યો છે, ભૂલ્યો!" રયજીએ હસતાં હસતાં એના હાથ ઝાલીને કહ્યું.

"હેંડો!" છણકો કરી હાથને છોડાવતાં એ બોલી: "મને તો એમ થાય છે કે તમે આ કરવા શું બેઠા છો?!"

"શું કરવા બેઠો છું?" જાણે જાણતો જ ન હોય તેમ રયજીએ પૂછ્યું.

"છેવટ સારુ, મરતાં મરતાં મારું શું કામ મોત બગાડો છો?" કશન નહિ પણ એની લાગણી બોલતી હતી.

"તું મરે છે? ક્યારે? જોજે કહ્યા વગર મરતી!" કોણ જાણે રયજીને આવું બોલતાં જ ક્યાંથી આવડ્યું!

"નહિ મરવાની હોઉં તો ય તમારે લીધે મરવું પડશે."

"કૈં એટલું બધું?"

"તમારે છોડીનું સાંભળ સાંભળ કરવું છે, પણ બહાર શું વાત થાય છે એ ઓછી સાંભળવી છે?" કશને બહારની વસ્તુસ્થિતિ સમજાવતાં કહ્યું: "લોકો તો આમે ય બોલે ને તેમે ય બોલે! એમનાં મોઢાં ઝલાયાં? એ બધું પે'લેથી ચેતીને ચાલીએ તો શું કામ સાંભળવું પડે?"

"તે લોકો શું બોલે છે?"

"બળ્યું! બોલનારને કૈં વિચાર છે?"

"તોય?"

"જવા દોને."

"ના, ના, કૈ'તો ખરી!"

"મૂઆ, નખ્ખોદિયા એવું બોલે એટલે જ મારાથી નથી સંભળાતું ને!"

"પણ એવું તે શું બોલે છે?"

"એ નાસી આવી એનું શું'નું શું જોડી કાઢ્યું!"

"તું ય દોઢડાહી છે ને?" વાત લંબાતી જોઇ રયજી અકળાઈ ઊઠયો.

"કૈ' છે–એને બીજા સાથે ભીમાએ જોઈ એટલે તરત ને તરત તગડી મૂકી–" કશન એટલું બોલીને અટકી પણ રયજી કૈં બોલ્યો નહિ એટલે એણે આગળ કહ્યું: "ને એટલેથી જ મૂઆ બંધ રહ્યા હોત તે તો દીસતા રહ્યા. પણ બાકીનું હતું તે ય પૂરું કર્યું–એને પેટ છે એ ય બીજાનું છે!"

"હેં! કોણે કહ્યું? કોણ છે એ?—"

આકળા થઇ જતા રયજીને શાંત પાડતાં કશન બોલી: "ત્યારે એ બધું સાંભળી જ મને ય લાગી આવે છે ને? આ આમ લડીને ના આવી હોત તો કોઇ આ વાત કરવાનું હતું? ભલે આપણે ઉપરાણું લઇએ પણ છોડી તો સાસરે જ શોભે!"

"જો, કશન!" કશનનું કાંડું પકડી પોતાના ખાટલા ઉપર બેસાડતાં રયજી બોલ્યો: "લોકો ગમે તેમ કૈ'તા હોય પણ મને—"

"એ તો મને ય ક્યાં વિશ્વાસ નથી કે ચંદા એવું કરે જ નહિ. પણ મારું તો એમ કૈ'વું છે કે એવો મિજાજ કૈં પારકો સાંખે? લ્યોને, રિસાઇને એણે શું કાઢ્યું? એ તો બીજું બૈરું કરીને બેઠો, છે એને કોઇ જાતની ઉપાધી? તમે જ કહો, હવે આ છોડીનું આપણે શું કરશું?"

"રયજીએ ઠંડા થઇ નિરાંતે કહ્યું: "જો કશન, હું કૈં એનો બચાવ નથી કરતો. પણ ભગવાને એનો જે સ્વભાવ ઘડ્યો છે તેમાં તું કે હું શું કરવાનાં હતાં? તને પેલે'થી જ ખબર તો છે કે એ ક્યાંસે

એને મૂકે એવી નથી. ગમે તેટલી મોટી હોય પણ આપણી તો એ છોડી છે ને? ભગવાને બિચારીને તીખો સ્વભાવ આપ્યો ને ઉપરથી તું બોલે એની સાથે સાથે હું ય બોલવા લાગું તો એ ક્યાં જાય? અને તું એમ જાણુ છ કે આપણે એને ધમકાવીએ એટલે ડરીને એ એનો વિચાર પડતો મૂકે? કેમ જાણ્યું મેં એ ય નહિ કહી જોયું હોય? ખેતરમાં મેં તારું નામ દીધું અને ધમકી આપી ત્યારે એણે છેવટ જુદા રહેવાની વાત કરી, લે તું જ કહે, આપણા જીવતાં, આપણી છોડી જૂદી મહેનત–મજુરી કરીને રહે, એ સારું દેખાય?"

રયજીની વાત સાંભળીને કશનનો ક્રોધ ધીમે ધીમે નીચે ઊતરતો હતો. એણે બોલ્યા વગર સાંભળ્યા જ કર્યું.

"એક વાત કરી દઉં, કશન! ચંદા ગમે તેવી હોય, લોકો ગમે તેમ બોલે, પણ એટલી ખાતરી રાખજે કે એને સારુ આપણને કદી શરમાવું નહિ પડે. એ વટનો કકડો હશે, ગરમ મિજાજની હશે, કે વાતવાતમાં એને અપમાન લાગતું હશે, પણ એનું મોઢું જોઉં છું ત્યારે મને એક વાત તો નક્કી ખરી જ લાગ્યા કરે છે કે એ એવું એકેય કામ નહિ કરે કે આપણ–માબાપને એથી નીચું ઘાલવા વખત આવે."

દૈવ જાણે રયજીએ આવો માનસશાસ્ત્રનો અને સામાના મન ઉપરના ભાવો ઉકેલવાનો અભ્યાસ ક્યારે કર્યો હતો કે ચંદાના ચહેરા ઉપરથી એ આટલું બધું નિશ્ચયાત્મક ભાવી જોઇ શકયો, કે પછી એનો ઊંડો સંતાનપ્રેમ આપમેળે કહેતો હોય તો એ જાણે!

કશન હવે પૂરેપૂરી શાંત પડી ગઈ હતી. એ બોલી: "હું ય ક્યારે કહું છું કે ચંદા એવું કૈં કરે?"

"ત્યારે તું જ કે', મોટા મોટા મહાત્માઓ પોતાનો સ્વભાવ નથી છોડી શક્યા તો આ બિચારી...પણ એક વાત મેં તને ના કહી? કે આપણે ગમે તેટલું કરીશું પણ એ એનું ધાર્યું જ કરવાની. આપણે સુખેદુ:ખે વેઠવાનું જ છે તો પછી સુખે બેઠતાં શું થાય છે?"

"હવે એ શું કરશે એ તમે જાણો છો?"

"જાણુલો તો નથી પણ એ કે'છે એમ બીજે જવાની નહિ અને ત્યાંય પગે પડવા નહિ જાય."

"પણ અસ્ત્રીના અવતારને એટલું બધું માન સારું કે'વાય?"

"કે'વાય કે ના કે'વાય, પણ એનો સ્વભાવ—"

"એનો રસ્તો?"

"આપણું લોહી છે ને આપણે વેઠવાનો."

અને એ શબ્દ કશનના માતૃહૃદયમાં એવો આબાદ ચોંટી ગયો કે એણે તે પછી એક પણ દલીલ કરી નહિ.

એ રાત્રે ચંદાના હૃદયની પણ એવી જ સ્થિતિ હતી. ભીમાએ બીજું બૈરું કર્યું એ વાત ચાંદા–સૂરજની શાખે ખરી હતી, છતાં લાખ લાખ બાનાં કરતાં ચંદાનું હૃદય એ માનતું જ ન હતું. બીજાનું ગમે તેમ પણ મારો ભીમો......વળી એનુંમન પાછું પૂછતુંઃ 'ત્યારે આ કર્યું એ કેવું?' એના હૃદય અને મન વચ્ચે બહુ વાદવિવાદ થયા. પણ કેમે ય કર્યું એનું હૃદય એ વાત કબૂલ કરવા તૈયાર ન થયું.

છેવટે મને બહુ બહુ દલીલ કરી ત્યારે એણે છેલ્લો એક જ જવાબ દીધો: 'એણે છોને બહારથી બીજું બૈરું કર્યું–પણ રુદિયું તો મારું છે ને?'

"પણ તને એની શી ખાતરી?" ચંચળ મન ફોસલાવતું હતું.

"મારું રુદિયું શાખ પૂરે છે ને!" ચંદાએ નિરાંત અનુભવી.



## (૧૭)

## નવો ગૃહસંસાર



રણછોડ સાથે ચર્ચા કર્યા પછી, કોણ જાણે કેમ પણ ભીમાએ એ વિષય પર ફરીથી કોઇ જગ્યાએ સંભાર્યો જ નહિ. દેવાને ય આટલી બધી ખાતરી તો ન હતી કે ભીમો વગરઆનાકાનીએ બીજું બૈરું કરી બેસે. પણ એનો દૃઢ નિશ્ચય હતો કે ભીમો આભને ધરતી એક કરે પણ આ વખતે તો પોતાનું ધાર્યું જ કરવું. પણ 'આભ ને

ધરતી ' તો શું પણ ચાર વર્ષનું બાળક જેમ લગ્ન સંબંધમાં કૈં ન સમજવાથી વગરવિરોધે એ ફારસ ભજવવા દે છે, એ જ પ્રમાણે ભીમાએ આ નવા પગલા તરફ ઉદાસીનતા સેવી.

ત્રણ દા'ડા પહેલાં દેવો બધું નક્કી કરીને આવ્યો ત્યારે કંકુએ આશા રાખી હતી કે હવે જ ખરો વિરોધનો વખત આવશે. પણ એ વાત આખા ગામમાં જાહેર થઇ, નાને મોટે બધાંએ રસપૂર્વક ચર્ચા કરી, છતાં ભીમો એને મોઢેથી એક શબ્દ સરખો બોલ્યો નહિ.

દેવાના ચકોર મને જુદી જ કલ્પના કરી. કદાચ બધાંને ભુલાવામાં નાખી છેલ્લી ઘડીએ તો છટકો નહિ જાય? અને એણે પુત્ર ઉપર ચાંપતી નજર રાખવા માંડી. બે દિવસ એમ ને એમ વહી ગયા, ભીમાની કોઈ જાતની બીજી પ્રવૃત્તિ જણાઇ નહિ. હવે તો કાલનો જ દિવસ!

ભીમો બોલતો ન હતો પણ એના અંતરના ભાવ ચોખ્ખા વંચાતા હતા. એના મોં ઉપરનું નૂર તદ્દન ઊડી ગયું હતું. સાપોલિયાં લેતી એની આંખોની કીકી, બાહુકની માફક તાકી રહેતી. એ બેસતો તો ય જડ શું પોટલું નીચે પડ્યું હોય તેવો લાગતો. ચાલતો ત્યારે આંધળો ડાકો પડવાથી જેમ પગને અફાળે તેમ એના પગ પડતા. એના પગની કઠણ પિંડીઓ અને માંસલ હાથ, ચોસલાબંધ ઘી ઓગળી જાય તેમ નરમ પડી ગયાં હતાં. એ હતો તો ભીમો જ છતાં એના તરફ દૃષ્ટિ પડે ત્યારે આંખો ચોખ્ખી એ વાત સ્વીકારવા ના પાડે. ભલે એ દેહે ભીમો હોય, અંદરનો આત્મા એમાં નહોતો રહ્યો.

ને આટઆટલું પરિવર્તન દેવાથી કાંઇ અજાણ્યું રહે? બીજું બૈરું કરાવવાનો ઉમંગ એ પુત્ર સામું જોતો ત્યારે ઓગળી જતો. પ્રીતની લાગણી તો એના સમજવામાં નહોતી આવતી, પણ એક શરત જે રણછોડે એને કહી હતી—ચંદાને એ નહિ તેડે, તો પછી એ બીજું બૈરું ન કરે તેથી શો વાંધો છે?— અત્યારે એને ગળે ઊતરી હતી, પણ આબરુના ખોટા હાઉમાં ભલભલા ભણેલા અને અને સુધરેલા સુધ્ધાંય પોતાના સંતાનોને હોમે છે, તો આ તો અજ્ઞાન. એકનું બે ન સમજતો, પછાત ગામડિયો એટલી બધી હિંમત કે મનોબળ ક્યાંથી લાવી શકે?

કાલનો દા'ડો જ! બધું નક્કી છે! હવે બંધ રખાય? એક બાજુ ચંદાની આકૃત્તિ એને ઉશ્કેરતી હતી, ત્યારે ઘરમાં જડશા ફરતા પુત્રનું મુખારવિંદ એને વિહ્વળ કરી મૂકતું હતું.

એ રઘવાયો રઘવાયો બધી તૈયારી કરતો હતો છતાં એના પગ પાછા પડતા હતા. ઘડીમાં એને પુત્ર ઉપર ચીડ ચડતી હતી—એણે એક વખત તો ના કહેવી હતી! તો બીજી વખત એને એની જાત ઉપર તિરસ્કાર આવતો હતો—એણે ના પૂછ્યું પણ તારી અક્કલ ક્યાં બળી ગઈ હતી?

હવે પૂછું? ના, ના, પાણી પીને ઘર પૂછે એવો મારા જેવો કોઇ ગધેડો હશે? હવે બધું કર્યાકારવ્યા પછી કૈં બંધ રખાય?

છેવટ સુધી ન તો દેવાએ પૂછ્યું, ન તો ભીમો કૈં બોલ્યો. અને આમ નિર્વિઘ્ને પૂરુંપાધરું ઊતરતું જોઈ કંકુ હરખાઈ. એણે હરખમાં ને હરખમાં કહ્યું: "આપણે તો ધારતાં'તાં કે એ એમ તરત નહિ માને—પણ આપણને લાગે એમ એનેય ન લાગે, એવું તો નહિ! કેવો ડાહ્યોડમ થઇ ગયો છે!"

અંતરમાં ને અંતરમાં મૂંઝાતો દેવો બોલ્યો: ડાહ્યોડમ તો થયો છે પણ એના મનમાં શું હશે એ કોને ખબર?"

"તમે તો સદાય એવા ને એવા વે'મી રહ્યા! બચારાએ ગુપચુપ તમે કર્યું તે કબૂલ રાખ્યું તોય તમારો વે'મ ન ગયો."

"મારો ગયો કે ન ગયો એ મારું મન જાણે છે. પણ જરા એના મોઢા સામું તો જો."

"મોઢા સામું શું જોવાનું છે? એવું બની જાય એટલે મોઢું તો ઊતરી જાયસ્તો!"

"તું માને એ ખરું! મને ખાતરી નથી પડતી તો!"

"કેમ?"

"એનું મોઢું જ કે'છે કે એ પૂરુંપાધરું નહિ ઉતારે!"

"હજુય વે'મ? સાંજે તો બધું સજ્જડ બાણ થઇ જશે!"

"સજ્જડ થાય કે ન થાય પણ મને તો એનો ભરોસો નથી."

"તમે તો ઠેઠ સુધી એવા વે'મી ને વે'મી રહ્યા!"

"લે રહ્યું ત્યારે."

અને એ દેવાનો અંદેશો સાચો જ પડચો.

ભીમાએ વળી 'કરડે માંકણુ અને માર ખાય ખાટલો' એવો ઘાટ કર્યો. બાપદીકરાની હોંસાતૂંસીમાં એણે વચવેગળે અંબાનો ભોગ લીધો.

એણે રણછોડ સાથેની વાતચીત પછી નવો જ ઉપાય લીધો. હઠે ચઢેલો બાપ નહિ જ માને અને પોતે આ સ્થિતિમાં દાબીને કહી પણુ નહિ શકે. બીજો ઉપાય તો છે નહિ, એટલે ભલે બીજું બૈરું લાવી મમત પૂરી કરે. હું એની સાથે સંસાર માંડીશ ત્યારે ને?

અને આવો ભયંકર વિચાર એના મગજમાં ઘર ઘાલીને બેઠો છે એવો તો કોઇને સ્વપ્ને ય ખ્યાલ ક્યાંથી હોય?

પોતાના બાળકની અનાથ સ્થિતિ ન થાય તે માટે તો એ પ્રજા પણુ ઇચ્છતો ન હતો, છતાં એ જ પરિસ્થિતિ એની સન્મુખ આવીને ખડી થઈ. અંબા નવ મહિનાની છોકરી લઇને એને ઘેર આવી હતી.

અંબા પહેલા અઠવાડિયામાં જ વસ્તુસ્થિતિ પામી ગઈ. એની પ્રથમ રાત્રિ જ ખાલી ગઈ! ભીમો ઘેર સૂવા જ ન આવ્યો.

અને દેવાને જે નહોતું સમજાતું તે એ રાત્રે જ સમજાઈ ગયું. કંકુ હજુ બીજી ધૂનમાં હતી. એણે સવારમાં ભીમો આવ્યો ત્યારે પૂછયું: "રાત્રે કૈં સૂઈ રહ્યો'તો?"

"બધે ય!" અનિચ્છાએ કંટાળીને કહ્યું. અંબા ચૂલા આગળ રહી રહી એની તરફ તાકી રહી હતી. પેલી છોકરી જાણે ભીમાને ઓળખતી હોય તેમ ઘૂંટણિયે પડી એના તરફ ખસવા લાગી.

ભીમાએ એના તરફ જોયું ત્યારે ઊંચા હાથ કરીને તે ખિલખિલાટ હસવા લાગી. ક્રોધભર્યો ભીમો પગ પછાડીને બહાર ચાલ્યો ગયો; સાથે સાથે અંબાનું હૃદય કચરતો ગયો.

કેટલા મનોરથ એણે સેવ્યા હતા? પ્રથમ જીવનથી ત્રાસેલી એ કેટલા ઉમંગથી અહીં આવી હતી? અને છતાં એના કરમે એની એ જ દશા લખાઇ!

અંબા પરણી'તી તો બહુ નાની. એની મા એને ઊંચતી કેડમાં

ઘાલીને ફેરા ફરી હતી. એના ધણી ગોકળને એ પાંચમે વરસેથી જ ઓળખતી થઈ હતી. એ એના કરતાં દશ–બાર વર્ષે મોટો હતો એટલે ઘેર આવતો ત્યારે ય એ બી'તી. એક બે વખત તો એ એના સામું તાકી રહી હશે ત્યારે ધણીપણાના કેફમાં એણે ડોળા કાઢી બિ'વડાવેલી પણ ખરી! તે પછી એણે એ ઘેર આવ્યો હશે તો ય એના ભણી જોયું ન હતું.

અગિયારમે વરસે એ પે'લવે'લી સાસરે ગઈ ત્યારે એ દસ દા'ડામાં એણે ત્રણ વખત પાંગોઠું ઝાલી પછાડી હશે. મા એને ઘણું ય વારતી: "મૂઆ! નખ્ખોદિયા! કે' પાંગોઠું ઊતરી જશે" પણ ઊલટો એથી તો એ બે ઠોંસા વધારે મારતો.

એ કેમ મારતો? એમ જો તમે પૂછો તો એનો ઇતિહાસે ય જુદો હતો. જન્મથી જ ગોકળ તોફાની. તોફાની તો ઘણા હોય છે, એ તો પણ ખૂની જેવો લાગતો. છોકરાઓ સાથે એ લડતો ત્યારે એકાદ અંગ જૂદું કરી મૂક્યા વગર મૂકતો નહિ. કોઇનો દાંત, તો કોઇનો કાન; કોઇનો પગ, તો કોઇનો હાથ; કોઇનું ખમ્મીસ, તો કોઇની ધોતલી; કોઇનું એઠું, તો કોઇની ગાગર—ગમે તેમ પણ એની હાજરી હોય ત્યાં કાંઇની કાંઈ ભાંગફોડ તો હોય જ. નિશાળમાં માસ્તરના કપાળમાં સ્લેટનું કાતરિયું એટલું જોરમાં મારેલું કે રૂથી ચેપ્યા છતાં લગભગ પા કલાક સુધી લોહી બંધ થયેલું નહિ. મા અને બાપ પણ એ પ્રસાદીમાંથી બચેલાં નહિ: તાળું ને નકુચો; પેટી ને પટારું; વાસણ ને ખાટલો; ઘરની એવી નાની મોટી દરેક ચીજ એના સપાટામાંથી બચેલી નહિ. વળી મોંમાંથી ગાળો ઉછાળતો ત્યારે ત્યાં ઊભા રહેવું ભારે થઈ પડતું.

લોકોએ તો ભવિષ્ય ભાખ્યુ'તું કે કમોતે મર્યા વગર એ રે'વાનો નથી.

અને એ અરસામાં જ અંબા પે'લવે'લી ગઇ ત્યારે એ ત્રણ મહિનાની કાચી જેલ ભોગવીને આવ્યો હતો.

અંબા એ દસ દા'ડામાં જ એવી ત્રાસી ગઇ કે બીજાં ચાર વર્ષ સુધી ગમે તેટલાં આણાં આવ્યાં પણ એ ગઈ નહિ.

પણ છોડી એ પારકું ધન, ગમે તેટલું કરે પણ એને ગયા વિના

છૂટકો છે? પંદરમે વરસે, ઉમરલાયક થયા છતાં જતી વખતે એણે જે રડારોળ કરી મૂકી તે હજુય નજરે જોનાર ભૂલ્યું નહિ હોય.

ત્રણ વરસ સુધી એની સાથે અંબાએ જે જીવન ગાળ્યું તે, એની જગાએ બીજી હોત તો જીવી હોત કે કેમ એ શંકા હતી. અંબાય જીવી હતી એટલું જ, એની સ્ફૂર્તિ, એની તંદુરસ્તી ને ચાલાકી ક્યા-રનાંય ચાલી ગયાં હતાં. મારથી માણસ છેવટ ઢોર જેવું થઈ જાય છે, એને પછી લાગણી નથી રહેતી, અંતર નથી રહેતું, ફક્ત યંત્રની પેઠે હાલેચાલે અને કામ કરે એટલું જ!

દારૂ પીને એ આવતો ત્યારે વઢ કે વઢનારી આપ તેમ અંબાને નાહક ટીપતો. ટીપીને થાકતો ત્યારે બળાત્કાર કરતો, અને એથી ય ન ધરાતો ત્યારે કોઇ 'નિર્જીવ નકામી વસ્તુની પેઠે ઊંચકીને રસ્તા બહાર ફેંકતો.

મહેનત કરીને એ કંઇ લાવતો નહિ અને ખાવા માટે અંબા ઉપર રોફ કરતો. એ બિચારી મહેનત કરી બંનેનું પૂરૂં કરે પણ એના નાગા ખર્ચને શી રીતે પહોંચી વળે? માબાપ એનાથી ત્રાસીને જુદાં રહ્યાં હતાં પણ અંબા શી રીતે જુદી રહે?

એને ઘેર એવા એવા લોકો આવતા કે અંબા ત્રાસી જતી. એવી વાતો થતી કે એનું લોહી ઊડી જતું. અને એમાંય અંબાથી ના છૂટકે જો બોલ્યા વગર ન રહેવાયું તો એના કરમે માર લખાયો હતો. મિત્રો આગળ પોતાની બહાદુરી બતાવવા એ નિર્દય બની ડામ દેવાની તૈયારી કરતો.

અધૂરામાં પૂરું આટલા દુઃખમાં એને વિસામાનું ય એકે સાધન ન હતું. કોઇ એની સાથે વાત તો કરે જ નહિ. અને કોણ કરે? ગામ મૂકીને જવું હોય એ એની સાથે બોલે! લેવાદેવા વગર હેરાન થવા કોણ તૈયાર હોય? એટલે પાડોસી તરીકેનોય બીજાનો એને લાભ મળતો નહિ.

છેવટ એ પોલીસથી નાસતો ફરતો'તો ત્યારે ભારે પેટે અંબાને ઓછું આથડવું નહોતું પડ્યું. પોલીસ એને એક ગામથી બીજે ગામ રખડાવતી. દરરોજ જુદા જુદા અધિકારીઓ જવાબને બહાને જુલમ

કરતા. માર ખાઈખાઇને એનો બરડો ફાટી ગયો. 'માર વગર તો માને જ નહિ' એ સૂત્ર ઉપર જ જીવતી આજની પોલીસ ભલભલા પ્રતિષ્ઠિત અને આગેવાન નાગરિકોને પણ એ લાભ આપ્યા વગર મૂકતી નથી, તો આ તો એક ગુન્હાઇત પતિની ગામડિયણ પત્ની!

પણ સુખ કે દુઃખ, ગમે તેની અવધ હોય છે ને? એ કેસમાં ઓકળ જીવતો તો નહિ પણ મૂએલો પકડાયો.

અંબા ત્રણ વર્ષે નરકાગારમાંથી છૂટી બીજે મહિને એણે છોકરીને જન્મ આપ્યો.

ત્યાર બાદ આઠમે મહિને એણે નવા જીવનમાં પ્રવેશ કર્યો.

બિચારી અંબા! એનું નવું સ્વપ્ન પણ તૂટી પડ્યું!

જો કે એક રીતે તો અંબા અહીં ઘણી સુખી હતી. એને નહોતો કોઇ જાતનો ત્રાસ. સાસુ-સસરાએ મમત્વને લીધે આણેલી એટલે એમનો પૂરો ભાવ હતો. નાનાં નણંદ-દિયર હતાં; ખાવાનું હતું; ઘર હતું ને ઉઘાડું આકાશ હતું. ફક્ત એ સર્વમાં ચંદ્રનો પ્રકાશ નહોતો. એટલે અંધારુંઘબ લાગતું હતું. એણે હજુ આશા મૂકી ન હતી. આજ નહિ તો કાલે, કાલે નહિ તો પરમ દા'ડે, એ બોલ્યા વગર રહેવાના છે?

પણ દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. કાલ એને આવ્યાં પૂરો મહિનો થશે અને છતાં ભીમાના વર્તનમાં તલમાત્ર ફરક નહોતો પડયો. હા, એ નાની છોકરી તરફ જોઇ ધીમું હસતો, એટલું ખરું. પણ બિચારું બાળક માયા દેખી ઊંચા હાથ કરતું ત્યારે એ હૃદયની વિરુદ્ધ જાણે કોઇ ધકેલતું હોય તેમ ભારે પગે બહાર નીકળી જતો.

એને જતો જોઇ અંબાનું હૃદય રડી ઊઠતું: "ફટ્ ભૂંડા! એ નાની છોકરીએ તારું શું બગાડ્યું છે?"

વળી કોઇ કોઇ વાર બંનેની દૃષ્ટિ એક થઇ જતી ત્યારે ભીમાની કરુણ આંખોમાંથી એનો એ જ જવાબ નીકળતો: "અંબા! શું કરું? ઘણું ય થાય છે કે હું તને દુઃખ દઈ રહ્યો છું, પણ બીજો ઉપાય જ નથી."

અંધારી રાત્રે સર્વ ઊંઘી જતાં ત્યારે અંબા એની છોકરીને સોડમાં લઇને જાગતી પડી રહેતી. એ ઘણા ય કાલાવાલા કરતી પણ નિદ્રાદેવીની એના ઉપર કૃપા થતી જ નહિ. અને એનું હૈયું બહુ ભરાઇ આવતું ત્યારે આંખોદ્વારા ખાલી થતું.

કોઈ કોઇ વખત એને ભીમાના વર્તાવ ઉપર અભિમાન પણ થતું. એનો ય શો દોષ? બાબાપે એને ધકેલ્યો પણ મન વગર કૈં પ્રીત થતી હશે? ચંદા સાથે એટલો જીવ મળ્યો હશે, ત્યારે મારી સાથે વાતે ય નથી કરતો ને? ના, ના, બધા ય મૂઆ ગોકળ જેવા હોય તો પ્રથમી હેઠે ય કેમની? પણ બળ્યો આટલો જીવ તો કોઇનો મળેલો જોયો નથી! ઉપરથી બાયડી અપમાન કરીને ચાલી જાય, અને છતાં દલમાંથી એના ઉપરનો ભાવ થોડો ય ઓછો ન થાય, એ તે બળ્યો કેવો જીવ! આવા ય બાયડા છે ત્યારે ચંદા જેવી અસ્ત્રીઓ ય પડી છે ખરી!

મેર બોન! આવો દેવ જેવો ધણી મેલી તને ચાલી જતાં જીવે ય કેમનો ચાલ્યો? આવા ધણીની છાંયે તો ઘોળેલું અફીણ પણ પી જવાય, તો તારાથી એક તૂંકારો ના ગળાયો? ભગવાને શો તારો જીવ ઘડયો છે! એ અહીં તારા વગર પૂરું ખાતો ય નથી ને તને તો એની કૈં પડી ય નથી!

એ વખાણમાંથી જાગતાં પાછું એને એનું દુ:ખ સાંભરી આવતું. પાડેપાડા લડે ને વચ્ચે ઝાડનો ખોડો કાઢે ને? અહીં લાવીને આમ રિબાવી એના કરતાં પે'લેથી જ ના આણી હોત તો? બાપ કૈં પરાણે ઓછું નાનું છોકરું હતું કે ઠોકી બેસાડત? મારો તો આ મનખોય એળે ગયો ને? બળ્યું! કૈં વાત કરે તોય મનનો ભાવ સમજાય. આ તો મહિનો થયો પણ બોલ્યાથીય વટલાવાતું હોય તેમ મોઢું જ કોણ ખોલે છે! શું એને એમ લાગતું હશે કે એમ ધીમે ધીમે બોલચાલ થવાથી હું એને ગળે પડીશ! ને ગળે પડું તોય ક્યાં કોક હતું?

વળી એને પોતાની ખામી ખૂંચતી: મારામાં જ પૂરી આવડત નથી ત્યાં એનો શો દોષ? મેં એને ક્યારે બોલવવા મહેનત કરી? એ ના બોલે તો આપણે ય બોલવું તો જોઇએને? અને એથી કદાચ ખિજાય તોય શું? એ એનું ધાર્યું કરે તો આપણે આપણું ય કરવું તો જોઇએને? એમ એની પેઠે અતડાઅતડા ફર્યામાં તો મહિનો ચાલ્યો ગયો. ને આવું ને આવું ચાલે તો બે વર્ષેય પાર ન આવે.

અને જાણે આપત્તિમાં બુદ્ધિ ખીલે તેમ એ છેલ્લા નિર્ણય ઉપર આવી. આપણામાં આપણાપણું હોય તો એ શું ના બદલાય?

પણ એ આત્મસંતોષ અનુભવે તે પહેલાં એની નિષ્ફળતા યાદ આવી, મારામાં વળી ક્યારે મારાપણું બળ્યું છે? અને એ હોત તો ગોકળને જ ના બદલત?

ગમે તેમ પણ એની સાથે વાતચીત કરી મનનો ભાવ તો જાણી જ લેવો, એ છેલ્લા વિચાર ઉપર એ સ્થિર થઇ.

અને માણુસ જે ઇચ્છે છે એનો વહેલો મોડો જરૂર મોકો મળે છે. તે પછી પાંચમે દા'ડે જ અંબાને એકાએક ભીમા સાથે વાત કરવાની એકાંત મળી.

એ પાછો તો વળી જતો હતો. પણ કોઈ અંતરના પ્રબળ આવેગને વશ થઇ અંબાએ એને જતા પહેલાં કાંડું પકડી રોકી દીધોઃ "એમ કૈં નહિ નાસો તો ય હું પરાણે તો નહિ વળગી પડું."

ભીમો ગુનેગારની જેમ સ્થિર થઈ ગયો. એ બોલ્યાચાલ્યા વગર નીચું જોઈ રહ્યો.

અંબા આગળ બોલીઃ "ખિજાયા તો નથી ને?"

ભીમાનું ડોકું આપોઆપ નકારમાં હાલ્યું.

અંબા: "મેં તમારું કશું બગાડયું તો નથી ને? તમે લાવ્યા ને હું આવી. ઓછી હું તમારા મનના ભાવ જાણુતી'તી? વચગાળે મારો શું કામ મનખો બગાડો છો?"

અંબા ગળગળ સાદે બોલી એટલે ભીમાએ એનું મોં જોવા ઊંચું જોયું. અંબા ખરેખર રડી પડી. એણે આંસુ લૂછતાં કહ્યું: "ને ચંદાને તમે ના જ તેડશો એવું પણ મેં ક્યારે કહ્યું છે? તમારો વિચાર હશે તો એક ઘરમાં કૈં બે બૈરાં નથી રહી શકતાં? તમે કૈં વાત કરો તો સૂઝ પડે. અંદરઅંદર ડુમાવ એમાં મનેય શી ગમ પડે?"

ભીમો નિરાંતે સાંભળવા માગતો હોય તેમ નીચે બેઠો. અંબાના હૃદયને ય કંઈ ટાઢક વળી. એણે ઊભાંઊભાં જ કહેવા માંડ્યું: "હું જો એમ કે'તી હોઉં કે મારા ઘરમાં એનો પગ નહિ, તો તો મારો દોષ. વળી તમારો એની ઉપર ભાવ છે એમાં હું અદેખાઇ કરતી હોઉં, તોય લેખે લાગે. આ તો ઊલટી તમે મને લાવીને ઊલમાંથી ચૂલમાં

નાંખી! ને આટલુંય તમે મહિના સુધી આંખ જ મીંચી રાખી ત્યારે મારે બોલવું પડયું."

અંબા થોડી વાર ચૂપ રહી એટલે ભીમાએ ઊંચું જોયું. એ છેવટે બોલ્યો: "બેસ!"

અંબા થોડે છેટે બેઠી.

ભીમો: "હવે કે'વાનું કૈં રહી જતું નથી ને?"

અંબા: "કેમ? હું બહુ બોલી?"

ભીમો: "બહુ શાની? આખો મહિનો ના બોલી એ જ વધારે છે!"

અંબા: "ને તોય તમારે ક્યારે બોલવું 'તું?"

દયામણે સ્વર ભીમો બોલ્યો: "અંબા! અંબા! મેં બોલવાનું રાખ્યું હોય ત્યારે બોલું ને? હું નથી સમજતો એમ નહિ. પણ બીજો ઉપાય જ નથી."

"એટલે?"

"તું હજુ નથી સમજી?"

"પણ તમારે મોઢે સાંભળું તો ખરી."

"સાંભળ ત્યારે. ચંદા જીવતાં તો શું પણ મરતાંય બીજા બૈરાની મારી કને જગા નથી—"

"તે આ વાત બીજું બૈરું કર્યા પછી જાણી?" અંબાએ વચ્ચે ટોણો માર્યો.

"તારો વખત છે, કહે જે કહેવું હોય તે."

"હું તો કહું છું એટલું જ ને? તમારી પેઠે કરતી તો નથી ને?"

"બીજો ઉપાય ન'તો. બાપાને બીજું કરાવવું 'તું—"

"ને તમે કર્યું!"

"જો અંબા! તું જે કે' એ હું સાંભળવા બેઠો છું, પણ થોડામાં સમજી જઈશ? મારું મન ગમે તેટલું હશે પણ જીવ કહ્યું નહિ કરે."

"ચંદા અને હું ભેગાં રહેવા તૈયાર હોઈએ તોય?"

"અંબા! હજુ મને શું કામ વધારે કે'વડાવ છ?"

" અંબા ઊભી થઈ ગઈ."

ભીમો ઊભો થતાં બોલ્યો: "ખોટું લાગ્યું?"

"ખોટું લાગીને ય તમારે શું?"

"મને તારું નથી લાગતું, એમ નહિ, હોં અંબા!"

"એ તો હું જાણું છું ને?" ઘોડિયા તરફ આંગળી કરતાં અંબા બોલી: "હું તો શું પણ પેલી નાની છોડી ય ઝેર જેવી લાગે છે કે એને ટળવળતી મૂકી હેંડવા માંડો છો."

ભીમાની આંખમાંથી આ વખતે પાણી નીકળી ગયું. એણે લૂછવાની દરકાર કર્યા વગર જ કહ્યું: "અંબા! તારા કહ્યા વગર એ બધું હું સમજું છું. પણ......" એની આંખમાંથી શરમ મૂકી આંસુ વહેવા લાગ્યાં.

અંબા એકાએક પાલવટે આંસુ લુછવા લાગી. એને ભાને ય ન રહ્યું કે એનામાં આટલું સાહસ, ચપળતા અને સ્નેહ ક્યાંથી ઉભરાઈ આવ્યાં. એ કુદરતની બોલાવી જ બોલતી હોય તેમ બોલી: "રડો નહિ આજ પછી હું તમારી સાથે વાતે ય નહિ કરું. તમારું રુદિયું ય તમારું નથી ત્યાં તમારો શો દોષ?"

માનવહૃદય બધે એકસરખું જ હશે ને?



## (૧૮)

## ભીમો દવાખાને



અંબા એ વખતે દોઢ મહિનો રહી પિયર ગઇ તે ગઇ. અર્ધો શિયાળો ગયો પણ ન તો અહીંથી કોઇએ તેડવા મોકલ્યું, ન ત્યાંથી સંદેશો આવ્યો.

ને તેમાં ય આખો પોષ ને અર્ધો મહા મહિનો ભીમો દવાખાનામાં જ રહ્યો! એટલે એ વખતે માબાપને એના જીવની જ પડી હતી ત્યાં વહુને આણાં ક્યાં મોકલે? જોકે કંકુએ તો એકાદ–બે વખત દેવાને કહી જોયું હતું કે વહુને તેડી હોય તો એની જોડે દવાખાને તો રહે.

પણ દેવો પોતાની ભૂલની ખીજ વહુ ઉપર કાઢતાં કહ્યું: "શું

જોઈને બોલતી હઈશ? એ એનું મોઢું તો જોતો નથી, પછી એને ત્યાં કેમની રાખતી હઈશ?"

કંકુ: "ત્યારે હું ત્યાં રહું તો એ ઘેર કામ તો આવે."

પણ દેવો એકની એક ભૂલ ફરી કરવા માંગતો ન હતો. એણે કહ્યું: "તું તારે રે'જે ને દવાખાને! હું મારે અહીં બધું કરી લઈશ!"

પછી તો કંકુ ન બોલી, અને અંબાને કોઈએ તેડવા ન મોકલ્યું, તે ન જ મોકલ્યું. અંબાનેય આવવાનો તો ઘણોય ભાવ હોય પણ એનો પગ શી રીતે ઊપડે?

ભીમાને દવાખાને લઇ ગયે ચાર દિવસ થયા હતા. એનું શરીર બંદૂકની ગોળી અને છરા વાગવાથી પ્રમાણમાં વધુ ઘાયલ થયું હતું. ડૉકટરે ટાકાટેશી કર્યા પછી ખાતરી આપી હતી કે હવે કોઇ જાતની ફિકર નથી, સાજા થતાં દોઢ–બે માસ થશે એટલું જ!

નેમચંદ શેઠ પોતાના સગા શરીર માટે ય પૈસા ખર્ચે એવા ન હતા, છતાં આ વખત આટલા બધા ઉદાર શી રીતે થઇ ગયા તે જ નવાઇ હતી. એક રીતે જોતાં આમાં ઉદારતા કે ઉપકાર જેવું કૈં ન હતું. વગર લેવાદેવાએ ભીમાએ એમના લીધે પોતાનો જાન જોખમમાં નાંખ્યો હતો. એનો બદલો તો એ ગમે તેટલું કરે તોપણ શી રીતે વળે? અને એ બાપદીકરાએ અણીને વખતે એમની વહાર ન કરી હોત તો શું થાત એનીય શી રીતે કલ્પના આવે? એમ તો ગામ બધુંય એમના અહેશાન તળે હતું, છતાં કોઇ એ વખતે ફરકયું? ચારે બાજુની ધાડોમાં એ લોકોએ ઓછો અત્યાચાર વરતાવ્યો છે? નેમચંદની પણ એ વલે ન થાત, એની કોને ખબર?

અને પાછો અઠવાડિયા ઉપર જ એક બનાવ બન્યો હતો, એ જોતાં તો કોઈ આવતું હોય તો ય ન આવે. બિચારો મુસલમાન શેઠને ખાતર બંદૂકનો અવાજ થતાં એંઠા હાથ ધોઈ, ખૂણામાં પડેલી લાકડી લઈ દોડ્યો, પણ હથિયારબંધ ધાડપાડુઓ આગળ એનું શું ચાલે? જેવો એ ફળિયાના નાકે પેડો એવો સનનન કરતો બંદૂકનો અવાજ થયો. પગમાં ઘા પડતાં જ એ ગબડી પડ્યો. ધાડપાડુઓ

તો એમનું કામ કરીને ચાલ્યા ગયા. લોકો ય બિચારાને ખાલી સહાનુભૂતિ બતાવતા વેરાઈ ગયા.

એ જ સવારમાં, હજુ આડા બાર કલાક પણ વીત્યા નથી, પોતાના પગની સારવાર માટે એણે શેઠની પાસે દસ રૂપિયા માગ્યા. શેઠને લીધે ઘાયલ થયો એ અહેશાનના બદલા તરીકે નહિ, ઉછીના તરીકે, પણ શેઠે ચોખ્ખી ધડ ના કહી !

એ જ ગરીબ મુસલમાનને બીજા શેઠે એમ ને એમ દસ રૂપિયા આપ્યા.

દસ જ દિવસ પહેલાંની આ વાત. ચાર જ ગાઉ છેટેના ગામે બનેલી. લોકો સાંભળીને હબકી ગયેલા ! છતાં ભીમો અને દેવો નેમચંદને ત્યાં બંદૂકના અવાજ થયા એટલે પતંગિયું દીવો થતાં અંદર પડવા ધસે તેમ દોડી ગયા.

શેઠનો જીવ તો બચ્યો જ, પણ માલમિલકતે ય બચી ગઇ. એ હર્ષમાં અને પોતાના નામે બદનામી ન ચોંટે એ વિચારે એમણે ભીમાની દવા માટે જે ખર્ચ થાય તે છૂટથી કરવા માંડયો. દરદીની જાત જોઇને ડૉક્ટરે કહ્યું કે જુદી રૂમ નહિ હોય તોય ચાલશે.

પણ અમસ્તું ય પાછળથી કોઇ આંગળી કરે એ નેમચંદને જોઇતું ન હતું. ડૉક્ટરની ના છતાં, એમણે ભીમા માટે સ્પેશિયલ રૂમ રાખી. પોતે ચાર દિવસ સાથે રહ્યા. દેવાનું તો આખું કુટુંબ જ હતું, પરંતુ છેવટ ભીમા સાથે કંકુએ તથા નેમચંદના નોકરે રહેવું અને બીજાં બધાં ઘેર જાય તે પ્રમાણે વ્યવસ્થા થઇ.

શેઠના નોકરને ય કંકુ રાખવાની ના કહેતી હતી: "હું કંઈ શેઠાણી છું કે મારે વળી નોકરની જરૂર ? હું એકલી હઇશ તોય બસ છે ! દવાખાનામાં આટલા બધા નોકરચાકર છે, પછી બધાંની અહીં શું જરૂર છે ?"

પણ શેઠના હૃદયમાં આ બનાવ પછી વહાલનો ઝરો ફૂટી નીકળ્યો હતો. આમે ય એ કંકુને ભાભી જ કે'તા હતા, છતાં આજ એમણે જે ઉમળકાથી કહ્યું એવો ભાવ એ શબ્દોમાં કદી આવ્યો ન હતો : "ના, ના, ભાભી ! દવાખાનામાં તો હજાર નોકર હોય પણ આપણા અંગનું હોય તેની તોલે આવે ? ગોરધન આમે ય ઘેર બેસી જ રહે છે

ને? તો છોને તમારી સાથેજ રે'તો."

અને તે વખતે શેઠે જે પૈસો વાપર્યો છે તે કદાચ એમના સગા છોકરા માટે વાપર્યો હોત કે કેમ એ શંકા હતી. દેવાને ય એક વખત તો મનમાં આવી ગયું કે સાત કરો તો ય ડાહી માનું છોરું કે છાનું રહે?

કંકુ ના કહેતી રહી તો ય શેઠે જોઈએ તે કરતાં વધારે પૈસા આપ્યા, ગોરધનને બજારમાંથી જે વસ્તુઓ જોઈએ તે લાવવાની સમજણ પાડી અને દરરોજ કાગળ લખતા રહેવાની તાકીદ આપી. હવે કોઇ જાતની ફિકરચિંતા જેવું નથી એમ લાગ્યું ત્યારે પાંચમે દિવસે શેઠ અને દેવો સાથે આવેલાં નાનાં છોકરાં-રાહો અને જેલી સાથે ઘેર આવ્યા.

પોતાનું કાયમનું ઘરાક દેવો, ભીમાના બીજા બૈરાં વખતે શંભૂ મહેતાને ત્યાંથી રૂપિયા લાવ્યો એ શેઠને તે ઘડીએ તો સહેજ ખૂંચ્યું હતું પણ, 'મરશે! એટલી ઓછી લપ!' એમ ઉપેક્ષા કરી શેઠે એ વાત કોઈ દા'ડો સંભારી ન હતી. પરંતુ આ બનાવ પછી એમને મનમાં ને મનમાં શરમ આવતી હતી. દિવસમાં બેચાર વખત એ વાત કાઢવા એમનું હૃદય ઉત્સુક થતું પણ એ બોલી શકતા નહિ.

છેવટે બંને જણુ પાછા ઘેર જતા હતા ત્યારે શેઠનો જીવ એ વાત સંભાર્યા વગર ન જંપ્યો. એમણે વાત વાતમાં કહ્યું: "દેવજી! તેં શંભૂ મહેતાને ત્યાં ખાતું પાડયું એ મને નહિ ખૂંચેલું એમ નહિ, હોં! પણ જો હું તને એ ઘડીએ, કહું તો તારા મનમાં વળી થાય કે એ મતલબની વાત કરે છે." અને દેવજી સામું તાકી એમણે પૂછ્યું: "પણ ભૂંડા! તને એ શું સૂઝયું કે આપણો બે પેઢી જૂનો વે'વાર તોડી તું ત્યાં ગયો?"

દેવો શેઠ ઉપર ઉપકાર કર્યો માટે તોરમાં બોલતો હતો એવું ન હતું. એને જો એટલું બધું શેઠ ઉપર લાગતું હોત તો એ બળતામાં પડવા જાત જ શું કરવા? પણ વખત આવ્યે ટકોરો ન મારીએ તો એ સમજેય શું કે બધાંને એક લાકડીએ હાંકવા જઇએ એ ન બને?

એથી એણે લાગ આવ્યો એટલે ટકોર મારી: "પરાણે કે' કોઈની જોડે વે'વાર રખાય છે, શેઠ?"

"કેમ એમ બોલ્યો? મેં તને ક્યારે ના કહી'તી?"

"ના તો નહિ" દેવે વાત ભાંઠી વાળતાં કહ્યું: "પણ તમે જ કહ્યું'તું ને કે આ મોંઘવારીનો વખત છે, મારી પાસે હવે જાર વધારે નથી, ધીરધાર બંધ થઈ ગઈ છે, એટલે મેં વળી તમે ના કહો તે પહેલાં બીજે વેત કરી લીધો." અને વાતનો લવો વાળતાં એણે ઉમેર્યું: "તમે ને એ બધા એક જ છો ને!"

શેઠના મનમાં કૈં કૈં થઈ ગયું, પણ એ મૂંગા રહ્યા. દેવાના સ્વભાવને એ સારી પેઠે સમજતા હતા. એ સ્વમાની હતો એવો વ્યવહારનો સાચો હતો. છતાં માણસ પૈસાના મદમાં ખરાખોટાનું ભાન થોડું રાખે છે, ને જે હોય તેને એક જ અસ્તરે મૂંડવા બેસે છે.

એમ તો એના ઘણા આસામીઓ હતા પણ કોઈ અણીને વખતે ન આવ્યો એ તો જાણે ઠીક, પણ ઘણા તો રાજી પણ થયા હશે. દેવાએ બધો ઘાટ બગાડી નાખ્યો તે માટે એની ઉપર રીસે પણ બળ્યા હશે!

શેઠ કૈં બોલ્યા નહિ પણ અનુભવની એક વધુ ગાંઠ મન સાથે વાળી લીધી.

તે દિવસે શેઠ દેવાને પરાણે બારોબાર પોતાને ઘેર લઈ ગયા. સાંજે જમાડ્યો અને પછી ઘેર જવા દીધો. શેઠે તો કંકુ આવે ત્યાંસુધી જમવાનું કહ્યું, પણ સ્વમાની દેવો એ સ્વીકારે ખરો? એણે ચોખ્ખી ના જ કહી દીધી: "ના, ના, શેઠ! મેં કૈં બદલાની આશાએ આ કામ નથી કર્યું. આ તો તમારો ને મારો સંબંધ બે પેઢી જૂનો અને મારી આંખો તળે એવું બને એ મારાથી જોવાય?" શેઠે ય પછી વધુ આગ્રહ ન કર્યો.

ધાડોની તો આ શિયાળાની જ બૂમો પડવા માંડી હતી. પરંતુ તે વિના ય આખા ગામમાં દેવા જેવાં ભાગ્યે જ બીજાં બે ચાર ઘર હશે કે જે શેઠના સારામાં રાજી હોય.

નેમચંદનું આ મૂળ ગામ નહિ. મૂળ તો એ ડભોર બાજુના. એ

ચાર પેઢીથી એમનું કુટુંબ ધંધારોજગાર અર્થે બહાર નીકળેલું. અને આ ગામમાં તો પાનાચંદ છપ્પનિયા પછી ત્રણ વર્ષે રહેવા આવેલા. એટલે અત્યારે એમને આવ્યાને ચાલીસ વર્ષ થયાં.

વળી આવ્યા ત્યારે પાનાચંદ શેઠ કાપડની ફેરી કરતા હતા, અને આજુબાજુનાં બધાં ગામડાંમાં ફરે એટલે બધે ઓળખાણ તો થાય જ. મૂળે મળતાવડા સ્વભાવના એટલે ખપત ન થાય તોય બે ઘડી બેસે-ઊઠે અને સુખદુ:ખની વાતો કરે. બસો–ત્રણસોની મૂડીમાંથી માલ લાવે, વેચે અને કુટુંબનું પૂરું કરે. કુટુંબમાં માણસ ઝાઝાં નહિ–ત્રણ વરસનો નેમચંદ અને એની મા.

ભાગ્યની વાત કહો કે સંજોગનું બળ માનો, પણ કોઈ શુભ પળે એમણે આ ગામમાં દુકાન કરવાનો મનસૂબો ઘડ્યો. મૂળે વાણિયો એટલે વિચાર કર્યો કે ગામમાં ઉજળિયાત ઘર ઝાઝાં નથી, વાણિયાની દુકાન નથી અને બજારથી ગામ ખૂણામાં પડ્યું છે, એટલે નાના ગામમાં જે કમાવાનું મળશે તે બીજે નહિ મળે.

પહેલાં તો મીઠા–મરચાની દુકાન માંડી. એમાંથી બે પૈસા ભેગા કર્યા. મૂળે દુ:ખી સ્થિતિ એટલે શરીર તો કસાયેલું, લાંબુ પહોળુંય ખરું; એટલે દુકાનની સાથે સાથે ખેતી કરવાનો વિચાર કર્યો. પહેલી સાલ એક બળદ કર્યો, બીજી સાલ બે કર્યા અને લોકો પાસેથી આધે ખેડવા માંડ્યુ.

એમાંથી ય જંજાળ વધારી તે દૂધનો સંચો ચાલ્યો. લોકો બિચારા ચોખ્ખી છાશ પામતા હતા તે ય ટળ્યા.

પાછો માણસને બરાબર ઓળખે એટલે ક્યાં ખર્ચ કરવા જેવું છે અને ક્યાં નથી એની ય આવડત ખરી.

ચાર–પાંચ વરસમાં તેનો એવો અડ્ડો જામ્યો કે કહેવાની વાત જ નહિ !

એક બાજુ દૂધમાંથી પૈસા ઉઝરડે, બીજી બાજુ ખેતી, ત્રીજી બાજુ દુકાન અને દુકાનમાં તો કૈં કૈં વિભાગ ! જેવી મોસમ એવો વેપાર ! કપાસનું પૂમડું ફાટે ત્યારથી પાછલે બારણેથી ચોરીનો માલ લેવા માંડે. ભજિયાં, જલેબી, માલપૂડાથી લોકોને એવા ધરવી નાંખે

કે લોકોની જીભ જ એનો પક્ષ કર્યાં કરે. અનાજની મોસમ હોય ત્યારે એનો વેપાર!

દોરી લોટો લઇને આવેલ પાનાચંદ પાસે દસ વર્ષમાં તો લોકોની માગતામાં લીધેલી, હરાજીમાંથી રાખેલી અને બથામણિયા થઇને પચ્ચાસ વીઘાં જમીન થઇ ગઇ!

સાત સાત પેઢીઓથી રહેતા ગામાતી પાસે ખેડવાની ચાસ જમીન ન હોય અને તાજો આવેલો શેઠ આટલી બધી જમીન કરે એ લોકોની આંખમાં ખૂંચે તો ખરું ને? પણ ખૂંચે તોય કરવાનું શું? એવી ખોટી ખીજ શા કામની? છતાં એમનાથી થાય એટલું તો લોકો કરવાનું ચૂકેલા નહિ.

એક વખત શેઠ ઉઘરાણીએ ગયેલા ત્યારે ઘરમાં પૂરી ઊનું ઊનું ભૈડકું ગળામાં રેડેલું. વેળા-કવેળા ગામેતરેથી આવતાં રસ્તા વચ્ચે રોકેલા. એકાદ બે વખત ઘેર નહિ હોય ત્યારે બારણાં ઠોકેલાં. ગોળ-માંથી ભેંસ હાંકી મૂકેલી. ખેતરનો કપાસ કાપી નાખેલો. ઘરમાં દેવતા મૂકવાની તૈયારી કરેલી. એકાદ-બે વખત સૂનું ઘર ફોચેલું સુધ્ધાં. પરંતુ પાનાચંદ "ઘેરથી શું લઈને આવ્યા'તા? નુકશાન કરીકરીને યે કેટલું કરવાના હતા?" એમ માની એ તરફ દુર્લક્ષ કરેલું. એમણે તો 'યેનકેન પ્રકારેણ' પૈસો ક્યાંથી પડાવવો એ મુખ્ય ધ્યેય તરફ જ પૂરેપૂરું ધ્યાન આપ્યું હતું.

ને એમાં ય ઓછી આવડત નથી જોઇતી. ક્યા ધંધામાં કોને ફોડવા અને કોને સાધવા એ બુદ્ધિ ન હોય તો ગામડાના ધંધામાં માણસ ઊલટો માર્યો જાય. એક તો એમણે પોલીસખાતું પહેલું સાધ્યું હતું. ગામમાં મુકામ થાય એટલે પોતે જ સીધું પૂરું પાડતા, અને તેમાં ફાયદો દીઠો. એટલે દરેક અમલદાર જે ગામમાં આવ્યો તેને પોતાના તરફથી જ જમણવાર મળતો. પછી ભલેને એ કોઇ દિવસ કામમાં ન આવનાર ડેપ્યુટી ઇન્સ્પેક્ટર હોય!

સરકારી નોકરો જાણે દૂર રહ્યા પણ ગામના ચોદશિયાનાં પેટ જો ન ભરાયાં હોય તોય બાજી બગડી બેસે. એ સારું તો એમણે એવા બેપાંચ જણને ચા-અફીણ પાઇને પોતાના જ કરી દીધા હતા. દૂધ,

રેડતા એમના ઘરનું ગમે તે આવ્યું હોય પણ આનો બે આના વધારે જ આપે. અવારનવાર વારાફરતી જમાડતા પણ ખરા. પટેલથી માંડી વરતણિયા સુધીનો ઘસારો એ વેઠતા; અને એ ઘસારો અને ઉપરથી માલમલિદા એના એ જ લોકો પાસેથી ચૂસતા.

દસ વર્ષ ઉપર એમના જીવનની ત્રીસ વર્ષની કમાણી નેમચંદને એ સોંપતા ગયા. ત્યારે એમની પાસે પોતાની અને ઘરણિયા થઇને અઢીસોથી ત્રણસો વીઘાં જમીન હતી, દસથી બાર હજારની ઉઘરાણી હતી, બે ઇંટેરી અને ત્રણ પીંઢેરી ઘર હતાં, ચાલીસ તોલા સોનું, અને પાંચ પાટ ચાંદી હતી, શહેરની શરાફી પેઢીમાં સાડાસાત હજાર રુપિયા જમે હતા, અને કૈં દાટયું કર્યું હોય એ જુદું!

આવી ફૂલીફાલેલી ચાલુ પેઢી બાપ પછી નેમચંદ પાસે આવી. એણે પાનાચંદની કેળવણી લીધી હતી. આટઆટલું છતાં હજુ એનીય પૈસાની ભૂખ ભાગી ન હતી. એ વાત કરતો ત્યારે મિલો, બેંકો, પેઢીઓ અને રાજામહારાજાની ચર્ચા હાંકતો. બાપ જેટલી એનામાં આવડત ન હતી. એ છેતરતો હશે થોડું છતાં એની આકરી જીભ દરેકને વસમી લાગતી. એ મિત્રો કરવા બહુ ફરતો પણ એને દરેક દુશ્મન માનતા. એમાં એની જીભ કરતાં એનો ધંધો વધુ કારણભૂત હતો. ઘેરે ઘેર લહેણું હતું, સોંપેલી જમીન હતી, અને બીજો લેવડદેવડનો સંબંધ હતો, એટલે દરેક એના ગુણનેય અવગુણ દેખતા. જ્યાં જ્યાં વાત થતી ત્યાં ત્યાં એકનો એક જ સવાલ ઊઠતોઃ "મારો બેટો! આપણી જમીન બથાવી પડ્યો છે!"

નેમચંદ આ બધુંય સમજતો હતો એટલે ધીમે ધીમે એણે વેપાર-ધંધો ઓછો કરવા માંડ્યો હતો. ના છૂટકે જ એ લેવડદેવડનો નવો સંબંધ બાંધતો. ને તેમાંય દેવા જેવા સારા આસામીનેય બધાં સાથે એક અસ્તરે મૂંડી, પોતાનો પક્ષ ઘટાડતો હતો.

આ અસહ્ય મોંઘવારી અને લડાઇની અંધાધૂંધીએ ચોમેર ધાડોના પ્રસંગો ઊભા કર્યા તેથી નેમચંદને ઊંડે ઊંડે બીક પ્રવેશી હતી. કપાસની આટલી મોસમ લઇ એણે શહેરમાં જ રહેવા જવાનો વિચાર

ગોઠવ્યો હતો. પણ આટલી મોસમ પૂરી થતાં સુધી શું થશે એની ય કોને ખબર હતી?

આજે ભાટિયાને ત્યાં તો કાલે કલાલને ત્યાં, ત્રીજે દા'ડે ઘાંચીને ત્યાં, તો ચોથે દા'ડે ખાલપાને ત્યાં એમ ચોમેર અવારનવાર ધાડો પડયાની વાતો આવ્યા કરતી હતી. કોઇ માનતા કે એમાં ગામની ફૂટ હોવી જોઇએ, તો કોઇ કહેતા કે આગળપાછળનું જૂનું વેર વાળે છે. વેર હોય કે ફૂટ ગમે તેમ પણ કોઈ જગા અજાણી કે ખાલી ફેરો પડે એવી ન હતી. ખાલપા જેવાને ત્યાંથી દસ હજારનો હાથ વાગે એટલે સહેજે થાય કે જાણભેદુ વગર એ કામ નહિ!

વળી બધી જગાએ એકનો એક જ ઠાઠ જણાતો, એટલે એકની એક જ ટુકડી હતી એમ પણ માનવાને કારણ લાગતું. બધી જગાએ એકસરખો આઠ—સાડા આઠનો વખત, ઊંટ, ઘોડાં અને ગાડું, પોલીસ પાર્ટીના જેવા પોશાક અને બે—નાળી બંદૂકો! મોઢે નાટકમાં ઊતર્યાં હોય તેવો પાવડરનો ચહેરાપટ્ટો અને ખીસ્સામાં તમંચો! અને એકનો એક જ મામલો! જેની ઉપર આવી પડે તે ભોગવે! ન કોઇ વહાર કરનાર મળે કે ન ઝપાઝપીનો પ્રસંગ બને! ફક્ત એકમાં જ પેલો ગરીબ મુસલમાન ઘાયલ થયો, અને તેના ધડા પછી તો કોઇ વહાર કરતું હોય તેય અટકી જાય.

વાતાવરણ આવું ગંભીર હતું તેમાં એક અફવા વધુ ભીષણતા પ્રેરતી. પુંજાનો એમાં હાથ છે એમ દરેક અંદર અંદર વાત કરતું હતું. એની અત્યારની હિલચાલ જોતાં એમાં વજૂદ પણ લાગતું. આવી મોંઘવારીમાં વગરધંધે એ પૈસા ઉછાળતો, દારૂના જલસા કરતો અને દાદો થઇને જેને તેને ડારતો. મૂળેથી જ એ ખૂની, એટલે એ ધંધામાં હોય એની નવાઇ નહિ, ફક્ત એમાં એનું કેટલું મહત્ત્વ છે એ તો અંદરના સાથીદારો જાણે! કોઇ કે'તું કે એ છૂપી રીતે બધાને ખાવાનું પૂરું પાડે છે, પોલીસને એમના ભાગનો માલ પહોંચાડે છે, અને એ આપ-લે કરવામાં એ જ વચ્ચે અરધ ઉપર મારી ખાય છે. ત્યારે વળી કોઇ કોઇ એથી આગળ કલ્પના કરતું કે એનો જ મુખ્ય હાથ છે; એ આમ બહાર ફરતો રહે પણ વખત આવ્યે

પાછો અંદરનો અંદર!

અને જો પુંજાનો હાથ હોય તો પોતાને ઘેર વહેલામાં વહેલું નોતરું આવે એની નેમચંદને ખાતરી હતી. એથી એને આટલી મોસમ હેમખેમ પાર ઊતરી જાય એની ઉતાવળ હતી. પણ માણસને જેની બીક હોય તે આગળ ને આગળ આવીને ઊભી રહે તેમ નેમચંદની આ શંકા સાચી પડી.

શનિવારની રાત, રાત શાની–હજુ સાડા આઠમાં પાંચ કમ હતી ને ભાગોળે બંદૂકનો અવાજ થયો. બસ! ખેલ ખલાસ! લોકોએ ફટાફટ બારણાં ભીડી દીધાં! નેમચંદની વહુ જે આંગણામાં વાસણ માંજતી હતી તે બહાવરી બહાવરી અંદર નાઠી, ખાઈને નામું લખતા શેઠે ઊંચું જોયું, ગોરધન ઘોડાનો તોબરો ઉતાવળો ઉતાવળો ઉતારી કોઢિયા ઘરમાં પેઠો, તેજી ઘોડાના કાન સ્વરસંચાર થતાં તેજ થયા અને પાંચ માણસો બંદૂકો ખભે મૂકી શેઠના બારણે ખડા થયા! બારણું તાજું જ બંધ થયું હતું, અંદર શેઠ અને શેઠાણી ધ્રૂજવાને બદલે જીવ ઊડી ગયો હોય તેમ પૂતળાં શાં ઊભાં હતાં.

ઘોડી પાછળ કૈં રવરવાટ લાગતાં સનનન્ કરતી બંદૂક છૂટી. ગોળીએ વીંધાઇને ઘોડી નીચે પડી. બીજો બાર બારણા સામાં તાકતાં મુખ્ય આગેવાને હુકમ છોડ્યો: “શેઠ! બારણું ખોલો.”

સનનન્ કરતી બીજી ગોળી બારણું વીંધી અંદર નીકળી ગઇ. ઘડીની ચાલ, શેઠ શેઠાણીની વચ્ચે થઇને જ એ પસાર થઈ ગઈ!

બારણા ઉપર વજ્ર શો ઘા પડતાં બીજો હુકમ થયો: “ખોલો છો કે નહિ?”

અને અંદરથી જવાબ આવે તે પહેલાં “ચાલો તોડો” નો હુકમ થયો.

પણ હજુ એ પ્રસંગ આવે તે પહેલાં દૂરથી ચોકી કરતા સાથીની સિસોટી વાગી. ભય! દરેક ‘એબાઉટ ટર્ન’ કરતા અવળા ફરી ગયા!

એક ભાલોડું પગમાં વાગતાં સાથીદાર નીચે પડ્યો! પાંચ સાત દાવમાં સફળ સામનો થયાનો આ પ્રથમ જ પ્રસંગ હતો!

“કોણુ એ મરવા આવે છે?” એમ ધમકીભર્યો અવાજ તો

કર્યો, પણ વ્યર્થ ! ઉપરથી બીજું બાણ આવ્યું ! સામી ગોળી છૂટી પણ આવનારે નિશાન ચૂક્યું. સામેથી બીજાએ બાણ છોડ્યું ! ઉપરાછાપરી બેત્રણ બાર ! જુવાન જણાતો પુરુષ છરાથી વીંધાઇ ગયો. પીંડી ચીરતી ગોળી સોંસરવી નીકળી ગઇ. અને છતાં પાછળનો માણસ બાણ છોડતો હતો ! આ પહેલે વખતે ધાડપાડુઓ સમો બણી રવાના થઇ ગયા.

આખા ગામમાંથી ફક્ત આ બાપ–દીકરાએ એટલે કે દેવા–ભીમાએ ધાડપાડુઓનો સફળ સામનો કર્યો. ભીમો ઘાયલ થયો અને દેવો બચી ગયો.

અને નેમચંદ શેઠ કેટલું બચ્યા એની તો કલ્પના જ કરવાની રહી!

જીવનમાં આ વખતે જ શેઠે પોતાનો સ્વભાવ ભૂલી ભીમા માટે બની શકે એટલું કર્યું



## (૧૯)

## ચંદા આવી



એ દા'ડે જ શેઠ અને દેવો ઘેર ગયા તે ઢળતા બપોરે, કંકુ સૂર્યના તેજને લીધે આંખ ઉપર હાથની છાજલી કરી જોઈ રહી હતી. દૂરથી ચંદા આવતી હોય તેમ એની આંખ કહેતી હતી. હા, એ જ ચાલ, એ જ ઝડપ અને એ જ બધી છટા. પણ એ અહીં આવે શાની ? એની સાથે આવતો પેલો દવાખાનાનો નોકર પોતા તરફ આંગળી કરી કેમ પાછો વળી ગયો ? એ, એ જ ! ઓરડી બતાવવા આવતો હતો, તે સને જોઈ પાછો ફરી ગયો.

અને એની સાથે શું બોલવું એ પ્રશ્ન થવાથી કંકુ એ નજીક આવે તે પહેલાં અંદર ચાલી ગઇ.

કંકુની મોંકળા ગભરાયેલી જોઇ ભીમાએ ખાટલામાં પડ્યાં પડ્યાં પૂછ્યું : "કેમ મા ! આટલી બધી હાંફ છ ?"

"કૈં નહિ બેટા, એ તો......" કંકુ આગળ બોલતી અટકી ગઇ.

"કહે ને, કહે, શું છે?" ભીમાએ તપેલું પાસું ફેરવતાં કહ્યું.

"કૈં નહિ, એ તો જરી......" કંકુ પોતાના મનથી જાણે બે મિનિટ કાઢી નાખું તો કૈં કહેવું મટે.

ભીમોય વધુ ઉત્સુકતા બતાવ્યા વગર માના મોં સામું તાકી રહ્યો.

કંકુને બોલવાનો પ્રસંગ આવે તે પહેલાં ચંદા, આ સ્થળથી પરિચિત હોય તેમ સ્વાભાવિક રીતે અંદર દાખલ થઇ. મા–દીકરાની એની ઉપર દૃષ્ટિ પડે તે પહેલાં, જાણે કૈં બન્યું જ ન હોય તેમ પોતાના એ મીઠા સ્વરે એણે કંકુને બોલાવી: "મા!"

શબ્દ સાથે જ ભીમો અર્ધો બેઠો થઇ ગયો. બંનેની દૃષ્ટિ મળી. કંકુ છેવટે બોલી: "આવી, વહુ!"

"મને તો હજુ કાલ રાત્રે જ પૂરી ખબર પડી." આવવામાં ય આટલો વિલંબ કેમ થયો તેનું કારણ જણાવતાં ચંદા બોલી: "આગલે દા'ડે ગામમાં વાત આવી. કોઇ કહે વાગ્યું છે અને કોઇ કહે બચી ગયા છે. છેવટે કાલ રાત્રે દવાખાને લાવ્યાની પાકી ભાળ મળી. રાતે જ આવત, પણ..." બાપે એ વિચાર માંડી વળાવ્યો તે કહેવા જતાં એણે પાછળ જોયું. બાપને અંદર ન જોતાં એણે મોં પાછળ ફેરવી બૂમ પાડી: "બાપા! આવોને, કેમ બહાર ઊભા રહ્યા?"

રયજી તો છોકરીની આ વર્તણૂક જોઇને ડઘાઈ જ ગયો. બધાંની ઉપરવટ થઈ નાસી આવેલી, એને છેવટની તજી દીધી હોય તેમ ભીમાએ બીજું બૈરું ય કરેલું, છતાં આ સમાચાર જાણ્યા ત્યારથી આવવા તળેઉપર થઈ રહી. આવી તો આવી પણ એને ભૂતકાળનો ડંખ જણાતો નથી! જાણે કૈં બન્યું જ ન હોય તેમ ઘરમાં પ્રવેશી ગઈ! વાતે ય વળગી! અને છતાં રયજીનો પગ અંદર જતાં કેમ અચકાતો હતો?

કંકુએ તો એને એકલીને આવતાં જોઇ હતી. ત્યારે શું એ એની પાછળ આવતો હતો? તરત જ એણે વેવાઇની મર્યાદા જાળવવા સાલ્લાનો છેડો સંકોર્યો, અને ધીમેથી કહ્યું: "રયજી મોટા ય આવ્યા છે? આવો ને ત્યારે, બહાર કેમ ઊભા રહ્યા?"

રૂપજી જોડા કાઢી અંદર દાખલ થયો. ભીમાએ સ્વાગત કરતાં કહ્યું: " મા, એમને પાણી તો આપ."

જાણે હવે પોતે જ ઘરનો હવાલો સંભાળી લીધો હોય તેમ ચંદાએ જવાબ આપ્યો: " હું છું ને, હવે એમને ઊઠબેસ કરવાનું શું કામ છે? આપું છું, જરા થાક તો ખાય."

એટલી વારમાં ચંદાએ પાણીની માટલી, લોટા, પ્યાલા તરફ દૃષ્ટિ ફેરવી લીધી. એ માટલીમાંથી પાણી લોટામાં રેડવા લાગી ત્યારે કંકુને એની હોંશિયારી, ચપળતા અને ચાલાકી સાંભરી આવ્યાં! બધી વાતે પૂરી છે, બળ્યો એનો સ્વભાવ આકળો છે એટલું જ!

બાપને પાણી પાઇ ચંદાએ ખૂણામાં બેઠેલી કંકુ તરફ જોઇ પૂછ્યું: " તમારે પીવું છે, મા?"

એણે ના પાડી એટલે લોટો પ્યાલો પાછાં મૂકી દેતાં એ જાણે ભીમાને કહેતી હોય: " તમારે પીવું હશે, તોય નહિ આપું, હાં!" તેમ એના ભણી કટાક્ષની દૃષ્ટિ ફેંકી.

આજના જમાનામાં ચાનો રંગ રાયથી રંક સુધી એકસરખો બેઠેલો છે. જમવાનો વખત થયો હોય છતાં ચાની પહેલાં ખબર પૂછવી પડે. ઘીનું આંધણ મૂકી જમણવાર કર્યો હોય પણ ચાના સત્ત્વ-હીન પાણીની ઊણપ રહી ગઈ હોય તો એ બધું કર્યુંકારવ્યું ધૂળધાણી! 'જવા દો ને એની વાત! ચાનોય ભાવ ન પૂછ્યો!'

જૂના રિવાજને સંભારતાં લોકો વાતો તો કરે છે કે ચાએ ખોયો રોટલો ને બીડીએ ખોયો હુક્કો! છતાં એ જ લોકો બીજી વખત એની એ વાત કરે છે!

એટલે ગમે ત્યાં ગામડામાં કે શહેરમાં, શેઠને ઘેર કે ભંગીને ઘેર, દવાખાને કે મિજલસમાં, લગ્નમાં કે મોંકાણમાં, જ્યાં જ્યાં સારેનરસે પ્રસંગે ભેગા થવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો કે ચા-પાણી થવાં જ જોઇએ!

શેઠને ઘેરથી બધી સામગ્રી આણી હતી એટલે એમાં સ્ટવ પણ હતો, એને સળગાવનાર નિષ્ણાત ગોરધનને પણ શેઠ મૂકતા ગયા હતા. ફુંફાડા મારતા સર્પની જેમ એ ચૂલો સળગતાં સળગતાં એકદમ ભડકા લેતો ત્યારે કંકુ ફફડી જતી. પરંતુ પાછો ગોરધન એને સોયની અણી

ધોંચી સીધો સટ કરી દેતો ત્યારે કંકુ એની ત્વરિત ગતિથી ખુશ ખુશ થઇ જતી-માળું ! આ તો ઝટ કરી દે છે !

કંકુએ વેવાઇને માટે ચા-પાણી કરવા ગોરધનને કહ્યું: "ગોરધન ભિયા! પેલો તમારો ચૂલો સળગાવોને. ચા તો ઝટ થઈ જાય."

"ના, ના, ચાની કશી જરૂર નથી." અમસ્તું ય એકાદ બે વખત ના તો કહેવું જ પડે, એવો ખોટો છતાં વિવેકી શિરસ્તો પડી ગયો છે.

"થાય છે હવે! એની શી ઉતાવળ છે!" ચંદાએ કહ્યું.

ગોરધન એને ચૂલે વળગ્યો અને રયજીએ ધાડ કેમ પડી, શું કરતાં વાગ્યું, કેટલું વાગ્યું, કોણ કોણ હતા, બીજા ગામમાંથી કોઇ આવ્યા'તા કે નહિ, શેઠનું કૈં ગયું તો નથી ને? વગેરે જરૂરના અને બીનજરૂરના પ્રશ્નોની પરંપરા છોડી. અને એ બધાનો ઉપસંહાર કરતાં કંકુએ વેવાઇનો મલાજો સચવાય તે રીતે બધા જવાબ આપ્યા.

"રયજી મોટા! એમનો સભાવ તો પે'લેથી જ એવો પરગજુ! કોકના સારુ માથું આલે. આની તો એક-બે વાર એમણે પીડા વહોરેલી! પણ કોઇ વખત કૈં ઇજા નહિ થયેલી એટલું જ! માવજી મોટાના ઘરમાં ચોર પેઠા ત્યારે ય એ મોખરે હતા. ચોરોએ હિંમત તો કરી પણ તાપ ન જિરવાયો અને લીધેલું બધું ભાગોળે મૂકી જતું રહેવું પડયું. બીજી વખત ગામમાં વાદી લોકો પડયા'તા ત્યારે ધીંગાણું મચ્યું એમાં જમણો હાથ જતાં જતાં બચ્યો'તો. મારો સભાવ બળ્યો જરા બીકણ ખરો, એટલે પે'લી વખત મેં ના કહ્યું ત્યારે અપશકન કર્યાં બદલ વચવેગળે મને ઝૂડેલી તે જુદી! ને હુંય તે દા'ડાની સમજી ગઇ કે એવું કામ હોય તોય મારે બોલવું જ નહિ."

થોડી વાર પછી ભીમા તરફ નજર કરી કંકુ બોલી: "એનો સભાવે ય એના બાપ જેવો જ છે. કોઇનો ટૂંકારો એનાથી ન ખમાય." અને એ વાત આવતાં જ ચંદાનો પ્રશ્ન ખડો થયો. એણે એનો ઇશારો કરતાં કહ્યું: "એ તો તમારી છોડી પૂરી આકળી તેમાં, નહિ તો પુંજાની એ ખબર લીધા વિના ના મેલત. પછી એણે એવું કર્યું એટલે ખોટું શું કામ બોલું? એના બાપનો અને મારો વિચાર જ ઊડી ગયો." વળી બીજા સૈરા સુધી રેલો આવતો જોઇ એણે વાત

બદલી: " તો ય પુંજાની વે'લી મોડી ખબર લીધા વગર મેલવાની જ નહિ. તમે જ વિચાર કરોને કે આવી પારકી ઉપાધિ જે વહોરે એ પોતાના દુશ્મનને જવા દે ?"

રયજીએ ટેકો પૂરાવ્યો: "દેવજી મારા ક્યાં અજાણ્યા છે? બીજા સારુ તો એ માથું આપે." અને સ્હેજ રહીને એણે ઉમેર્યું: "અને એવો સભાવ ન હોય તો શેઠ બચે ય શાના? બૈરું કરતી વખતે જ શેઠને બદલે મહેતાને ત્યાંથી પૈસા આણ્યા'તા ને?"

કંકુને ય લાગ્યું તો ખરું કે ગુણ ગાતાં ગાતાં એણે ચમચમે એવો ચાબખો માર્યો. જોકે રયજી તો ચંદાના એવા અવિચારી પગલા આગળ એમનો દોષ જોતો જ ન હતો.

રયજીએ બધી વાતચીત કરી લીધી. જમાઇની ખબર જોઇ લીધી. થોડી આડીઅવળી વાતો કરી. હવે જેટલું અંતર કાપવાનું હતું એ જોતાં વખત થવા આવ્યો હતો. રયજી બેસીને કંટાળ્યો હોય તેમ ઊભો થયો, આળસ મરડી અને બગાસું ખાધું. ચંદા તરફ એણે દૃષ્ટિ કરી.

અહીં રહેવું કે નહિ એનો ચંદાએ કૈં નિર્ણય રયજીને જણાવ્યો ન હતો. ચંદા એના મનની વાત સમજી ગઇ. એણે પોતાની મરજી કહ્યા વગર જ જણાવી દીધી: "બાપા! હવે જાવ જવું હોય તો તમે, પછી મોડું થશે."

કંકુને આ બીજી અજાયબી લાગી! શું એ અહીં જ રહેવાની હતી?

રયજીએ જાણે પે'લેથી ચોક્કસ હોય તેમ જણાવતાં કહ્યું: "જઉં ત્યારે, પાંચેક દા'ડા હોરો પાછો આવી જઇશ."

"આવજો ને હવે નવરાશે, અહીંએ એટલી બધી ખાસ ચિંતા જેવું નથી." ચંદાએ વિદાય આપતાં કહ્યું.

ચંદાને જોઇ ત્યારથી જ બીમાનું તો અર્ધું દુઃખ ઓછું થઇ ગયું હતું; ને તેમાં ય એ અહીં જ રહેવાની છે એ જાણ્યા પછી દવાની કૈં જરૂર જ નથી એવી એને ખાતરી થઇ.

એ રાત્રે કંકુની બધી કામગીરી ચંદાએ ઉપાડી લીધી. સૂતી વખતે ખબર લઇ જનાર નર્સ આગળ એણે થોડી વાતચીત કરી. રાત્રે કામ

પડે તો પોતાને બોલાવવાની બીમાને સૂચના આપી. કંકુને પાંચ દા'ડાની ઊઠબેસ પછી આરામ લેવાનો અવસર મળ્યો.

માનું હૃદય જાણો છો ને? સંજોગવશાત્ ગમે તેટલું કઠણ બન્યું હોય પણ વખત વીતતાં આળું બન્યા વગર રહેતું નથી. આ જ ચંદા, જેને પોતાને ઉંબરે પગ ન મૂકવા દેવો એવો દૃઢ સંકલ્પ કંકુએ કર્યો હતો, એને આજ જોતાં પલટો જ થઇ ગયો. બીજું બૈરું કર્યા પછીની બીમાની સ્થિતિ, એનો લેવાઇ ગયેલો ચહેરો, ઊડી ગયેલો જીવ અને બહાવરી બહાવરી ફરતી એની આંખો કંકુ સમક્ષ તાદૃશ ખડી થઈ.

" નવી દોઢ મહિનો રહી ત્યાંસુધી એણે પેટ ભરીને ખાધું નહોતું. જાણે કોઇ દસ્મન હોય તેમ એનાથી ચેતતો ને ચેતતો રહ્યો હતો, અને એ ગઇ ત્યારે એણે કેવો છૂટકારાનો દમ લીધો હતો!

" ચંદાની લાગણીથી એનું શરીર અરધું થઇ ગયું હતું. એની એને કેટલી ઝંખના હશે? છતાં મનમાં ને મનમાં બળીને એણે ઉપરવટ પગલું ભર્યું નહિ.

" બિચારા એનો ય શો દોષ? ચંદા કૈં સાંભરે એવી નહોતી?

" એનું કામ, એની ચાલાકી, એનું રૂપ, એની ચાલ, અને એનું હસમુખું મોંઢું, શું ભૂલી જવાય? ભગવાને ય રડચો ઓછો અટકચાળો છે? આટઆટલું આપ્યું ને સભાવ આકળો મેલ્યો!

" અને છતાં એ લાગ ચૂકી? ખરી રીતે તો બીજું બૈરું કર્યું એટલે એનો પગ જ શી રીતે ઊપડે? પણ વાત જાણી એટલે કેવી આવી પહોંચી? મૂઇ, મારો તો પગ જ ના ઊપડે! અને એણે તો જાણે કશું બન્યું ન હોય તેમ આવી એવી મને જ બોલાવી! એને દેખીને એય મનમાં કેટલો રાજીરમ થઈ ગયો? બળ્યું, સાત કરો તો ય જીવ મળ્યાની વાત તો જુદીસ્તો!"

છેવટે ચંદા ઉપરનો બધો રોષ ઊતરી જતાં કંકુએ પથારી કરતી વેળાએ કહ્યું: " વહુ! તું એની જોડે પથારી કરજે. એટલે કામ પડે તો એને બોલાવતાં ફાવે." અને પોતાની પથારી બીજા ખંડમાં કરતાં એ બોલી: " બળ્યું, મને તો આજ પાંચ દા'ડે પુરું ઊંઘવાનું મળશે."

બધાં સૂઈ ગયાં. ઊંઘવા ય આવ્યાં હશે. ચંદા અને ભીમાએ દૃષ્ટિ-દ્વારા કૈં કૈં વાતો કરી હતી, પણ કોઇએ સામસામી જીભ ખોલી ન હતી. ચંદા એનાથી જરા વધારે પડતી દૂર પથારી કરતી હતી, ત્યારે એણે મૂગાં મૂગાં વધુ નજીક આવવા જણાવ્યું હતું. પણ એ તો ચંદા! એમ કહ્યું માને ત્યારે થઇ રહ્યું. પથારીમાં પડી પડી એ જાગતી હતી, છતાં ઊંઘવાનો ઢોંગ કરતી હતી. ખાટલામાં ભીમો ય જાગતો જ પડ્યો હતો. એને તો ઊંઘ જ નહોતી. બહાર કંકુ અને ગોરધન ઊંઘ્યાં હતાં.

ભીમાએ ચંદાને ક્યારની ય બોલાવી હોત પણ બહાર મા સાંભળે એની મોટી પીડા હતી ને! હવે તો એ ઊંઘી ગઈ હશે—ને નહિ ઊંઘી હોય તો ય એણે ધીમેથી બૂમ પાડીઃ "ચંદા! એ ચંદા!" પણ માણસ ઊંઘતું બોલે, કૈં જાગતું એમ બોલે?

ભીમાને પાક્કી ખાતરી હતી કે ચંદા જાગે છે જ, એટલે એણે રીસ ચઢાવીને જરા ઉતાવળી બૂમ પાડીઃ "ચંદલી! સાંભળતી નથી ખરું કે?"

અને એને હાલવા ચાલવાની ડૉક્ટરે સખ્ત મનાઈ ન કરી હોત તો એ ક્યારનો ય ઊઠ્યા વગર રહ્યો ન હોત! વળી એ એને બોલાવવા જેટલો ઉત્સુક હતો તેટલો જ એ બોલશે ત્યારે એ શું કહેશે, એની ય એને મૂંઝવણ હતી, પણ હૃદય એવી મૂંઝવણોને ઓછું ગાંઠે છે?

એણે છેલ્લી ચેતવણી આપીઃ "ચંદા! જોજે પાછો ઊઠીશ તો તારે ને તારે વેઠવું પડશે."

ચંદા પાછી એમ બી જાય એવી ઓછી હતી? ભીમા પાસે એવું કશું હતુંય નહિ કે છૂટું ફેંકે. છેવટે એ એમ નહિ ગાંઠે એમ માની ભીમાએ ઈસ ઉપર હાથ મૂકી બેઠા થવાની તૈયારી કરી.

ચંદા કાચી નહોતી. એ બોલતી નહોતી પણ અવળી રહી રહી એની આંખો ભીમાની ચોકી કરી રહી હતી. ભીમો હાથ ઉપર ભાર દઈ બેઠો થાય તે પહેલાં એ બેઠી થઈ ગઈ.

એના ભણી ફરતાં એ બોલીઃ "ઉધાંત કરી બેઠો થઈશ તેમાં

તારે ને તારે પીડા ભોગવવી પડશે, એમાં મારું શું જવાનું છે?"

પાછો હતો તેમ ને તેમ સૂઈ જતાં ભીમો બોલ્યો: "તારું નહોતું જવાનું ત્યારે બોલી શું કરવા? સૂઈ રહેવું'તું ને!"

"સૂઈ રહું તોય શું? આતો ઠીક છે–ભઈની ભલાશે વાત જાણી ત્યારે ખબર જોવા આવી; નહિ તો મારે ને તારે હવે છે ય શું?" પથારીમાં બેઠી બેઠી ચંદા બોલી.

"બસ! તારે ને મારે કશું જ નથી? ભીમો પાછો બેઠો થવાનો પ્રયત્ન કરતાં બોલ્યો.

"જો પાછો!" અર્ધી ઊભી થઈ જતાં ચંદા બોલી: "કશું ન હોય તેથી કોઈ દુઃખી થાય એ કોને ગમે?"

"એટલે જ તું આવી?" ભીમાએ બેઠા થવાની ચેષ્ટા ચાલુ રાખતાં કહ્યું.

"ત્યારે બીજું શું?" સંપૂર્ણ ઊભી થતાં ચંદાએ જવાબ આપ્યો.

"અહીં આવ જોઉં."

"ત્યાં રહ્યાં રહ્યાં વાત નથી થતી?"

"પણ અહીં તો આવ. તારું મોઢું તો પૂરું જોવા દે. તું કો'છ તે સાચું કો'છ કે જુઠું, એ તો ખબર પડે." ભીમાએ આ વખત તો અર્ધો બેઠા થઈ જતાં કહ્યું.

ચંદાને હવે તો છૂટકો જ ન હતો. એ નજીક ને બદલે ખાટલા ઉપર બેસી એના સામું મોં કરતાં બોલી: "લે મોઢું જોયે ખબર પડતી હોય તો જોઈ લે." અને એના બે હાથે ભીમાના ખભા પકડી એને પાછો સુવાડી દીધો.

ભીમો સૂતો સૂતો બોલ્યો: "સાચુ કે'જે, મેં બીજું બૈરું કર્યું, તે તને સાચમાચ ખરું લાગ્યું?"

"લે, તુંય કેવી વાત કરે છે?"

"કેમ?"

"તું જ કો'છ, બધા જ કે'છ, પછી એમાં સાચમાચ શું લાગવાનું હતું?"

"પણ મેં એ કર્યું તે રાજીખુશીથી કે......"

"તારા મનની વાત તો તું જાણે..."

"ને તું ના જાણે ?"

"હું શી રીતે જાણું ? તું કૈં નાનો છે કે કોઇ પરાણે વળગાડે ? અને એમ જો પરાણે બનતું હોત તો તું પે'લી વખત જ કેમ મને મૂકી બીજી......"

"જો ચંદા, હું હસવાની વાત નથી કરતો......"

"હું ય ક્યાં રડવાની વાત કરું છું ત્યારે !"

"મારા સમ ખા જોઇએ !"

"મને એવા તારી જેમ ખોટા સમ ખાતાં નથી આવડતું !"

"હું તો જૂઠો પડ્યો છું એટલે તું કે' એ સાંભળવાનું."

ભીમો ગળગળો થઇ જતાં બોલ્યો.

ચંદા કૈં ન બોલી. ભીમાને વધારે લાગી આવ્યું હોય તેમ આંખો ભીની થઇ ગઇ. ચંદાને એની ખબર ન પડે માટે એ છાની રીતે લૂછવા ગયો.

ચંદા એના હાથને રોકતાં બોલી : "હજુ ય આવો ને આવો જ રહ્યો કે ? આટલા ઘા પડ્યા તો ય રડવું ન આવ્યું ને હવે......"

"ઘા વેઠવા મારે મન રમત છે પણ..."

"બોલ ને, કેમ રહી ગયો ?"

"તું ય મારું રુદિયું ન પારખી શકી ?"

"લે, ત્યારે તેં ય મારું રુદિયું ક્યારે પારખ્યું છે ? તને ચંદાના આટલા વરસના સહેવાસ પછી ય ખબર ના પડી કે એણે જો સાચું માન્યું હોત તો અહીં ડોકિયું ય કરે ખરી ? બધાંએ ભલેને માન્યું હોય પણ મારું રુદિયું તો ચોખ્ખું જ ના કે'તું'તું કે એણે બીજું બૈરું કર્યું જ નથી ! નહિ. તો આ ચંદા, સાત સોનાની ઢગલી કરે પણ અહીં આવે ખરી ?"

અને ભીમો એને ભેટવા બેઠો થઇ જાય તે પહેલાં ચંદાનું મસ્તક નીચું નમી ગયું.



## ( ૨૦ )

# અજબ સ્ત્રી



અરે! આ બાઇને તો અજબ જ કહેવી પડે!

જે વખતે એની આશા ય નહોતી રાખી તે ઘડીએ આવીને ખડી થઇ. ભીમાનો બધો બોજો જ એણે ઉપાડી લીધો.

બીજે જ દિવસે એણે કંકુને વિદાયગીરી આપવા માંડી: "મા! ત્યારે તમે જાવ ઘેર. ઘેરે ય ખાવા–કરવાની ભાંજગડ, ને હું અહીં છું. આવી જજો વળી મનને થાય ત્યારે પાંચ–દસ દા'ડે."

કંકુ તો આ વહુ સામે તાકી જ રહી. કઇ ઘડીએ, કેવા વિચારે ભગવાને આને ઘડી હશે! એનામાં એવું શું છે કે એ કહે એ સામા માણસને કરવાનું મન થાય?

એને કહેવાનું તો ઘણુંય મન થયું કે તારા જેવીનો ભરોસો શો? ઘડીકમાં રાંટું પડે તો અધવચ મૂકીને તું તો ચાલવા માંડે!

પણ આજ શું, કદી ય કંકુ સાસુપણું બજાવી શકી હતી? ત્યારે શું એ એનાથી દબાતી હતી? ના રે ના! એવું તો ચંદાએ ઘરનાં સાથે વર્તન જ રાખ્યું ન હતું. એ તો એનો ચહેરો જ એવો હતો કે મોંએ વેણ આવ્યું હોય છતાં પેટમાં પાછું ઊતરી જાય. મન છતાં કંકુથી ન બોલી ન શકાયું ત્યારે એણે એની મેળે જ ભીમાનું વર્તન માફ કર્યું: "મૂઇ હું સાસુ થઇને એનાથી લળી પડું છું, તો એ તો પુરુષ–એનો ધણી કેમ પાણી પાણી ન થઇ જાય?"

ચંદાના પાંચ–છ માસના પેટ ભણી નજર ઢરી કંકુએ કહ્યું: "તારા શરીરનું ય હવે એવું ને. હું જઉં એટલે તને ઉપાધિ."

ચંદાને ઘણું કહેવું'તું, પણ શરમથી કે પછી બીજી વખત લાગ આવશે ત્યારે વાત, એમ માની એ આગળ ન બોલી.

એ દા'ડો તો ગયો, પણ એને ચંદાનું કામ જોઇને ખાતરી થઈ કે પોતે અહીં રહે એટલું જ પોતાના વિના કંઇ અડક્યું રહે એમ નથી.

બીજે દિવસે ભીમાનો વિચાર ટકોર કરવાનો થયો, પણ વહુ

દેખી એટલે મા અકારી લાગી એમ કંકુ માની બેસે તેથી એ ન બોલ્યો.

બીજે દા'ડે કંકુને પોતાને જ અતડું અતડું લાગવા માંડ્યું. ભીમો ય દાક્તરની દવા કરતાં ચંદાના આગમનથી અર્ધો સાજો થઈ ગયો હતો. દસ દિવસ સુધી ઝાઝું ફરાશે નહિ એમ કહેનાર દાક્તરે આજ સવારમાં જ ભીમાને જોઈ કહ્યું: "ખાટલામાં ને ઓરડામાં રહેજ રહેજ ફરશો એથી વાંધો નથી."

અને દાક્તર નર્સની સાથે બહાર નીકળ્યા ત્યારે એનો ઝડપી ફેરફાર જોઈ બોલ્યા: "કેટલું લોખંડી શરીર! બીજાને આટલી ઈજા થઈ હોય તો મહિના સુધી હલાય નહિ."

પણ બિચારો દાક્તર! રાતદા'ડો પૈસા સારુ પ્રેક્ટિસ કર્યા કરતો, અને અધીં રાતે ડબલ ચાર્જની લાલચે પૂરું ઊંઘ્યા વિના વિઝિટે જવા તૈયાર થતો, એને બૈરી સાથે પૂરી વાત કરવાનો ય વખત નહોતો ત્યાં પ્રેમની અસર શી રીતે પારખે?

ભીમાએ આજે દરખાસ્ત મૂકી: "મા! તારે જવું હોય તો જા ત્યારે, અહીં બધાં શું કામ......?" ભીમાએ એમ ન કહ્યું હોત તો ય બહુ બહુ તો એક–બે દા'ડાથી વધારે કંકુ રહી પણ ન શકત. એટલે તુરત એનો સ્વીકાર કરી લીધો: "મારું મને ય એવું જ કે'છે. ચંદા છે એટલે પછી અહીં કોઇની જરૂર નથી, છતાં ગોરધન છો રે'તો."

ભીમો: "એ ય તારી સાથે આવશે તો શો વાંધો છે?"

"ના, ના, શે'રમાંથી કૈં જોઇતુંકરતું લાવવું હોય ત્યારે એક જણ તો જોઇએ ને?"

"ત્યારે એ તને મૂકીને કાલ પાછો આવશે."

બંનેને પૂરો અવકાશ આપવા ભીમાની એ વાતમાં કંકુ સંમત થઇ. ટાઢો પહોર થયે જવાનું હતું, છતાં કંકુએ એનો સૂકવેલો સાલ્લો ઘાઘરો અને કાપડું વહેલુંવહેલું પોટલીમાં બાંધી લીધું.

એ જવા તૈયાર થઇ ત્યારે ચંદાએ અમસ્તુંઅમસ્તું કે ખરા દિલથી એ પ્રભુ જાણે, પણ કહ્યું ખરું: "ત્યારે મા! અત્યારે ના જવું હોય તો કાલ સવારમાં ટાઢે પહોરે જજો."

પણુ ગોરધનને આગળ કરતાં કંકુએ કહ્યું: “ના, ના, હવે તું છે પછી મારું શું કામ છે?”

અને એ બન્ને થોડું ચાલ્યાં એટલે પોતાના સ્વતંત્ર ઘરના દરવાજા બંધ કરતી હોય તેમ ચંદાએ કહ્યું: “ગોરધન ભિયા! તમેય આવજોને નિરાંતે! અહીં કશી ઉતાવળ નથી.”

કંકુએ ઘેર જઈ દેવાને વાત કરી ત્યારે એ રાતોપીળો થઈ ગયો. એણે આંખ લાલ કરી કંકુને જ ધમકાવી: “તેં એને અંદર પેસવા જ શું કામ દીધી?”

બિચારી કંકુ શો ઉત્તર આપે? છેવટે એણે એ શબ્દો સાંભળી લીધા. બીજે દિવસે જ દેવો દવાખાને જવા તૈયાર થયો. શેઠે એને પોતે પણ કાલે સાથે આવશે કહી તે દા'ડે જવાનું ભાગી પડાવ્યું. તે દા'ડે શેઠને કૈં બીજે જ જવાનું થયું ને દેવાને ય સાથે લઇ ગયા. ત્રીજે દિવસે બંને જણુ દવાખાને ગયા ત્યારે ભીમો ખાટલામાં બેઠો હતો. ચંદા ચૂલો સળગાવી રસોઇ કરવામાં પડી હતી. ગોરધન તો જો કે ઘેરથી આવ્યો હતો પણુ જરૂર વગર અંદર રહેતો જ નહિ.

આવતાંવેંત જ દેવાએ ભીમા ઉપર રીસ કાઢી: “તને ભાન—ભાન છે કે નહિ? દાક્તરે તે દા'ડે તો દસ દા'ડા સુધી બેસઊઠ કરવાની ના કહી'તી.”

નેમચંદ શેઠ બોલ્યા: “અમસ્તો શું કામ આકળો થાય છે? એને ઠીક હશે ત્યારે બેઠો હશે ને?”

ચંદા ઉપરનો રોષ હજુ શમ્યો નહોતો. એ બોલ્યો: “હોયું એને ઠીક!—”

અને એ આગળ બોલે તે પહેલાં ડોક્ટર અને નર્સ રૂમમાં દાખલ થયાં. શેઠે ઊભા થતાં આવકાર આપ્યો અને દર્દીની સ્થિતિ વિષે એમણે ખબર પૂછી.

ડોક્ટર શુભ સમાચાર આપતાં બોલ્યા: “શેઠ! તમારો દર્દી તો અજબ! આવા કેસમાં પંદરપંદર દા'ડા સુધી હાલીચાલી ન શકાય, તેને બદલે પાંચમે દા'ડે જ હાલતોચાલતો થઇ ગયો—મટી ગયું જ માનો ને!”

"ના, ના, સાહેબ! કંઈ ઉતાવળ નથી. ગમે તેટલું રહેવું પડશે પણ કાચું કામ રાખવાનું નથી."

"ના રે ના! અહીં આવ્યા પછી કાચું કામ કેવું? હજુ રહેવું તો પડશે મહિનો, દોઢ મહિનો, પણ આ તો મેં તાત્કાલિક ફાયદાની વાત કહી."

"સાહેબ! એ તો આપની દવાનો પ્રતાપ ને!"

અત્યાર સુધી સાંભળતી નર્સ વચ્ચે બોલી: "પેલી બાઈ ક્યાં ગઈ? એનામાં જ જબરી કારીગરી છે! દવા કરતાં એણે જ ચમત્કાર કર્યો હોય એમ હું તો માનું છું."

દેવો છેવટ બોલ્યો: "એમ દવા વગર મટતું હોય તો લોકો અહીં આવે જ શું કામ?"

જુવાન નર્સ વૃદ્ધ દેવા તરફ કેં કટાક્ષ અને કેં દયાભરી દૃષ્ટિથી બોલી: "ડોસા! તને એ નહિ સમજાય!"

"આ મોટી સમજવાવાળી!" દેવો મનમાં બબડી સમસમી રહ્યો.

શેઠે અંદર સાક્ષી પુરાવી: "ઘરના માણસની તોલે તો ન જ આવે. દવાથી ના ફેર પડે એટલો ચાકરીથી પડે."

ભીમાનો અભિપ્રાય લેવાનો ન હતો, અને લેવાનો હોય તો ય એનાથી સ્પષ્ટ કહી શકાય તેમ ન હતું. નહિ તો એ કહેત કે: "અમસ્તા શું કામ માથાકૂટ કરો છો? દવા ને ચાકરી, એ તો બધાં ફાંફાં છે. જીવ મળ્યાની એ તો વાત છે! એ હોય તો માણસ મરેલું બેઠું થાય. બાકી બીજું બધું તો ઠીક, ટેકાની ગરજ સારે એટલું જ!"

બિચારો દેવો! ચંદાને ઘરમાંથી કાઢવા આવ્યો હતો અને એ જ ફસાઈ પડ્યો!

વખત થયો એટલે શેઠે વીશીમાં જમવા જવાની તૈયારી કરી. દેવાને ય વહુના હાથનું રાંધેલું ખાવું નહોતું. એ ય સાથે ઊભો તો થયો, પણ અંદરથી ચંદા બોલી: "બાપા! તમે શું કામ જાવ છો? મેં ખાવાનું તો તૈયાર કર્યું છે. બેસો એટલી જ વાર છે."

"હત્ નફ્ફરખંધી!" એમ દેવાની જીભે તો આવી ગયું, પણ ચંદાના કંઠમાં શું માધુર્ય હતું કે ઘરનો ક્રોધ ક્યાંય ઓગળી ગયો;

અને દેવો એટલું જ બોલી શક્યો : " હવે તમે ય તમારા જેટલું કર્યું હશે ને, વહુ ! "

'વહુ' કહેવાની ઇચ્છા ન છતાં દેવાથી કહેવાઈ ગયું. કોણ જાણે કેમ, ચંદામાં એવું શું હતું કે 'તું' કહેવા જતાંય 'તમે' કહેવાઈ જાય !

ચંદા દેવાની આનાકાની સમજતી હતી. એણે જવાબ આપતાં કહ્યું : " અમારા જેટલું કર્યું હશે તોય કૈં ચૂલાનું મોં નથી દુઃખવાનું. શેઠકાકાને તો આપણું ખપતું નથી એટલે શો ઉપાય ? પણ તમે..."

" ખરું છે, દેવા ! તારે વીશીનું ધાન ખાવાની શી જરૂર ? હું મારે જમીને આવું છું. "

શેઠે ચંદા વિષે ઘણી વાતો સાંભળી હતી, જતાંઆવતાં જોઇ પણ હશે, પણ એની વાત કરવાની રીત, બોલની મીઠાશ, મર્યાદા છતાં નીડરતા વગેરેની ઝાંખી તો અત્યારે જ થઇ. જતાંજતાં એમના મનમાં થયું–વહુ છે તો હોશિયાર !

દેવાનું મન ઘણું ચૂમાયું. ભૂખ નથી એવી આનાકાની કરી, પણ ચંદા આગળ શું વળે ?

ભાણું પીરસી એ બહાર નીકળવા ગઈ ત્યારે દેવાએ કહ્યું : "ના, ના, વહુ, આટલું બધું મારાથી નહિ......"

" હજુ સાંજે પાંચ ગાઉ જવાનું છે ને ! " ચંદાએ બહાર નીકળી જતાં કહ્યું.

" ના, ના, શેઠ હતા એટલે જોડી આણ્યું છે ને ! " દેવાએ કહ્યું.

" ખવાશે હવે, એટલામાં શું ? " ચંદા હેત ઉભરાતું હોય તેવા આગ્રહે પીરસેલું પાછું કદી લે ?

અને દેવો ના કહ્યા છતાં જેમ મીઠાશ લાગી તેમ ખાતો જ ગયો! એને ચંદાની રસોઇ યાદ આવી. જુવારના રોટલા લુખ્ખા હોય પણ એમાં એ ઘરની પોતાની મીઠાશ ઉમેરતી હોય તેટલા સ્વાદિષ્ટ લાગતા. કશું ન હોય તો છેવટ છાશમાં મીઠું, મરચું ને જીરું નાખી આપે તો ય પીવાનો ભાવ રહી જાય ! આંબલીનું ખાટિયું, મરચાંની ચટણી, તુવેરના લીલવાનું રાયતું, ખાટી ભીંડી, ખાટું શાક, અને કેરીના મર-

વાનાં ચોરિયાં જેવી ગામડામાં વગર પૈસે તૈયાર થતી વાનીઓમાં એ જે મીઠાશ મૂકતી એ એના આવ્યા પછી જ દેવાએ ચાખી.

અત્યારે એણે ખીચડી સાથે તાંદળજાની ભાજીની કઢી કરી હતી. કઢીવાળાં આંગળાં ચાટતાં દેવો વિચારે ચઢી ગયો.

" ખાવાનું કરવાની ય આવડત ખરી. મોઠું, મરચું તો બધાં ય નાખે છે, પણ હાથ બેઠાની વાત તો જુદી જ! ને એ ય ઓછું શીખવ્યું આવડે છે? એ ય આપમેળે જ શીખી છે ને? એની માના હાથનું મેં ક્યાં નથી ખાધું? જો કશામાં ભલીવાર હોય તો. બળી! કોકની શી વાત! એના (કંકુના) ખાવામાં ય શો શક્કરવાર બળ્યો છે!"

એ વિચારમાં ને વિચારમાં દેવો આંગળાં ચાટયા કરતો હતો ત્યાં પાછળથી આવી ચંદાએ કહ્યું: " આપું બીજી કઢી, ભા?"

" ના, ના!" શરમાઇ ગયો હોય તેમ દેવાએ હાથ ધોઇ નાખ્યા.

એ આવ્યો'તો તો ચંદાને કાઢવા. પણ વિદાય થયો ત્યારે કહેવું પડ્યું: " ના, ના, વહુ! તમે છો પછી અમને શી ફકર છે?"

કંકુને ખાતરી હતી કે માર, માર, કરતો જનાર પણ ચંદા પાસે જતાં ઠંડો જ પડી જવાનો; એટલે દેવાને ઘરમાં પગ મૂકતાં જ એણે પૂછ્યું: " કેમ? હાંકી કાઢીને ઘરમાંથી?"

માથેથી ફાળિયું નીચે ફેંકતાં દેવો બોલ્યો: " બળ્યું હવે, એમ કૈં એના જેવું થવાય છે?"

" એમ કો'ને, કે એના આગળ બોલાયું નહિ!"

" એ મોટી વાઘ ખરી ને!"

" હવે મારા આગળ શું કામ સંતાડો છો? હું કૈં તમારાથી કે'વામાં જઉં એવી નથી. પણ દઇવ જાણે એનામાં એવું શું છે કે એને જોયા પછી બોલાતું જ નથી." કંકુએ ચોખ્ખેચોખ્ખી વાત કહી નાખી.

" જબરી તો ખરી!" દેવાએ કબૂલ કરતાં કહ્યું, " બીજી હોય તો આવતાં પગ જ ન ઊપડે. અને આવે તોય એમ પેસવા ય કોણ દે?"

આમ જે દેવા-કંકુ એને ઘરમાં પગ મૂકવા દેવાની જ ના પાડતાં હતાં, એ ય મનથી મનાઇ ગયાં.

દાક્તરની દવાથી કહો, ચંદાની સારવારથી કહો, કે એની હાજરીથી માનો, પણ દોઢ મહિનામાં ભીમો પહેલાં જેવો જ તાજો, સશક્ત અને જાણે ઘા પડયા જ નથી તેવા શરીરવાળો બની ગયો.

એ અરસામાં એમની વચ્ચે પડેલી તૂટ ભીમાના ઘા રુઝાયા તેમ રુઝાઈ ગયેલી લાગતી હતી.

છેલ્લા દશેક દિવસથી તો એ પહેલાંની જેમ જ મસ્તીએ ચઢતાં, આખી રૂમ ધમધમાવી મૂકતાં અને પંદર દિવસથી તો ગોરધન ગયો હતો એટલે કોઈની ડખલે ન હતી. ખરું પૂછો તો ઘેર આવી સગવડ નહિ મળે એ વિચારે જ ભીમાએ દાક્તરની સલાહ સ્વીકારી અહીં રહેવાનું રાખ્યું હતું. ચંદા ન હોત તો સારામાં સારી સગવડ હોત તોપણ એ હરતોફરતો થઈ ગયો કે તરત ચાલ્યો જાત. આ તો વચ્ચે મહિનાઓનો વિયોગ, ઘેર બંધિયાર જગા અને એના શરીરની સ્થિતિ એ બધાં વાનાં મોકળાશનો ઉપયોગ કરવા લલચાવતાં હતાં.

વચ્ચે વચ્ચે ચંદા એના બીજા બૈરાની વાત લાવતી ત્યારે એ નરમ થઈ જતો.

" અંહ ! આ છે ને ? " ચંદા પોતાનું શરીર તરફ દૃષ્ટિ નમાવતાં કહેતી.

" જો ચંદા......" ભીમો ગંભીર થઈ કહેતો.

" જો, શું ? તમે મારી નથી રાખી, તો હું તમારી શું કામ રાખું ? "

" એટલે તું મને બીક બતાવે છે ? "

" એમાં બીક શાની ? તમે તમારી ટેક ન પાળો તો હું શું કરવા પાળું ? "

" કેમ ? તું તો કે'છે કે હું ટેક તોડતી જ નથી. "

" તારા જેવા આગળ તો તારા જેવું જ થવું જોઈએ. "

" થજે ત્યારે "

" એમ ? જોવું છે ? "

"જવા દે ને હવે, તારાથી થશે જ નહિ!"

"તારાથી મારા ઉપર અંબા લવાઈ અને મારાથી..."

"જો ચંદ્રા! પાછી તેં એ વાત સંભારી?"

"કેમ શરમ આવે છે? લાવતાં તો કૈં લાજ ન આવી!"

શરમમાં ને શરમમાં ચંદા ઊલટી બહુ ચિઢવશે માની એ થાકતો ત્યારે એનું કાંડું એવા જોરથી પકડતો કે ચંદા ઘણા પ્રયત્ન કરતી છતાં છૂટતું નહિ.

"મૂક, મૂક, હવે."

"પાછી વાત કાઢીશ?"

"તેં કર્યું છે એવું એટલે કાઢું ય ખરી."

"તો નથી મૂકતા, જા!"

"જોયું તારું પાણી, મૂકને હવે."

"જા, જા, તારા જેવું કોણુ થાય!" ભીમો હાથ મૂકી દેતાં બોલતો.

પણુ આ બધા આનંદકલ્લોલમાં ભીમાને એ વાત તો ઠેઠ સુધી સાંભરી જ નહિ. ચંદાએ કોઈ વખત કાઢી પણુ ન હતી. અને આ પ્રસંગ પછી એવું બનશે એની ય કોને કલ્પના હતી? જો કે ચંદાનો વિચાર તો પહેલેથી જ મક્કમ હતો.

દવાખાનેથી જવાનો દિવસ આવ્યો. ઘેરથી દેવો, શેઠ અને બીજા એક–બે જણુ આવ્યા હતા.

બધી તૈયારી સંપૂર્ણ થઈ ગઇ. જે તે વસ્તુ હતી એ ગાડામાં ગોઠવી દીધી. શહેરમાંથી લાવવાની ચીજ મૂકી દીધી.

ગાડું દવાખાનામાંથી બહાર નીકળ્યું. શેઠ પોતા માટે ડમણિયું પણુ લાવ્યા હતા. ચંદા ભીમા સાથે ગાડામાં બેસશે એમ જોઇને દેવાએ વહુને લાજ કાઢવાની અગવડ ન પડે માટે ડમણિયામાં બેસવાનું રાખ્યું હતું.

ગાડાને પાછળ રાખવા ડમણિયું આગળ થયું. અંદર બેસતાં દેવાએ ચંદાને કહ્યું: "વહુ! તમ તમારે ગાડામાં બેસી જજો."

બસ, આ છેલ્લી અણીને વખતે જ તૈયાર ગોઠવી રાખેલી સુરંગ

ફૂટે તેમ ચંદાએ કહ્યું: " ભા ! હું ત્યાં નથી આવતી. બારોબાર જ જઈશ ! "

કોઈના મોઢામાંથી ' કેમ નથી આવતી ? ' એવો પ્રશ્ન સરખો ય ન નીકળ્યો !

ભીમા તરફ છેલ્લી દૃષ્ટિ કરી ' તેં હજુ ટેક ક્યાં પૂરી કરી છે ? ' એમ કહી એ વિદાય થઇ.

આવી હતી તેમ કોઇનાય સાથ વગર ! કોણ કહે, શી રીતે કહે, કેવી રીતે કહેવાય કે ઊભી તો રહે, કોઈનો સાથ બાથ !

એ તો ચાલી જ ગઇ ! ખરેખર અજબ સ્ત્રી !



## (૨૧)
## નવો વેરી



જેહરા કુટુંબ મૂળે આ ગામનું નહિ. છતાં આઠ–દસ પેઢીથી અહીં કાયમનો વસવાટ, એટલે હવે તો એ ગામેતી જ ગણાતું. વારેચા કુટુંબ સાથે લગ્નસંબંધ બંધાવાથી સગાની ઓથે એ કુટુંબ સ્થિતિ સાવ નબળી એટલે અહીં રહેવા આવેલું. પણ કહેવત છે ને–ગરજ સરી એટલે વૈદ વેરી, એવું જ આ બે કુટુંબ વચ્ચે બન્યું.

જેહરા કુટુંબ ગરીબ, ભૂખે મરતું હતું તેથી તો અહીં સગાની ઓથે આવ્યું હતું; પણ ભાગ્યને લીધે, ઉદ્યોગને પ્રતાપે કે બંનેના સંયોગે સ્થિતિ બદલાઈ. બે પેઢીમાં તો એ ગામમાં સુખીમાં સુખી ઘરની ગણતરીમાં આવ્યું.

પાછલી સ્થિતિ વિસારે પડી. એ લોકો ય ચાલ્યા ગયા, અને ભાવી પ્રજાએ કોણ જાણે કયા કારણે બંને કુટુંબમાં વંશપરંપરાનું વેર રેડ્યું. આ દેવા–રામાની પેઢી ગણતાં સાત સાત પેઢી થઈ ગઈ. એ વેરનો પ્રજળેલો અગ્નિ હજુ શમ્યો નથી. વારાફરતી દરેક એકબીજાને દાવા આપતા હોય તેમ બદલો લીધે જ જાય છે. એમાં કોઇ સમજુ, નિર્બળ

કે ઉદાર પાકયો જ નથી કે જૂનું વેર જતું કરે.

છેક છેલ્લે દેવાએ જ વેર લીધું હતું. હવે રામાનો વારો હતો. એ વારો એઠાં ત્રીસમાં બે-ત્રણ વરસ ખૂટતાં હતાં. આટલો લાંબો ગાળો કોઈ પેઢીએ જોયો ન હતો. એકાદ-બે વખત બહુબહુ તો ૨૦-૨૫ વર્ષ થઈ ગયાં હતાં. રામાને મન આ જેવીતેવી નાલેશી ન હતી. વચ્ચે એણે બે-ત્રણ દાવ સાધ્યા હતા, પણ આયુષ્યબળ આગળ કોઈનું ચાલે છે?

ત્રીજા વખતનો દાવ તો આબાદ ખાલી ગયો હતો. ભીમો મળસકે ગાડું લઈને શહેરમાં જવાનો હતો. શેઠની દુકાનનો માલ નાખી લાવવાનો હતો. નેમચંદ શેઠ કારણસર આગલા દિવસના ગયા હતા. ગાડાં તો બે લઈ જવાનાં હતાં, પણ બીજા ગાડાંનું કૈં ઠાવું પડયું નહિ, એટલે 'એક તો એક' કહી દેવાએ ભીમાને તૈયાર કર્યો હતો. સવારમાં વહેલા ત્યાં પહોંચી જવાય તો પાંચ ગાઉના મામલામાં બપોરે ઘેર પાછું આવતું રહેવાય એમ માની રાતના ચાર વાગ્યે ગાડું જોડવાનો ઠરાવ હતો. છેક છેલ્લી બાતમી પ્રમાણે ભીમો એકલો જ જવાનો હતો.

રામાનું મન પિતૃઋણ ચૂકવવા તલપાપડ થઈ રહ્યું હતું. એના હિતેચ્છુઓ અને દેવાના દુશ્મનો વાતવાતમાં એને મે'ણું મારતા એ ય એક ભૂંડું કારણ હતું. એક રીતે રામો અધીરો થયો હતો તેમાં ય ભેદ હતો. તે વખતે પટલાઇ એના પક્ષના માણસના હાથમાં હતી.

પટલાઈ એ ગામના અનર્થનું મૂળ છે. યથા રાજા તથા પ્રજા એ જેમ રાજ્યને માટે યથાર્થ છે, તેમ ગામના માટે મુખીનું પણ કહી શકાય. માસિક પાંચ-સાત રૂપિયાની પટલાઇ માટે પડાપડી, લડાલડી અને હજાર-બેહજાર જેવી મોટી રકમ ખર્ચી નાખનારી પ્રજા-એની પાછળ કયો ઉદ્દેશ રાખતી હશે, એનો ખ્યાલ ગામડામાં રહ્યા સિવાયના માણસને ભાગ્યે જ પૂરેપૂરો આવે.

ગામડામાં થતા મોટા મોટા ગુન્હા-લૂંટ, ચોરી, જાસા, મારામારી, ખૂન, વગેરેમાં જો હૃદયમાપક યંત્ર હોત તો સ્પષ્ટ રીતે જોઈ શકાત કે નવ્વાણું ટકા હાથ એ પટલાઇનો જ હોય છે. એથી એ પોતાનું વેર તૃપ્ત કરી શકે છે, અર્થપ્રાપ્તિ સાધી શકે છે, ઉપરી અમલદારો

સાથે સારો સંબંધ બાંધી શકે છે, અને એ રીતે સારો સંબંધ બાંધીને ગામની એકહથ્થુ સત્તા પામે છે.

ગરબડ મુખી ઝાઝું ભણેલા ન હતા, પણ ગણેલા વધારે હતા. ગમે તેવો ખૂન કેસ હોય તોય ઉડાડી દે! એકાદ–બે વખત વાતવાતમાં એમણે રામાને ઇસારોય કરેલો કે, "હું છું ત્યાં સુધી ખરો દાવ છે. જો તારો વાંકો વાળ થવા દઉં તો ફટ કે'જે."

વળી રામાને ઘર પાંતીની ય હવે ચિંતા નહોતી રહી. ત્રણ મોટા છોકરા ઘરનો ધંધો રોજગાર સારી રીતે કરતા હતા. કોઈ જાતના વ્યસન વગરના, ઉદ્યમી અને ખંતીલા હતા. નવરા હોય તોય એ અને એમનું ઘર ભલું. કોઇ સાથે લપછપ જ નહિ.

એટલે કદાચ ફાંસીએ ચઢવાનો કે સજા ભોગવવાનો વખત આવે તો રામાને ઘરની માયા છોડવામાં શો વાંધો હતો? અધૂરામાં પૂરું ગઇ સાલ જ બૈરું ગત થયું હતું, એટલે એને તો કશો બળાપો જ ન હતો.

છતાં જીવવાની આશા કોને નથી હોતી? એટલે કામ કરવાની ઉતાવળ હતી એટલી જ સાવચેતી પણ રાખવી હતી. એ તો છેવટનો ઉપાય હતો.

ભીમો રાત્રે ચાર વાગ્યે જવાનો છે એ વાત રાત્રે રામાએ એના મોટા પુત્ર ભાવાને કહી. ઘરનું કોઈ ન જાણે તેમ બંનેએ સંતલશ કરી લીધી.

ગાડું જવાનો રસ્તો એમના ઘર આગળ થઇને જ હતો. અર્ધા કલાકથી ગામ આખું ઊંઘતું હતું ત્યારે રામો અને ભાવો હથિયારથી સજ્જ થઈ ખાટલામાં પડ્યાપડ્યા ગાડાંની જ રાહ જોતા હતા. પોણા કલાકે એમના હૈયાને થકવીથકવીને ગાડાનો ખડખડાટ થયો. જુવાન ભાવાની તેજીલી આંખે અંધકારમાં ય ગાડાંમાં બેઠેલી એક આકૃતિ જોઇ લીધી. સાથે બીજું કોઇ નથી જાણી એને અર્ધું કાર્ય સફળ થયેલું લાગ્યું.

ગાડું બે ખેતરવા ગયું. ખડખડાટ બંધ થયો, ઘૂઘરાનો રણકાર ધીમો પડ્યો ને ખભે દોઢ દોઢ હાથનાં ચમકારા મારતાં પાનાંવાળાં

ધારિયાં મૂકી, ફક્ત બે આંખો જ જણાય તેવી બુકાની બાંધી બંને બાપ–દીકરો ભાગોળથી આડફેટે રસ્તે પડ્યા.

પાંચ ગાઉના એ પટમાં વચ્ચે ત્રણ ગાઉએ એક જ ગામ આવતું હતું. એ ત્રણ ગાઉના લાંબે રસ્તે, બરાબર અધવચ ખારી કૂઈનો વિસામો આવતો હતો. હતો તો વિસામો, પણ એકલદોકલની તો ત્યાં ઊભાં રહેવાની ધોળે દા'ડે ય હામ ન ચાલે. ચારે બાજુ દૂર દૂર સુધી ગામ નહિ, વખત વગરની બહુ અવરજવર નહિ, અને એ વિના એ સ્થળ વિષે ઊડતી વાતો, ઘણાંના હૃદયમાં એટલી બધી ઘર ઘાલી બેઠી હતી, કે ત્યાં આવતાં એને નાસવાનું જ મન થાય.

વહેલુંમોડું થયું હોય ત્યારે બળદના અછોડા પકડી ગાડાં ઊભાં રાખ્યાની વાતો થતી. ગાડામાં ઊંઘતા માણસ ઉપર ઓચિંતું કોઈ ચઢી બેસતું એમ પણ એકાદ–બે જણે કહેલું. માણસને એવો ભુલાવામાં નાખી દે, કે એ વિસામાની ચારે બાજુ ફર્યા કરો પણ રસ્તો જ ન સૂઝવા દે. કોઈકોઈ વળી તો કૂઇમાં લબડાવ્યા સુધીની વાત કરતું.

એ સ્થળે કોનો વાસ હતો એ વિષે ય જુદો જુદો મત જણાતો. કોઈ કહેતું જીન છે, કોઇ કહેતું ચૂડેલ છે, તો કોઇ વળી કહેતું કે જીન નથી અને ચૂડેલે ય નથી, જીવલી જ બધાં રૂપ લઈ બિવડાવે છે.

જીવલી વિધવા હતી. જોડેના ગામના એક માણસ ઉપર આશક બની હતી. બધી આવક એને ખવડાવતી. જમીન હતી એ ય પેલા પુરુષે જેમનીતેમની પોતાના નામ ઉપર કરી લીધી હતી. પુરુષનું લોભી મન એટલાથી ન સંતોષાયું. એની નજર એનાં બેએક હજારનાં ઘરેણાં માટે બગડી. જીવલીએ હાથ ન મૂકવા દીધો. મર્યા પછી આપવાનો વાયદો કર્યો. પુરુષે એનું ખૂન કર્યું. ઘરના વાડામાં લાશ દાટી, ત્યાંથી ખોદી ઘરના પાણિયારામાં સંતાડી. ત્યાંથી છેવટ ખેતરમાં ભંડારી! એમ બે–ત્રણ જગાએ લાશની ફેરબદલી કરી. પોલીસનું પેટ ભરાયું એટલે વધુ ઊથામાઊથામ ન થઈ. વિસામા નજીકના ખેતરમાં જ એ છેલ્લી પોઢી. લોકો કહે છે કે જીવલી ભૂત થઈ છે. એ રસ્તે આવનાર ઘણા ધૂણે છે ત્યારે જીવલીનું જ નામ બોલે છે. ખાવાનો શીરો માગે એટલે તરત બધા સમજી જાય છે કે એ જીવલી જ, એના વિના બીજી કોઇ નહિ!

ભૂતથી ભડકનારા આવી વાતો ફેલાવતા એવું ય ન હતું; ભૂતથી ન ડરનારાઓ પણ જીવલી મળ્યાની વાતો કહેતા. જોડેના ખેતરમાં વાસો ગયેલો મેહરું ડોસો, જીવલીએ એને કેવી રીતે હેરાન કર્યો, એ રસભરી વાત કરતો ત્યારે સાંભળનાર એની હિંમત જોઈ છક થઈ જતા. અને છેવટ "મારું સાળું મરેલું તે વળી શું કરતું'તું?" એવી વાતને અંતે તુચ્છકારવૃત્તિ બતાવતો જોઇ આજના ભણેલા ગાડરિયા પ્રવાહની માફક 'ભૂત છે જ નહિ' કહેવા છતાં અંદરથી જે બીકણુ મનોવૃત્તિ સેવે છે, એ ખરેખર દયાજનક લાગે છે.

આવી આ ઇતિહાસપ્રસિદ્ધ જગાએ રામો અને ભાવો આવીને છુપાઇ ગયા. જે ખેતરમાં જીવલીનો વાસ મનાતો એ જ ખેતરના શેઢા ઉપર આવેલા આંબલીના ઝાડની પછવાડે. કાચોપોચો તો એમને નીકળતા જોઇ ફફડી ઊઠે તેવા ઘાટમાં.

ગાડાનો ખટખટાટ સંભળાયો ત્યાંસુધી તો એમણે જે ઘાટ ઘડવાનો હતો એ નક્કી કરી લીધો હતો. રાતનો પહોર હતો. પાછલી રાતનું અંધારિયું હતું. એકલો માણસ હતો. આજુબાજુ વસ્તી ન હતી. અને સામો માણસ વાતની ગંધે ય જાણતો ન હતો.

ગાડું વિસામાની નજીક આવ્યું. બળદ એક રાહે ચાલ્યા જતા હતા. શાંત પવનમાં ઝાડનું એક પાંદડું હાલતું ન હતું. હાંકનાર બળદના અછોડા ભેગા કરી આડે બાંધી, આરામથી પાંજરાને અઢેલી બેઠો હતો. ઘૂઘરાના રણુકારના ઘેનમાં બળદો હાલતી શિંગડીએ રસ્તો કાપતા હતા. પેલી આંબલી બે અછોડાવા પાછળ ગઇ...પાછળ સંતાયેલા નીકળવા અધીરા થઇ રહ્યા હતા. એક અછોડાવા વધારે...ને આંબલી પાછળથી બૂમ આવી: "કોણુ છે એ? ઊભું રાખજે જે હોય તે."

હાંકનાર ઊંઘમાંથી ઝબકે તેમ ઝબકી ગયો. આંબલી પાછળથી બે ઓળા એણે નીકળતા જોયા. ભૂતને જરીકે ય મચક ન આપનાર નીડર હૈયામાંથી નીકળી ગયું: "જીવલી!"

પણ જીવલીને બદલે બે જીવલા નજીક આવ્યા. બળદો વગર રોકયે ધીમા પડયા.

આગળ આવનારે બીજી બૂમ પાડી: "ઊભું રાખ છ કે..."

પાછળના શબ્દો એ ગળી ગયો. હાંકેડુએ અવાજ પારખવા મગજ ખેંચ્યું, પણ વ્યર્થ ! એને એટલી તો ખાતરી થઇ કે ભૂત નહિ, પણ ભૂતના ભાઇ કોઈ જીવતા આદમીઓ છે.

એણે હિંમત રાખી બળદના અછોડા ખેંચી ઝાલતાં પૂછ્યું: "કોણ ? શું કામ છે ?"

ખલાસ ! બંનેનો જુસ્સો ઠરી ગયો. એકેના મોંમાંથી અવાજ ન નીકળ્યો. આગલો પાછો વળી ગયો તેની સાથે જ બીજો ય ચાલવા લાગ્યો

હાંકેડુ અચરજ પામી ગયો. કોણ હશે ? કેમ પાછા ફરી ગયા ? એણે અંધકારમાં ખેંચાય તેટલી આંખો ખેંચી ! એ ગયા તે ગયા. અંધકારમાં ઓગળી ગયા.

ઊભા ઊભા લાંબા શ્વાસ લેતા બળદની ઉપર હાથ મૂકતાં હાંકેડુ બોલ્યો: "હેંડ મારા ભા, હેંડ ! એવાં પેંદાથી નાયણો બી જશે ત્યારે તો થઇ રહ્યું !"

નાયણો ! એ ક્યાંથી ? ભીમો ક્યાં ગયો ? શું એનો સાદ ઓળખીને જ એ પાછા વળી ગયા ? અરે ! પણ આ કેમનું બન્યું ? રાતના દસ વાગ્યાની તો એ છેલ્લી ખબર હતી. ભીમો જ જવાનો હતો. શું રામાના મનસૂબાની એને ખબર પડી ? પણ કેવી રીતે ? બાપ–દીકરા વગર કોઈ– ઘરનું માણસ સુધ્ધાં ય–જાણતું ન હતું. કે પછી 'રાખનાર રામ તો ચાખનાર કોણ' એવું બન્યું ?

લગભગ અર્ધોક ગાઉ ગયા ત્યાં સુધી બાપ–દીકરામાંથી કોઇએ એક શબ્દ સરખો ય ઉચ્ચાર્યો નહિ. હૃદયમાં ઘા વાગ્યો હોય અને એની કળ વળે તેમ પોણો ગાઉ ગયા ત્યારે ભાવો બોલ્યો: "બાપા ! એ જવાનો હતો એની તમને કોણ ખબર આપી ગયું ?"

"ડાભઈ." રામાએ ધીમેથી જવાબ આપ્યો.

"એ જાતે ત્યાં હતો ?"

"બધાં સૂતા ત્યાં સુધી એ ત્યાંનો ત્યાં જ હતો."

"ડાભઈ ઉપર એમને વેંમ તો નથી ને ?"

"તેટલા સારુ તો એ આપણે ઘેર જ નથી આવતો."

"ત્યારે આમ કેમ થયું?"

"દઇવ જાણે! નાયણો હાળો ક્યાંથી...?"

"મને તો એટલી રીસ ચઢી'તી કે એને જ......પણ તમે પાછા વળી ગયા એટલે......"

"પણ એમ કોકની રીસ કોક ઉપર કાઢયે શું વળ્યું?"

આ કોયડો કેમે ય ન ઊકલ્યો, એટલે બંને મૂગા થઈ ગયા. એમના પગ ઝપાટાબંધ ઊપડતા હતા. બુકાનીઓ છોડી નાખી હતી. સીમાડો આવતાં બંને છૂટા પડી ગયા. કોઈ રડયુંખડયું ઝાડે ફરવા નીકળેલું સામું મળે તે પહેલાં બંને વારાફરતી ઘરમાં આવી ગયા. "ક્યાં જઈ આવ્યા?" એવું વહુએ પૂછયું, પણ રામાએ આંખ કાઢી એટલે એ ચૂપ થઈ ગઇ. બીજું તો કોઈ હજુ જાગ્યું જ ન હતું.

રાત્રે એકબે વાગ્યે પિશાબ કરવા ઊઠેલા ભીમાને વીંછી કરડયો હતો. તે હજુ ય ઊતર્યો ન હતો. એટલી મોડી રાત્રે કોની પાસે ઉતારવે? સવાર થતાં જેશંગને ઘેર એ લંઘાતો લંઘાતો વીંછી ઉતરાવવા ગયો. ત્યારે રામાનો બધો ભેદ ઊકલી ગયો.

ડાભઈએ જે ખબર પહોંચાડી હતી તે અધૂરી હતી. નારણ કામ પ્રસંગે ગાડામાં બેઠો બેઠો ભીમાની સાથે જવાનો હતો. રાત્રે એ તૈયાર થઈને આવ્યો ત્યારે એણે ભીમાને બદલે આવવા તૈયાર થયેલા દેવાને ના કહ્યું: "તમે નહિ આવો તોય કાકા, મારે બીજું શું કામ છે? ગાડું હાંકી જઇશ." ભાગ્યબળ કહો કે અકસ્માત, પણ દેવો ય કોણ જાણે કેમ નારણની એ દરખાસ્ત સાથે સંમત થઇ ગયો. નારણ એકલો જ ગાડું હાંકીને નીકળ્યો!

આ બનાવ નારણે આવી કહ્યો ત્યારે કોઈ કંઈ બોલ્યું નહિ છતાં ઘરમાં દરેકને અંદર અંદર એક જ શંકા આવી હતી. ભીમાને એ રાત્રે જ પોતાના જીવનનું ક્ષણિકપણું લાગી આવ્યું. એને જીવનને બદલે મરણનાં સ્વમાં આવવા લાગ્યાં. બીજા ઘરનાં છોકરાં લઇને નાતરે આવેલી બાયડીને એ જોતો ત્યારે એને પોતાને પ્રજા હોય તો એ જ સ્થિતિ થાય ને?–એ પ્રશ્ન સાંભરી આવતો સામે ઘેર ગંગા આવી ત્યારથી તો એને પોતાને પ્રજા જ ન હોય તો સારું એ ઝંખના ઊપડી.

અને એ વિચાર એણે ચંદ્દાને કહ્યો પણ ખરો.

આ બાર ખાલી ગયા પછી ગરબડ મુખી એકાએક કરેલા કર્મને લીધે ચાલ્યા ગયા. રામો પાછો પોતાનો સિતારો સીધો નથી એમ માની શાંત પડી ગયો. એની પાછળે ય ઊંડું કારણ હતું.

નારણનો બનાવ સાંભળી નર્યાં દેવા–ભીમાને જ નહિ, પણ અર્ધ ઉપર ગામને એ જ શંકા આવી હતી. રામોય જાણતો હતો. એટલે પોતાની એ પ્રવૃત્તિ ઉઘાડી ન પડી જાય તે માટે એ થોડા વખત પૂરતો તો એ વાત ભૂલી ગયો હોય તેમ કશી ઉપાધિ જ ન કરી.

અને તેમાંથી પાછો નેમચંદની ધાડનો બનાવ બન્યો. નેમચંદનું તે દિવસે જો કૈં આડુંઅવળું થયું હોત તો રામો રાજી થાત એટલો ગામમાં કોઇ રાજી ન થાત. પણ એની મનની મનમાં જ રહી. જાનના જોખમે ભીમાએ એને બચાવ્યો, એથી ઊલટું રામાને એની ઉપર વધુ ઝેર આવ્યું. એના દુશ્મન હૃદયને તો તે ઘડીએ એમ જ થઈ ગયું કે આ પાપ જો ગામમાંથી જાય તો આખું ગામ સુખી થઈ જાય!

કમળાવાળી આંખ બધું પીળું ન દેખે તો કેવું દેખે?

આમાં વળી એકમાં બીજો ભળ્યો. પુંજો ભીમાનો દુશ્મન તો હતો. પુંજાને એની ખબર હશે કે કેમ એ શંકા જેવું હતું; કારણ કે ચંદ્દાના બનાવ પછી ભીમો બીજું બૈરું લાવ્યો, એટલે એના માનસની ઘણાને ખબર ન હતી.

ધાડ વખતે બંદૂકના અવાજ થયા ત્યારે પુંજો ફળિયા વચ્ચે બધાની ભેગો બેઠો હતો. એમાં તો શંકા નહિ. ઘણા લોકો ધાડમાં એનો હાથ માનતા એ ય, એ તે વખતે ઘેર જ હતો એની ખાતરી થતાં વિચારમાં પડયા. ચકોર તો વળી એ ગામમાં હાજર હતો એથી જ એને અંદર સંડોવતાઃ તમને શી ખબર? એ તો બધી ભુલાવામાં નાખવાની વાતો છે. ઘેર હાજર ન હોય તો એમ કેમ નથી સમજતા કે એના ઉપર જ સીધો વહેમ આવે?

પણ એવી બાહ્ય સાક્ષીઓ વગર જ માણસનો અંતરાત્મા નથી કહી આપતો?

પુંજાનો એમાં હાથ નહોતો તો નેમચંદ શેઠ એમાંથી બચી ગયા

એથી એના હૃદયને કેમ આઘાત થયો? નેમચંદ શેઠને અને એને તો કોઈ દા'ડો લેવડદેવડનો વે'વાર જ ન હતો. કદાચ એને નાગો જાણીને ઘસાયા હશે તો ય નેમચંદ શેઠ! છતાં એને આટલું બધું કેમ લાગી આવ્યું?

અને સાત પેઢીથી ચાલતું આવતું વેર હતું છતાં રામાને જેટલું ઝેર ભીમા ઉપર ન હતું એટલું બધું આ બનાવ પછી પુંજાના હૈયામાં કેમ પેસી ગયું? એણે જ એની બધી બાજી બગાડી નાખી તેમાં?

કોઈએ એનું આખું જીવન ધૂળધાણી કરી નાંખ્યું હોય તેટલો એ ભીમા ઉપર વેર લેવા તલપાપડ થઈ રહ્યો હતો.

શું એને એની ધાડપાડુ ટુકડી તરફથી નાલેશી મળી હતી? મળે જ ને? આટઆટલાં ગામોમાં કોઈ નામ લેનાર ન મળ્યું ને તારા જ ગામમાં તારાથી ન સચવાયું?

એણે એ નાલેશી બદલ વેર લેવાની પ્રતિજ્ઞા લીધી હતી?

ગમે તેમ પણ જે કુટુંબ ઉપર રામો એકલો જ વેર લેવાનો લાગ શોધતો હતો, તેમાં બીજા એકનો વધારો થયો, એ ચોક્કસ!



## (૨૨)

## ખૂન થયું !



ભીમો ઘેર આવ્યો ત્યારે કપાસની મોસમ અર્ધે પંથે આવી હતી. છેલ્લી ધાડના બનાવ પછી એની બૂમ બંધ થઈ ગઈ હતી. એનો અર્થ એ લોકોનો સામનો થયો એમ નહિ, પણ આ મોસમમાં ભાવ સારો આવ્યો. અમસ્તાં ચાલતાં ચાલતાં ય શેર કપાસ વીણી લે તો ચાર–છ આના દિવસની ખર્ચી જોગ મળી આવે. ચોમાસા–શિયાળામાં વેઠેલી હાડમારી થોડા વખત પૂરતી અદૃશ્ય થઈ હતી.

સરકાર કરોડોને હિસાબે નોટો પાડ્યે જતી હતી. ધનપતિઓ નોટોને બદલે માલ સંઘરતા હતા. રોજરોજ રૂનો ભાવ દસ, પંદર અને પચ્ચીસ ટકા વધી જતો હતો. જાડી બુદ્ધિનો ખેડૂત સુધ્ધાં

મોડો વેચવામાં ફાવતો હતો. બુદ્ધિનો પ્રશ્ન જ ન હતો. આજ કરતાં આવતી કાલ ઉપર મુલતવી રાખનાર દસ ટકા વધારે જ પામતો.

ગામડામાં જ્યાં પૈસો પરમેશ્વર થઈ પડ્યો હતો ત્યાં ય ત્રણસો અને સાડીત્રણસોના ભાવે નોટો-નોટો થઇ રહી. ગરીબ, પણ જરા દાંડ લોકોએ મજૂરી જ મૂકી દીધી. આખો દિવસ મહેનત કરીને ચાર આના લેવા એના કરતાં એનું મોત શું? શેર કપાસ જ ને?

કોઈ વર્ષે ન જોયેલી એવી બેહદ લૂંટ આ મોસમમાં સીમમાં ચાલી. કોઇ કહેશે મારો બે ઘડી વીણાયો, બીજો ચાર ઘડીની બૂમ પાડે, કોઈ પાંચ ઘડી સુધી પહોંચતો; પણ એક તો ગામમાં જોઇએ એટલો સંપ ન હતો, બીજું સીમ સાચવવાનું દર સાલ પુંજો જ રાખતો તેમાંથી ગઈ સાલે જ એને બાજુએ મૂકી સીંધી રાખ્યા તો તોફાન જાગ્યું, મારામારી થઈ, ગામ ચારસોપાંચસોના ખાડામાં ઊતરી ગયું, ગામમાં બાળવાનું એક કરાંઠું સુધ્ધાં ન રહેવા દીધું, સીમમાં ખોળીખોળીને દેવતા મૂક્યા; એટલે એ ત્રાસના માર્યા આ સાલ પુંજાને જ સીમ સાચવવા આપી હતી. લોકો બધું ય મનમાં સમજતા પણ કરે શું? ત્રણસો રૂપિયાની સાચવણીમાંથી નુકસાનીનો ખંડ કાપીકાપીને ય શું કાપે? નુકસાનની રકમ પૂરી ગણાવા જાય તો હજાર ઉપર જાય, એને સાચવણીના દામ ન આપે પણ બાકીની રકમ શામાંથી વસૂલ કરવી? અને આટલું નુકસાન થયા છતાં સાચવણી ન આપવાની ભૂંડાશ કોણ કરે?

પુંજો એના માણસો પાસે ઉઘાડે છોગે રાત્રે કપાસ વીણાવતો. રોજની પાંચ-દસ ઘડી કપાસ છૂટક છૂટક ગામમાં અને બહાર ચોરીનો માલ લેતી શાહુકારોની દુકાનોમાં વેચાતો. એ તો રખેવાળ—અને રાત્રે ફરવાની છૂટ એટલે રોકે પણ કોણ?

આ મોસમમાં જો કોઇનું વધારેમાં વધારે નુકસાન થયું હોય તો દેવાનું. એની એકે ય વીણણી પૂરીપાધરી ઘેર આવી ન હતી. દેવો એ બધું સમજતો હતો, ભીમો દવાખાને હતો એટલે એકલો ક્યાં ક્યાં શરત રાખે? વળી એની સોબતમાં રામો ભળ્યો હતો એટલે નુકસાન સહીને ય બોલવાનો અવસર ન હતો. ધાડના પ્રસંગથી પુંજો નવો

દુશ્મન થયો હતો એની ય એને બાતમી મળી હતી. આ બધું જાણ્યા છતાં શું કરે? દેવો મનમાં સમસમી બેસી રહ્યો. ઓછામાં ઓછું એનો અર્ધાથી પોણો ભાર સુધી કપાસ વીણાયો હતો. બસોઅઢીસોનું નુકસાન.

એમાં અર્ધી મોસમે ભીમો ઘેર આવ્યો. દેવો ય તે દા'ડે સાથે જ હતો ને? ચંદા આ બીજી વખત લાપોટ મારતી ગઈ; પણ પહેલાંના કરતાં આ વખત જુદું જ પરિણામ આવ્યું.

જે દેવો એના પ્રથમ પગલે ભીમાને બીજું બૈરું કરાવવા અધીરો બન્યો હતો—કરાવ્યું પણ હતું, એ જ દેવો આ વખતે જુદે જ પાટે ચઢી ગયો.

"નર્યો સામાનો દોષ જોયા કરતાં આપણો ય દોષ જોવો તો જોઈએ. એના ઉપર ઝેર હતું અને બીજું બૈરું કરાવ્યું, પણ સાથે સાથે પુંજા ઉપર વેર લીધું હોત ત્યારે તો ખરું પાણી રહેત. વહુ તીખી છે એની તો ના નહિ, પણ એને ય કૈં એવું કહ્યું હશે ત્યારે એટલું બધું લાગી આવ્યું હશે ને? પુંજે-નાગામાં નાગો-બોલ્યો હશે ત્યારે કૈં બાકી રાખ્યું હશે?

"અને એનો ટેક ખરો તે ખરો જ. બધાંના ના કહેવા છતાં ગઈ, અણીને વખતે આવી ખરી, ને પાછી ચાલી ય ગઈ. મારું હાળું આપણે જ નીચું ઘાલવા જેવું કર્યું ને? એમ પૈસા ખર્ચી બૈરું નવું લાવવું એ તો રાંડીરાંડેય કરે. હા, પુંજાને જો ખબર પાડી હોત તો તો રંગ રહેત!

"હવે નર્યું એટલું જ ક્યાં રહ્યું છે? બધો કપાસ કોણે લૂંટાવ્યો શેઠની રીસમાં ને રીસમાં? વળી રામાની સોબતમાં એ સામેલ થયો છે. વાણિયાની પેઠે બેસી રહીએ તો એ શુંનું શું કરે! આમે ય જવાનું તો છેને-વહેલું મોડું ય?"

દેવાના મનમાં કૈં કૈં વમળ ઉભરાયા.

ભીમાને તો કશો વિચાર જ આવ્યો ન હતો. ચંદાએ છેલ્લી ઘડીએ ટેકની યાદી દેવડાવી ત્યારે એના હૃદયમાં એક જ ઘા થયો: એને લાયક પોતે નથી જ. આટલા મહિના થયા મારાથી એટલું ય ન થયું, પછી એનું કહેવું'ય શું ખોટું છે? બસ... એના હૃદયમાં બીજું મંથન જ ન હતું.

એને ઘેર આવી ખેતીની પૂરી ખબર જાણી ત્યારે એનું લોહી–દૂધ ઊકળીને ઉભરાય તેમ-ઉભરાઈ ઊઠ્યું: "શું કો'છો, બાપા!"

"શું કો'છો, શું? નખ્ખોદિયો આપણી પાછળ જ ખાઇપીને પડ્યો છે;" વચ્ચે દેવાને બદલે કંકુએ જવાબ આપ્યો.

"ને તમે કશું બોલ્યા જ નહિ?" ભીમો જાણે ધરતીકંપ થયો હોય તેમ ચમકી ઊઠ્યો હતો.

"હું એકલો શું કરું?" એમ કહેતાં દેવો શરમાયો. એ જવાબ ગળી ગયો.

ભીમાએ મા તરફ મોઢું કરીને પૂછ્યું: "મા, તેંય, ઘણીવાર આવી પણ કશી વાત જ ન કરી ને?"

"તારા એ દુઃખમાં પાછી આ હોળી ક્યાં સળગાઉં......"

"ત્યારે એ આપણને મૂએલા જ સમજતો હશે ને?"

"એના પડખામાં રામો ય ભરાયો છે એટલે એના પગ જોરમાં ઊપડે છે," કંકુએ વધુ બાતમી આપી.

"એકના એકવીસ છોને ભરાયા, કે' બે વાર તો નથી મરવું ને?" ભીમાના લોહીનું ઉભરણ હજુ શમ્યું ન હતું: "બીજું કશું નહિ, એનું આવી જ બન્યું છે."

અને એ ભાવી વિચારણામાં ગૂંથાઈ ગયો. મા–બાપની વાતમાં એનું પૂરું ધ્યાન ન હતું. એણે આગળપાછળ કશું સાંભળ્યું જ ન હતું. એના કાન બહેર મારી ગયા હતા ત્યાં એ સાંભળે શી રીતે?

પણ દેવાનો છેલ્લો જુસ્સાભર્યો જવાબ સાંભળી એ જાગી ગયો: "એ તો આપણા જેવી કૈં નકટી છે કે આવે?"

"ચંદા ન આવી તેથી કંકુએ જુદું જ અનુમાન કર્યું હતું. કદાચ એમણે (દેવાએ) એને આવવા નહિ દીધી હોય. વગરબોલાવ્યે હીંડીચાલીને આવેલી વહુ, આપમેળે ન આવે, એ એના કલ્પ્યામાં ય શી રીતે આવે?

એની પૂછપરછમાં ચંદા જાતે જ ન આવી તો ન આવી, પણ એ વાજબી જ કર્યું એમ દેવાએ કબૂલ્યું ત્યારે કંકુના આશ્ચર્યનો પાર ન રહ્યો. "આ તે તમે કેવી વાત કરો છો! આપણે ઊલટી એને પેસવા

દીધી ત્યારે એણે બીજી વખત આવું કર્યું ને ? ”

દેવાએ જુદો જ જવાબ વાળ્યો; “ નર્યો એનો દોષ જોયા કરતાં સાથે આપણો ય દોષ જો ને ? ”

કંકુ: “ આપણો દોષ ?...”

“ તને હજુ નહિ સમજાયું હોય, પણ મને પાકી ખબર પડી ગઈ છે. ” દેવાએ પોતાની ભૂલ કબૂલ કરતાં કહ્યું, “ એણે તો કહ્યું તેમ કરી બતાવ્યું. અને આપણાથી તો આટલા મહિના થયા પણ એ ય ન થયું. જો એની તે જ ઘડીએ ખબર લીધી હોત તો આટલે સુધી ન ચઢી વાગત. વાત આખા ગામમાં ફેલાઈ ગઈ—એ આપણું પાણી જોઇ ગયો. ”

કંકુ એ બધું પૂરેપૂરું તો ન સમજી શકી. એણે વળીવળીને એક જ પ્રશ્ન કર્યો: “ તમને કશું ખોટું જ ન લાગ્યું ? ”

“ કેવી રીતે લાગે, તું જ કે'ને ?” દેવાએ સામું જ પૂછ્યું, “ એણે એની ટેક પાળી, અણીના વખતે આવી અને પાછી ગઈ. પછી એમાં ખોટું શું લગાડવાનું ? ”

“ હેં ! ” ભીમો અચંબો પામી ગયો. “ બાપા ય છેવટ એનું હૈયું સમજ્યા ખરા ! ”

ભીમાના શરીરમાં કૈં જુદું જ ચેતન આવ્યું.

ફાગણની સુસવાટા લેતી અજવાળી રાત ઝમઝમ કરતી વહી રહી હતી. રાતના એક-બેની વચ્ચે ઘડિયાળનો કાંટો નવા વખત પ્રમાણે રસ્તો કાપી રહ્યો હતો. ફાટેલે મોંએ કપાસનાં જિંડવાં ચાંદનીનો અમી-રસ પી રહ્યાં હતાં. ભીમાના આવ્યા પછી રાતના ગમે તે વખતે ખેતરમાં આંટો મારવા નીકળતા બાપ-દીકરો ખભે ચળકતાં ધારિયાં મૂકી ખેતરમાં પ્રવેશ્યા. ચારે બાજુ આંટો મારી જોયો. ચાંદની સિવાય ખેતરમાં કોઈ ન હતું. ફકત ઊંચી વેણો ખેતરની સોંસરવી દૃષ્ટિ નાખતાં આડખીલી કરતી હતી. ઊંચી વેણોને ઓથે ચાંદનીમાં પણ કોઇ આવતું હોય તો ખબર પડતાં વાર લાગે એવું હતું.

બાપ-દીકરો દરરોજના નિયમ પ્રમાણે ખેતરની મધ્યમાં ઊભેલા સમડા નીચે થોડી વાર બેઠા. અર્ધો કલાક થયો હતો પણ કલાક જેટલો

લાંબો લાગ્યો. બંને ધીમેથી વાતો કરતા હતા. જોડેની વેણેય ન સાંભળે એમ. સામે ખૂણેથી કોઈ નિર્ભય અને મક્કમપણે પ્રવેશતું હોય તેમ લાગ્યું. બંનેના કાન સતેજ થયા, ઉભડક બેઠા થઇ ગયા. હાથ હથિયાર પર મજબૂત ભીંસાયા.

પુંજાની ચોરીની પદ્ધતિ જુદી હતી. ઉગમણે પા પોતાની ટોળીને વીણવાનું કામ સોંપી, ચારેબાજુ એકાદ–બે ચોકિયાત મૂકી એ ત્રાંસો ઉત્તર કે દક્ષિણ દિશામાં વહી નીકળતો. સીમ સાચવવા નીકળ્યો હોય તેમ એ કોઇની દૃષ્ટિમાં પડે તોય વાંધો ન હતો. એ બાજુ નિર્ભય છે કે નહિ, એ જોઇ લીધા પછી એ પાછો પોતાની ટોળી તરફ જતો જેટલું કામ થયું હોય તેટલું જ ત્યાં રહેવા દઈ એ નવી જોઈ આવેલી જગાએ માણસોને રવાના કરતો

અત્યારે એ આથમણી પાસ પોતાના માણસો મૂકી, દક્ષિણમાં દેવાના ખેતરની તપાસ કરવા આવ્યો હતો. એની પાસે બીજો માણસ હતો. તે એક ખેતરવા છેટે જ ઊભો રહ્યો. ભીમાના આવ્યા પછી બાપ–દીકરો રાત્રે ચોકી કરવા નીકળે છે, એ એની જાણ બહાર ન હતું. પરંતુ એ એકલો ખેતરમાં પકડાય એવો જ ક્યાં હતો? એ તો સીમનું રખેવાળું કરતો હતો એટલે ખેતરમાં તો આવે જ ને?

પુંજો ખાતરી કરવા વેણોને વીંધતો ખેતર ચીરી રહ્યો હતો. સમડીથી થોડે છેટે પગલાં પડ્યાં કે તુરત બંને બાપ–દીકરો સફાળા ઊભા થઇ ગયા. ભીમાએ ધારિયાના હાથાને ચપસીને ઝાલતાં પૂછ્યું : "કોણ? કોણ છે એ?"

પુંજો અવાજ સાથે સતેજ થઈ ગયો. પોતાના કારસ્તાન કોઇથી અજાણ્યા ન હતાં, એની તો એને ય ખાતરી હતી. ફક્ત નીડર થઇ કોઇ સામનો કરવા તૈયાર ન હતું, એટલું જ. ચંદાના પ્રસંગ પછી પુંજાએ ભીમા માટે ગમે તે ધાર્યું હશે, પરંતુ ધાડ વખતે એણે જે શૌર્ય, હિંમત અને સાહસ બતાવ્યાં ત્યારથી તો પુંજાનેય ખબર પડી ગઈ હતી કે એના દાવમાં આવી ગયા તો છૂટવું મુશ્કેલ હતું.

પુંજો તરત ભીમાનો અવાજ પારખી ગયો. એણે જોડે ઊભેલી બીજી આકૃતિથી દેવાની પણ કલ્પના કરી લીધી. એના હૃદયમાં એકાએક

થઈ ગયું કે બસ! ચૂક્યા તો ખેલ ખલાસ! એ બે જણા આજ સીધો ઘેર જવાજ નહિ દે.

અને એના મગજમાં આવું ઠસી ગયા પછી એ ચૂકે ખરો? ‘પહેલો ઘા રાણાનો’ માની એણે સામો જવાબ આપ્યા વગર એક છલંગ મારી નજીક આવતાં ઘા ફેંક્યો.

બંનેમાંથી કોઈને ય આટલા ઓચિંતા હુમલાનો ખ્યાલ ન હતો. એનું લાંબું ધારિયું વીંઝાઇને જેવું ઘા કરવા જાય છે તેવું નીચે લટકતા સમડાના ઝાંખરાને ઘસાઇને આંચકો ખાઇ ગયું. ઝાંખરું કપાઈને ઘા નીચે આવે તે પહેલાં બંને ખસી ગયા.

થઈ ચૂક્યું! ભીમાને હવે વિચાર કરવાનો અવકાશ જ ન રહ્યો. એણે પુંજાનો ઘા ખાલી ગયો એવો જ સામો ઘા કર્યો. એણે ઘા તો પગમાં કરવા ધાર્યો હતો, પણ પુંજાના નસીબે કહો, કે એનો ઘડો ભરાઈ રહ્યો હોવાને લીધે કહો, એ ઘા ચુકવવા તો ગયો, પણ એને એવી લચક આવી ગઇ કે એનું માથું ઝૂકી ગયું. ભીમાનો જુસ્સાભર્યો ઘા સીધો ખભાને છોલતો અર્ધે ગળે જઈ પહોંચ્યો. પુંજાનું ઉગામેલું ધારિયું હાથમાંથી છૂટી ગયું, પણ માનવનું મનોબળ શું નથી કરતું? એણે નીચા નમી ધારિયું લેવા પ્રયત્ન કર્યો.

ભીમો ફરીથી બોલ્યોઃ “ભૂંડા! શું કરવા હવાત્યાં મારછ? તારો કાળ......”

ભીમો વિજયમાં બેફામ રહે તે પહેલાં પુંજાએ ધારિયું ઊંચક્યું. દેવો ઘા કરવા જતો હતો ત્યાં ભીમાએ રોક્યોઃ “ના, બાપા! તમે લોહીથી હાથ ના રંગશો. મને...” અને બીજા ઘાએ પુંજો ગબડી પડ્યો. લોહીથી ખાબોચિયું ભરાઈ ગયું. ચાંદનીમાં લાલ લોહી ચમકી રહ્યું. પુંજાએ પડચાંપડચાં છેલ્લો ધમપછાડો કરી જોયો પણ એનું આવી બન્યું હોય ત્યાં શું? એણે દુઃખની મારી તો નહિ પણ કૈં યાદ આવ્યું હોય તેમ છેલ્લી શક્તિ વાપરીને ચીસ નાંખી.

દૂર ઊભેલો પેલો માણસ અવાજ આવતાં ચેતી ગયો. એની વહારે આવવા જેટલી તો હિંમત ન રહી, પણ એ લોકો એમના કામમાં રોકાયા હશે માની એ ખાતરી કરવા નજીક આવ્યો. એ ખેતરને સામે

છેડે જ એણે ઊંચા થઇને કોઇ દેખી ન જાય તેમ નજર ખેંચી જોઇ. બે ઓળા કેં વિચારમાં પડયા હોય તેમ સૂનમૂન નીચું તાકી રહ્યા હતા.

એકેયનો વિચાર ખૂન કરવા સુધીનો તો ન હતો, અને હશે તો ય એની ગંભીરતા અત્યારે પ્રત્યક્ષ થતાં થોડી પળ બેઉ વિચારશૂન્ય બની ગયા.

હવે બીજો ઉપાય જ શો હતો ? આ પાર તો દૂર સરી ગઇ હતી. વચ્ચે આડો દરિયો હતો. તરીને પેલી પાર ન જાય તો વચ્ચે જ ડૂબી મરવાનું હતું. ઝૂકાવ્યા વિના તો છૂટકો જ ન હતો. એક ઓળો નીચો નમ્યો. એણે ખૂનથી હાથ ખરડયા હતા એટલે પૂરું કર્યું.

હવે વિચારનો, સારાસારનો કે ધર્માધર્મનો પ્રશ્ન જ કયાં હતો ? જેમ બને તેમ આમાંથી કેમ છટકી જવું એ જ વિચારવાનું હતું. એકે લાશને એના જ કપડામાં વીંટી લીધી. બીજાએ ધડકતી છાતીએ આજુબાજુની જમીનની માટી ભેગી કરી, ચારે બાજુ ઊડેલા છાંટાની સાક્ષી કપાસની વેણો પણ ન પૂરે માટે ચોમેરની વેણો કાપી નાખી, અને એટલી જ શામાટે ? એવો ય કોઈ ને વહેમ ન આવે માટે બબ્બે આંબ સુધીની વેણો જાસ્સો કર્યો હોય તેમ જુવાને ઝપાટાબંધ સુવાડી દીધી.

કોઇ પણ જાતની નિશાની ત્યાં ન રહી જાય તેની પૂરી તકેદારી રાખ્યા પછી જુવાને લાશનું પોટલું ઉઠાવ્યું. વૃદ્ધને માથે પુરાવાનો સરંજામ હતો.

એ ખેતરમાંથી બહાર નીકળે તે પહેલાં પેલો સાક્ષી ધીમે પગલે અદશ્ય થયો. બિચારો માનવ ! પાપ કરે છે ત્યારે એને એટલું ય ભાન નથી રહેતું કે કોઇ ને કોઇ એનું એ કર્મ નીરખી રહ્યું છે—છેવટ કોઈના અભાવે—જગતનિયંતા પ્રભુ તો જાણે છે, એ ય તત્કાળ પૂરતું તો ભૂલી જાય છે !

એમને સ્વપ્ને ય ખ્યાલ ન હતો કે એમનું આ બધું કર્મ એક માનવીએ સગી આંખે જોયું હતું. ઝપાટાબંધ, ચારે બાજુ નજર કરતા, બોલ્યાચાલ્યા વગર, પોતાની હદ ઓળંગી પરહદમાં જવા એ પગ ઉપાડતા હતા.

એ દિશાએ ગામની હદ પૂરી થતાં, પરગામની જ નહિ, પણ પરરાજ્યની હદ શરૂ થતી હતી. વચ્ચે નદીના વહેણથી પડી ગયેલું કાળું કોતર બંને સરહદોને જુદી પાડતું હતું.

કોતરના નામ જેવી જ એ જગા કાળી હતી. ઝાડીમાં ધોળે દા'ડે માણુસ સંતાઇ રહ્યું હોય તો ખબર ન પડે. પહેલાં બહારવટિયાનો મુકામ ત્યાં જ રહેતો. અત્યારની ધાડોના માણસો પણ ત્યાં હોવા જોઇએ એમ ઘણાને શક હતો. ઘણા ગુન્હાના પુરાવા આ સ્થળેથી મળી આવતા. ગુન્હો ગમે ત્યાં થતો પણ આ બે રાજ્યની સરહદ ઉપર એને દફનાવવા પ્રયત્ન થતો.

ઘણા ગુન્હાના પુરાવાથી પોલીસ અમલદારો પણ તરત અનુમાન કરી લેતા—જે હદમાંથી પુરાવો મળે તેની વિરૂદ્ધ હદમાં જ ગુન્હો બન્યો હોવો જોઇએ. અને છતાં ગુન્હેગારો એની એ જૂની યુક્તિ અજમાવ્યા જ કરતા.

અર્ધાથી પોણા કલાકની અંદર એ કાળિયા કોતરની સામી સરહદે અગ્નિનો ભડકો થયો. શબ ઓળખાય નહિ તેવું દઝોડિયું થતાં સુધી ચિતા સળગાવનાર બંને પુરુષો પાપભર્યાં હૃદયે સૂનમૂન ઊભા રહ્યા.

દૂર દૂરથી પાંચ–સાત માણસો એ બળતી ચિતાને જોઇ રહ્યા હતા, એનો તો એમને સ્વપ્ને પણ ક્યાંથી ખ્યાલ હોય? !

પાપ કદી ઢાંક્યું રહ્યું છે, કે રહે ?



## (૨૩)

## પકડાયા



રામાને લાંબા ગાળા સુધી વેર લેવાની જે તક નહોતી મળી, તે આજ બીજાના ભોગે મળી ગઇ. બંને ઓળાએ જેવા કાળા કોતર તરફ પગ ઉપાડયા, કે તરત અત્યારસુધી સ્થિર ઊભા રહેલા રામાના પગ વીજળીવેગે ગામ તરફ વળ્યા.

વેર વાળવાની આવી તકો જીવનમાં ભાગ્યે જ એકાદ–બે વખત મળી આવે છે. વગરસાહસે, વિનાજોખમે મળેલી આ તક રામો ગુમાવે તેવો ગાફેલ ન હતો.

એના હૃદયમાં સાથીનો જીવ ગયાની લાગણીને બદલે, જે સરસ મોકો મળ્યો હતો, તેનો ઉત્સાહ વહેતો હતો. પુંજાને અને એને શો સંબંધ? રામો કૈં એના જેવો નાગો માણસ ન હતો, એનો બધો વ્યવહાર સીધો સરળ હતો. ફક્ત એને કોઈની સાથે વેર હોય તો દેવા સાથે જ. અને દેવા સાથે ય એને શાનું વેર? વંશપરંપરાથી ચાલતું આવેલું એટલું જ ને? પુંજા જેવો એ ખૂની હોત તો અત્યારસુધી વેર વાળ્યા વગર રહ્યો હોત? પુંજાનો સંગ કરવાય એ ક્યાં ગયો હતો?

ફક્ત આ મોસમમાં જ એ સાથે ફરતા હતા; પણ ફરતા હતા એટલું જ. રામો એ લૂંટ જોતો –જાણતો બધુંય. એમાંથી એકાદ–બે વખત દારૂ પીધો હશે એટલું જ. એણે એમાંથી પૈસો લીધો ન હતો. ઊલટો એ કોઇ કોઇ વાર આ સારું નથી થતું એવી સલાહ પણ આપતો.

રામામાં મૂળે એ કોમનું લોહી જરા ઓછું ખરું. એ વાણિયા જેવો હિસાબી ય ખરો. પુંજો અંદર ભળ્યો એટલે એના મને નવો જ રસ્તો શોધ્યો. અંદરઅંદર એ બે લડી મરે તો આપણે શું? જ્યાં ત્યાં બેમાંથી એકનું ખૂન થાય એટલે પત્યું. એથી વેર ય વળે, છૂટી પણ શકાય, બંને રીતે લાભદાયી હતું.

પુંજાને અને એને એવું અંતરનું હેત નહોતું કે દુઃખ લાગે. એનું હૃદય તો ઊલટું 'પાપનો ઘડો ભરાવા આવ્યો છે' એમ માનતું હતું. આજ એ ઘડો ભરાઇ ચૂક્યો!

હવે જે કરવાનું હતું એય રામાને અભિમાન લેવા જેવું હતું ને? એ બાતમી ન આપે, સાક્ષીમાં ન હોય તો ખૂન ઊડી જ જાય. પોતે જ એમને શિક્ષા–ફાંસી, જનમટીપ–કરાવી શકશે ને? ફાંસી થાય તો તો ટાઢા પાણીએ ખસ જાય! જનમટીપ થાય તોય એકનો તો ફેંસલો જ ને? વીસ વર્ષ સુધી ઓછો દેવો જીવવાનો હતો?

એ ઉત્સાહમાં રામાના પગ ઝપાટાબંધ ઊપડતા હતા. એ સીધો જ મુખીને ઘેર આવ્યો. ફળિયામાં પેસતાં કૂતરાં ભસી ઊઠયાં. બહાર આંગણામાં

સૂતેલો વરતણિયો જાગી ગયો. એણે માથું ઊંચકી જોયું તો એક માણસ હાંફળોહાંફળો આવતો જણાયો. સફાળા બેઠા થઇ જતાં વરતણિયાએ બૂમ મારી: "કોણ એ?"

"કોઇ નહિ, એ તો હું..."

"કોણ, રામા મોટા?" વરતણિયો સાદ પારખી ગયો.

રામો નજીક આવીને ઊભો રહ્યો. એના મોંમાંથી હાંફ માતો ન હતો. મૂળે ઉમર થઇ, ભારે શરીર, અને આવો પ્રસંગ—એનું આખું શરીર રેબઝેબ થઈ ગયું હતું.

વરતણિયો તરત પ્રસંગની ગંભીરતા સમજી ગયો. એણે પૂછ્યું: "શું છે? કંઇ નવાજૂની..."

શ્વાસ ખાઇને રામો બોલ્યો: "મુખી ઘરમાં છે ને? બોલાવ ઝટ!"

વીસ વર્ષથી આ એક જ નોકરી કરતા રણછોડ વરતણિયાના મગજમાં કૈં કૈં વિચારો આવી ગયા. એણે ધીમે ધીમે મુખીને બે-ત્રણ બૂમ પાડી. કોઈએ જવાબ ન આપ્યો.

જે વખત જતો'તો તે રામાને મન અમૂલ્ય હતો. એણે ઉતાવળથી કહ્યું: "એમ ધીમે ધીમે શું?—જોરથી બૂમ પાડને!" અને હજુ એ એનો અમલ કરે તે પહેલાં એણે જાતે જ તાણીને બૂમ પાડી: "મુખી! મુખી!"

"કોણ એ?" તરત અંદરથી જાગ્યાની બૂમ પડી.

"પુંજાનું ખૂન!"

"કોણે કર્યું?"

નવી આપત્તિ સાંભળી મુખી વિચારમાં પડયા. ખૂન વખતે પોલીસ અમલદારોના મુકામ, ગામડાગામમાં સગવડના અભાવે થતી દોડાદોડ, મુખી-વરતણિયાને વગર લેવાદેવાએ સહન કરવી પડતી હાડમારી, ખરા-ખોટા આરોપીઓ ઉપર થતો અત્યાચાર, ખર્ચનો થતો રોળ, એ બધો જેને જાતઅનુભવ છે, એને તો સ્વાર્થ ન હોય તો આપત્તિ જ લાગે.

"તમે જાતે ખૂન કરતાં જોયું છે?"

"હા, હા, ચાલો. હું મુદ્દામાલ સાથે પકડાવું."

"આપણી હદમાં જ છે ને?"

"થયું તો આપણી હદમાં–પણ ત્યાં સુધીમાં હદ બહાર જતું રે'શે." રામો ઊભો થતાં બોલ્યો.

મુખીનો હવે બીજો કોઈ ઉપાય ન હતો. રામો પોતે ફરિયાદ નોંધાવવા તૈયાર થયો હતો. ભીમા અને દેવા પ્રત્યે મુખીને પક્ષપાત તો હતો જ. ભીમો તો એનો ભાઈબંધ હતો. જો પોતે ઢીલ કરે તો ગુનેગાર ઠરે. છતાં તેણે રામાને ટાઢો પાડતાં કહ્યું: "મારા ભાઈ, બેસો તો ખરા. એમ ખૂનીઓ આગળ આપણે બે જણ જઈને શું કરવાના હતા?"

"પણ ત્યાં સુધી......"

"એ હું સમજ્યો," મુખીએ એને આગળ બોલવા જ ન દીધો: "બીજા વરતણિયાઓને આવવા દો. એવું કામ કરી બેઠેલા માણસોનો શો ભરોસો?" અને રણછોડ ખભે ડાંગ મૂકી ચાલ્યો એટલે ઉમેર્યું: "વાર ના લાગે, જાણે ગયો નથી."

મુખીએ કામની શરૂઆત તો કરી દીધી પણ રામાને પૂરો વિશ્વાસ ન આવ્યો. મુખી એમના વલણનો છે એવી સ્પષ્ટ ખાતરી થવાથી એને સાધારણ સહેલું લાગતું કામ પોતે જો મક્કમ નહિ હોય તો રોળાઈ જશે એમ લાગી ગયું. એ ઊભો થયો. જતાં જતાં એણે કહ્યું: "હું જરા ઘેર જતો આવું. ત્યાં સુધીમાં તમે તૈયાર રહો."

રામાએ ઘેર જઈ પોતાના મોટા પુત્ર ભાવાને તૈયાર કર્યો. બીજા પોતાના વળના બે માણસો સાથે લીધા. એમને ઝાંપે ઊભા રાખી એ મુખીને બૂમ પાડવા ગયો.

પાંચ વરતણિયામાંથી અણીને વખતે એનું જ ઠેકાણું પડ્યું. મુખીએ અકળાતાં કહ્યું: "સાળા અત્યારે ય ક્યાં મર્યા હશે?"

"ચાલો, ચાલો, મુખી!" રામાએ આવતાં પાછી ઉતાવળ કરી.

"અરે, ભાઈ! જુઓ તો ખરા; વરતણિયાનું ઠેકાણું ક્યાં છે?"

"મારો બેટો લુચ્ચો!" મનમાં બબડી રામાએ કહ્યું: "ચાલોને, એમનું શું કામ છે? મેં બે ત્રણ માણસ ઊભા કર્યા છે."

છેવટ કોઈ ઉપાય ન રહ્યો ત્યારે મુખી તૈયાર થયા. સાત જણ એ બનેલા બનાવવાળા ખેતરે પહોંચ્યા ત્યારે રામાએ વખત ન બગાડતાં

દૂરથી જ જગા બતાવી દીધી અને જે બાજુ એ બંને જણા માથે ગાંસડી લઈને ગયા હતા તે તરફ એ આગળ ચાલ્યો. થોડે છેટે ગયા. કાળા કોતરનો ફાંટો આવ્યો. કોતર હજુ દૂર હતું. કાળી ઝાળના ઓળા પાધર પ્રદેશમાં છેટેથી દેખાતા હતા. થોડાં ડગલાં આગળ ગયા ને અગ્નિના ભડકાનો પ્રકાશ ઊંચે ચઢતો જણાયો.

"એ...એ જુઓ!" રામાએ એ તરફ આંગળી કરતાં કહ્યું.

"પેલી બાજુ લાગે છે." મુખીએ દૂરથી જ અનુમાન કરી લીધું. ઊંચે ટેકરે એ ચઢયા ત્યારે ચિતા બળતી સ્પષ્ટ જણાઈ. આગળ જવાની કોઈ હિંમત કરી શકયું નહિ. ઝાડ ઓથે છુપાયેલા માણસો એમને દેખાયા નહિ.

બધા થંભીને ઊભા એટલે રામાએ કહ્યું: "ઝટ ઓલવાશે નહિ તો મુદ્દામાલ બળી જશે."

મુખી: "આપણને ત્યાં જવાનો અધિકાર શો?"

રામો: "આપણી હદમાં ગુન્હો બન્યો હોય તોય?"

મુખી: "ગમે ત્યાં બન્યો હોય, પણ અત્યારે તો એ પારકી હદમાં છે ને?"

રામો: "પણ ત્યાંસુધીમાં તો બળીને ભસમ થઇ જશે."

મુખીએ રસ્તો બતાવ્યો: "એમ હોય તો તમે ત્યાં એ ગામના પોલીસ પટેલને જઈ જાહેરાત કરો."

રામો બધો રંગ પારખી ગયો હતો. એણે વધુ વખત ન બગાડતાં જવાની તૈયારી કરી: "તમે તમારે અહીં ઊભા રહો. અમે જઈ આવીએ."

રામો પોતાના માણસો સાથે ઝપાટાબંધ કોતર ઊતર્યો. ચિતા ધીમી પડી હતી. ત્યાં કોઈ માણસ હોય તેમ જણાયું નહિ. એનામાં વધુ હિંમત આવી. સરકારી કાયદો એક બાજુએ મૂકી એણે ચિતા તરફ પગ ઉપાડયા. બળતાં લાકડાં આઘાં પાછાં કરી નાખ્યાં. ખરી રીતે લાકડાં નહિ પણ એ ઝરડાં જ હતાં. રામાએ ઝરડાં ખેંચી ન લીધાં હોત તો ય મુડદું બળી ન જાત. કાળા પડી ગયેલા એ મુડદાને ઓળખવાની દરકાર કર્યા વગર રામો માણસો સાથે આગળ ચાલ્યો.

ગામમાંથી મુખી આવ્યો. મુડદું બહાર ખેંચી કાઢયું. વરતણિયા

તથા ભંગીની ચોકી મૂકી, મુખીએ પોતાના પોલીસ અમલદાર ઉપર જાહેરાત ફાડી.

છતાં રામાની ઈચ્છા પૂરી સફળ તો ન જ થઈ. એ પોતે જ લાશને ઓળખી શકતો ન હતો. પણ આ ઘા એ ચૂકવાનો ન હતો.

એણે જાતે ચોરામાં જઈ જાહેરાત આપી, ખૂનનો કેસ ! વાર લાગે ?

બે વાગ્યાની અંદર તો બંને ગામમાં પોલીસ અમલદારોના મુકામ આવીને પડ્યા. ત્યાં લાશનો પંચ કેસ થયો. અહીં ગુનેગારોની તપાસ ચાલી.

બાપ-દીકરો કોઈ જાતનું નામ-નિશાન રહી જવા ન પામે તેની ખાતરી કરી, મોડી રાત્રે ઘેર આવીને સૂઈ ગયા હતા. પાપનો કીડો ઓછો કોઇને ઊંઘવા દે છે ? કંકુએ મોડું થવાનું કારણ પૂછ્યું તો ખરું, પણ દેવાએ જવાબ ન આપ્યો એટલે એનો સ્વભાવ ઓળખતી એ ફરી ન બોલી.

બહુ વાર નહિ થઈ હોય. એમ તો બેએક કલાક વહી ગયા હશે. પરોઢિયું થવાની તૈયારી જ માનો ને !—અને બંનેને ચોરાનું તેડું આવ્યું.

દેવાને સ્વપ્ને ય ખ્યાલ ન હતો કે પોતાનું પાપ આટલું વહેલું ઉઘાડું થઈ જશે. હવે પ્રભુની એવી જ મરજી છે તો એને છુપાવવું એ પણ વ્યર્થ જ, એમ માની એણે જુદો જ નિશ્ચય ઘડી કાઢ્યો.

રામો હવે મુખીથી ચોખ્ખો ઉઘાડો પડી ગયો હતો. એણે પોતાનાં માણસોની ચોકી ગોઠવી દીધી હતી. એને ય હવે પોતે ગાફેલ રહે તો બધું કર્યુંકારવ્યું ધૂળમાં મળે એમ હતું, એટલે મુખી સાથે વહોરવી પડશે તો વહોરી લેવી એવો એણે પાકો ઠરાવ કર્યો હતો. એણે દેવા-ભીમાને અને મુખીને ખાનગી વાત કરવાનો વખત જ ન આપ્યો.

મુખીએ એવો પ્રયત્ન કરી જોયો હશે, ભીમાની ય ઈચ્છા હશે કે નહિ એ એ જાણે, પણ દેવાને હવે કોઈની જરૂર ન હતી. એણે તો મન સાથે એક જ દૃઢ નિશ્ચય કરી લીધો હતો, અને એમાં એ મક્કમ હતો.

મુડદા ઉપર બેસીને ય ઉજાણી કરતા પોલીસ ખાતાનો મુકામ આવતાં રસોઇની તૈયારી ચાલી. એક માનવપ્રાણીના ખૂનની તપાસ કરતાં પહેલાં એમણે બીજા કેટલા જીવોની હત્યા કરાવી એની તપાસ

કોણ કરે ? તે વખતનું વાતાવરણ જોઇને કોઇ પણ સહૃદયી માનવીને કમકમાટી આવે ! આ લોકોને ખૂનની કંઈ કિંમત હશે ? એમને મન તો એ રોજનું કામ ! મુકામ થાય-સૂવાબેસવાની સગવડ થાય-હોદ્દા પ્રમાણે મહાજાની વ્યવસ્થા થાય-મિષ્ટાન્ન પાણી બને-પીણાની સગવડ થાય-આ બધું ય એક સાથે થવા ઉપરાંત વ્યક્તિગત જરૂરિયાતો પૂરી પડયા પછી જ કામની શરૂઆત થાય !

છેવટ ગુનેગારોના જવાબ લેવાનો વખત થયો. પોતે ધાર્યું હોય તે પ્રમાણે જ જવાબ મળવો જોઇએ, અને ન મળે તો આસામી જૂઠો જ છે, પોતાની માન્યતામાં તો ભૂલ હોય જ નહિ, એવા ગુમાનમાં પોલીસ-ખાતું જે અત્યાચાર વર્તાવે છે, એને માટે તો એ જગજાહેર છે. સરકાર-કાયદો પોતે પણ એ દલીલને સ્વીકારે છે. પોલીસખાતાનો જવાબ 'માર'ના બહાને કોર્ટ ખોટો પણ ઠરાવે છે. પણ બિચારો કાયદો-ન્યાય એમાં કંઇ ફેરફાર કરી શકતો નથી.

ભીમાના હૃદયમાં ગમે તેટલું મંથન થતું હોય પણ દેવાએ એને એકની એક જ વસ્તુ કહ્યા કરી. છેવટ સુધી એને જ પકડી રાખવાની હતી. તદ્દન જૂઠી-પોતાની નાલેશી કરતી એ વાત ભીમાને શી રીતે માન્ય હોય ?

"પણ......"

ભીમાને દેવાએ મોઢામાં ડૂચો માર્યો હોય તેમ કંઇ દલીલ જ ન કરવા દીધી: "મરતી વખતે મારું મોત તો સુધરવા દઇશ કે નહિ ?"

"પણ ગુનેગાર તો......"

"જો પાછો, મેં શું કહ્યું ?" ભીમાના શબ્દો પૂરા થતાં પહેલાં જ દેવાએ વાત દાબી દીધી: "મારે તારું કશું સાંભળવું નથી. મેં કહ્યું એટલું જ તારે કહેવાનું છે."

"પણ બાપા......"

"પાછો બોલ્યો ?" ભીમાનો ગમે તેવો વિચાર હશે પણ એને દેવાની ઇચ્છાને તાબે થવું જ પડ્યું.

દેવાને જવાબ લેવા જુદી ઓરડીમાં પૂર્યો ત્યારે આજ પહેલવહેલો મુખીને પોતાનો ઘૂસણિયો સ્વભાવ ન રાખ્યાનો પસ્તાવો થયો. એણે

પોતાની મુદત દરમ્યાન ખપ પૂરતો જ અમલદારો સાથે સંબંધ રાખ્યો હતો. ગુન્હા વખતે કે એમનાં અપ્રમાણિક કાર્યો સમયે એણે તટસ્થ વૃત્તિ સેવી હતી. જો એણે ધાલમેલ રાખી હોત તો આ કેસમાં એ દેવાને સારી મદદ કરી શકત. શંકરરાવ ફોજદાર એના સ્વભાવથી સારી રીતે પરિચિત હતા. અત્યારે જો એ સ્વાર્થ બતાવે તો જરૂર વહેમાયા વગર ન રહે. વળી દેવાને મળવાનો એને વખત મળ્યો ન હતો. જવાબ કેવા થાય છે એ ઉપર આધાર, એમ માની એ બેસી રહ્યો હતો.

પણ જવાબ તો વળી નહિ ધારેલો જ થયો. શબને દફે કરવામાં, પુરાવાના નામ નિશાન નાશ કરવામાં, જેણે આટલી સાવચેતી રાખી હતી, વળી એને કાંડાકાંડ કોઈએ પકડ્યો ય ન હતો, છતાં આટલી સહેલાઈથી એ ગુન્હો કબૂલ કરી દેશે એમ કોણે ધાર્યું હોય?

આખો ગુન્હો દેવાએ પોતાને માથે લઈ લીધો હતો! પોલીસખાતું બંનેને માથે નાખવા પ્રયત્ન કરતું હતું. ભીમાએ ય એનો એ જ જવાબ આપ્યો. પોલીસે એનો ઉપાય અજમાવી જોયો. છેવટે પોતાનું ધાર્યું ન થયું ત્યારે પોતાનું અનુમાન અંદર ઘુસાડી કાગળિયાં કર્યાં.

બંને આરોપીઓને હાથકડી કરી તાલુકે લઈ ગયા. પરહદમાં પડેલા મુદ્દામાલ માટે માગણી કરી.

આખા ગામમાં હોહા થઈ રહી.



## (૨૪)

## ત્રણ દિવસમાં



"મા! મા!" ચંદાએ કંકુને બોલાવી. બિચારી કંકુની શી દશા થઈ હતી! રાતોરાતમાં શુંનું શું થઇ ગયું એની એને બિલકુલ ખબર ન હતી. લોકોની પેઠે એણે ય સવારના પહોરમાં એ પકડાયા ત્યારે જાણ્યું. એનો જીવ કાંઈ કાયર ન હતો; પણ બાપદીકરો બેઉ

જતાં એ હતાશ થઇ ગઇ.

રામો એમનો સાત પેઢીનો દુશ્મન એનાથી બનતું કર્યા વગર નહિ રહે, પોતે ઘેર એકલી; એની ય એને ચિંતા ન હતી. પણુ પાછાં નાનાં એ છોકરાં, હાથ-પાંગોઠાં પછાડી જીવવાનો મહેનતુ અવતાર. દમિયલ શરીર અને ઉપરથી ખૂનનો ગુન્હો! શી સજા થશે? એના ચિત્તનું ત્રણુ દિવસથી ઠેકાણું ન હતું.

ચંદાએ આગલી સાંજે વાત જાણી. એનાથી હવે પિયરમાં રહી જ કેમ શકાય? એની પ્રતિજ્ઞા પૂરી થઈ. એ સવારના પહોરમાં જ સાસરે આવવા તૈયાર થઇ.

માબાપ તો એનો સ્વભાવ જાણુતાં હતાં. બીજા લોકો ય નહોતા જાણુતા એમ નહિ; છતાં આવું વિચિત્ર વર્તન જોઇ કોઇનાથી બોલ્યા વગર રહેવાય?

"છોડી! આ તે તું શું કરે છે? હવે ત્યાં જાછ એનો શો અરથ છે?" અને જે વસ્તુ કોઇ છુપાવતું તેને બીજું ખુલ્લું પણુ કરતું: "તું એમ જાણુ છ કે એ છૂટશે? એ આશા રાખતી હોય તો જવા દેજે! છાનીમાની બીજું......" પણુ ચંદાનો ચહેરો જોઇ બોલનાર એટલેથી જ અટકી જતું.

પણુ ચંદા પોતાના એકકે કાર્યમાં ક્યારે કોઇની સલાહ લેતી હતી કે આ વખતે લે? એવાં હજાર જણુ એને ના કહે એથી શું વળે? રયજી તો એને સારી રીતે ઓળખતો એટલે કશું બોલ્યો જ નહિ. એણે ફક્ત મૂકવા આવવાની જ માગણી કરી.

"ના, ના, બાપા! હું એકલી આવી'તી, તો મારાથી એકલું નહિ જવાય?"

આખું ગામ આ જતી છોકરીને જોઈ જ રહ્યું, જાણે એનાથી ઘડીનો ય વિયોગ ન સહેવાતો હોય તેમ ચાલવામાં અડચણુ કરતાં સાડા-ઘાઘરાનો કચ્છ માર્યો હતો. એના એક હાથમાં લુગડાંની પોટલી હતી. બીજા હાથની ખાલી મૂઠી વાળી હતી. પગની સપાટો સામસામી ભેગી કરી એણે માથે મૂકી હતી. હલકારાની પેઠે હેલા લેતી એની કાયા પિયરનાં ઝાડવાં ઓળંગી રહી હતી, જાણે એ ઊડી રહી હતી

એના હૃદયમાં અત્યારે કોઈ જાતની વિવશતા ન હતી. ભાવીની મૂંઝવણ ન હતી. સાહસો કરવા જ જાણે જન્મેલો એનો આત્મા, આવા પ્રસંગોએ ઉલ્લાસમાં આવતો હોય તેમ શરીરમાં સમાતો ન હતો.

ભીમાનો વિયોગ એને ડંખતો પણ દુઃખતો નહિ. એનો પ્રેમ વિયોગથી નિર્બળ થવા કરતાં, આવા સ્વમાનશીલ જીવન પ્રસંગોમાંથી અમી પીતો. સામાન્ય માટીમાંથી ઘડાયેલાં માનવીને આવા વખતે ભાવીનું દુઃખ જોઈ જે ઉદાસીનતા આવે તે એનામાં ન હતી. એ તો જાણે એની કીકીઓમાં ભીમો રમતો હોય અને ઉશ્કેરતી હોય તેમ કહી રહી હતી: "શાબાશ! હવે તારું જીવ્યું સાર્થક! ગભરાઈશ નહિ, હું બેઠી છું ત્યાંસુધી તારે ઘરની શી ચિંતા છે?"

એ ધૂનમાં ને ધૂનમાં, એ સાસરીના સીમાડામાં પ્રવેશી. મદમસ્ત તોફાની સાંઢને જોઈ જેમ ઢોર ભડકે તેમ દૂરથી ચંદાને આવતી જોનારા ભડકતા! ચંદા! વારૈયાની વહુ આવી! આ વખતે? શું શળીએ ચઢવા?

પાધરમાં એ પ્રવેશી ત્યારે પાણી ભરતી પાણિયારીઓ થંભી ગઈ. કૂવામાં દોરડું નાખેલી એક સ્ત્રી પાછું વાળીને 'ચંદા આવી!' જોવા ગઈ ત્યારે એના હાથમાંથી દોરડું સરી જઈ અંદર પડ્યું!

આખા ગામમાં ખૂન કરતાંય વિશેષ દોડાદોડ થઈ રહી. ખૂન તો અનાદિ કાળથી થતાં જ આવ્યાં છે. માણસનું મરવું એ કૈં નવાઈનો બનાવ છે? પણ આ......

ઘરમાં પ્રવેશતાં જ એણે બૂમ પાડી: "મા! મા!"

કંકુએ બારણા તરફ આંખો તો ઊંચી કરી, પણ એને ઓળખાણ ન પડ્યું હોય તેમ એ અવાચક તાકી જ રહી. કદાચ એની આંખ જે જોતી હોય તે હૃદય માનવા ના ય પાડતું હોય!

નીચે પોટલી મૂકતાં ચંદાથી કંકુનો ફિક્કો અને રુક્ષ ચહેરો જોઈ પુછાઈ ગયું: "મા! મને ના ઓળખી?"

"કોણ તું? તને ના ઓળખું?" કંકુએ કહ્યું તો ખરું પણ એને નામ ન જડતું હોય તેમ એ ખોળવા લાગી.

"મા! હું......"

"હા! તું તું તું......" પણ કંકુથી આગળ લવો ન વળ્યો.

ચંદા કંકુની સ્થિતિ સમજી ગઈ. એ એની પાસે નીચે બેસી જતાં ભેટી પડી. એનું હૈયું ભરાઇ આવ્યું. મા ! હું તમારી વહુ, ચંદા, મને ના ઓળખી ? ”

“ મારી વહુ ? ચંદા ? ” કંકુ જાણે એ વાત સાચી છે કે નહિ, એમ છાપરાને પૂછતી હોય તેમ ઊંચે તાકી રહી.

પાડોશમાંથી બેચાર બૈરાં આવ્યાં. એમણે કંકુની સ્થિતિ કહી. આજ એ ત્રણ દિવસથી સૂનમૂન હતી, પણ ચિત્તભ્રમનાં તો આજે જ સ્પષ્ટ ચિહ્નો જણાયાં. આવનાર તરફ એ ઊંડી વેદના અનુભવતી હોય તેમ તાકી રહે છે. એનું એકવડિયું, દમિયલ અને હાડપિંજર જેવું શરીર, ત્રણ દિવસથી પૂરું ખાધા વિના આવેલી અશક્તિ, ઊંડી ઊતરી ગયેલી આંખો, લમણાથી ગળી ગયેલા પણ વચ્ચે માથામાં રહેલા સુક્કા વેરાયેલા વાળ, અને બધાં ઉપરાંત એના ચહેરા ઉપર દેખાતી ખિન્નતા જરૂર લાગણી પ્રેરે એવી હતી, ને તેમાંય એવું માનસ પોતાના મગજની સમતુલા ગુમાવે ત્યારે દુશ્મનને ય અનુકંપા આવ્યા વિના કેમ રહે ?

ચંદાના હૃદયથી આ આઘાત ન સહેવાયો. એ જીવનમાં કોઈ વખત નહિ રડી હોય તેટલું અત્યારે રડી. મર્દની પેઠે ઘડી પહેલાં આવતી આ સ્ત્રીને રોતી જોઈ પાડોશણો તો શિયાવિયા થઈ ગઈ. નાનાં નણંદ-દિયર ઘણે મહિને ભાભીને ઘેર આવેલી જોઈ આનંદમાં તો આવ્યાં હતાં, પણ ત્રણ દિવસ ઉપર બનેલો બનાવ એ નાનાંય સમજતાં હતાં. કોઈ તો વળી એમને કહેતું કે સરકાર હવે એમને ઘેર આવવા જ નહિ દે. ફાંસીની વાત એમને બિલકુલ સમજાતી નહિ. એ બિચારાં કોને પૂછે ? ઘરમાં મા વિના કોઇ હતું નહિ, અને મા તો એમને લઈ ગયા ત્યારથી બહેરી અને બોબડી થઈ ગઇ હોય તેમ લાખ વાર પૂછવા છતાં સાંભળતી નહિ, અને કશો જવાબ પણ આપતી નહિ.

અને કાલે મા સહેજ વાતવાતમાં કેટલું રોઇ હતી ? કાલ બિચારી જેલીએ જનમટીપની વાત સાંભળી. એને કેમેય કર્યું યાદ નહોતું રહેતું, પણ ભાઇ-બાપને ત્યાં લઈ જવાના હતા એમ સમજી એ મનમાં યાદ રાખ્યા કરતી ભાઈ પાસે આવી.

એણે કહ્યું: “ અલ્યા ભાઇ ! બાપાને અને ભાઇને જનમટપમાં લેઇ

જવાના છે એ ટપ કેવું હોય?"

રાહાની કલ્પનાશક્તિમાં કૈં ઊતર્યું નહિ પણ એને રસ્તો સૂઝી આવ્યો. એણે હર્ષમાં આવી જતાં કહ્યું: "ચાલ. માને પૂછીએ, એણે દીઠું હશે!"

બંને બાળકો મા પાસે દોડ્યાં. મા ઊંચી આંખ કરે તે પહેલાં જેસી બોલી: "મા! બધા વાતો કરે છે કે બાપા અને ભાઈને જનમટપમાં લઈ જવાના છે, તે તેં જનમટપ જોયું છે?"

માના મગજમાં શૂન્યતા હતી. એમાં ભાવ હશે પણ બહુ ઊંડા. લાગણી હશે પણ સહેજસહેજમાં ઉશ્કેરાય તેવી આળી નહિ. છોકરાંના બોલ સમજવા જેટલું એનું મગજ સ્થિર ન હતું. આ બે બાળકોની લાગણીને લીધે જ એની એ સ્થિતિ થઈ હતી. એ કૈં બોલ્યા વગર તાકી જ રહી.

બે દા'ડાથી રડ્યા કરતી કંકુને બીજાં બૈરાં આશ્વાસન આપતાં પણ એ છાની નહોતી રહેતી. સવારમાં નેમચંદ શેઠે એને બહુ બહુ સમજાવી ત્યારે પોતા તરફ આંગળી કરી એ બહુ રડી, એ બંને બાળકોને ખબર હતી. પણ માણસ રડે ય કેટલું? બપોરની એ જરા શાંત પડી હતી. છતાં બાળકોને એ પહેલાંની મા નથી જ એમ લાગતું હતું.

અમસ્તી અમસ્તી 'મારા બેટા' કહી ખોળામાં લેતી મા આજ પૂછ્યા છતાં ય જવાબ નહોતી આપતી એ ફેર કૈં બાળકોની આંખથી અજાણ્યો રહે?

ઓશિયાળી થતી જેસીએ ફરી પૂછ્યું: "કે'ને મા! તેં જોયું છે? મામાના ગામ જેટલું આઘું હશે કે વધારે?"

મામાનું ઘર તો એક જ ગાઉ દૂર હતું. ઘણા ય વખત રાહો પોતે એકલો મામાને ઘેર જતો રહે એમ જેસીને વાતવાતમાં કહેતો. તેમાં વળી 'જનમટપ' મામાના ઘર જેટલું દૂર હોય ત્યારે તો પૂછવું'તું જ શું? એણે સ્વાભાવિક રીતે કહ્યું: "હેં મા! મામાના ઘર જેટલું જ છે? ત્યારે તો હું ય જનમટપમાં જવાનો... ..."

બિચારી માનો મહાપરાણે બાંધેલો બંધ તૂટી પડ્યો. એણે તો

વગર સમજણે કહ્યું હતું, પણ માના હૃદયમાં તો જાણે પોતાની પાસેથી એને ય કોઇ ખૂંચવી જતું હોય તેટલો આઘાત થયો.

મા રડી, પુષ્કળ રડી, બેભાન થઇ જતાં સુધી રડી ! અને આજ આ ભાભી આવી તે ય રડતી'તી ? બધાંને થઇ શું ગયું છે ?

જેલી તો ભાભીની સાથે મસ્તી સુધ્ધાં કરતી હતી. ભાભીનાં કાન-પટિયાં પકડી એ એને ગળે બાઝી પડતી ત્યારે ભાભી એને કેટલી બચીઓ કરતી ? મા ખિજાઇને મારતી ત્યારે એ કેવી બોલાવીને પંપાળતી ? અને એ બધા ય કરતાં એ રોટલા કરતી ત્યારે ઊનાઊના કેવા મીઠા લાગતા !

ભાભીને જોતાં એ બધું સાંભરી આવ્યું. મા પાસે તો એને જતાં બીક લાગતી હતી. ભાભીનું મોં એવું કૈં નહોતું લાગતું ફક્ત રડવાથી એનું મોઢું લાલ થઇ ગયું 'તું એટલું જ !

હળવે રહીને એ ભાભીના ખોળામાં ગોઠવાઈ ગઈ. ચંદા હવે જ પૂરા ભાનમાં આવી. એને પોતાની સ્થિતિ સમજાઇ. એણે જેલીના માથે હાથ ફેરવતાં પૂછ્યું: " જેલીબેન ! મા તારી જોડે બોલે છે કે નહિ ? "

રાહાને વળી ભાભી સૌ કરતાં વધુ ગમતી. મા અકળાય ત્યારે મારતી. બાપા મારતા નહિ પણ આંખો કાઢતા, ત્યારે રડી જવાતું. ભાઇ તો વળી મારતો ત્યારે ગાલ જ લાલચોળ બનાવી દેતો. ફક્ત ભાભી જ એને મારતી તો ય મીઠું લાગતું. અને એ મારતીય ક્યારે ? અમસ્તી અમસ્તી ટપલી મારે એ જ કે બીજું ? પણ એ ફાટેલી ચડ્ડી સાંધી આપતી, ખોવાયેલી પેન ખોળી આપતી, બપોરની છૂટીમાં કચૂકા, તુવેર, ચણા કે એવું કૈંનું કૈં શેકી આપતી. ખેતરમાંથી સીતાફળ, બોર, જાંબુ એવું એવું લાવતી. એના ' કોપ 'માંથી થોડો ચા પણ આપતી. અને એ સૌ કરતાં મીઠું વહાલ કરતી એ વધારાનું.

ભાભી જ્યાંસુધી નહોતી બોલી ત્યાં સુધી રાહો છેટે ઊભો હતો. પણ એ બોલી, એના લાલ ચહેરા ઉપર હમેશની મીઠાશ આવી, આંખમાં તેજી આવી, એટલે રાહો ઝાલ્યો રહે ?

જેલીને બોલવા દીધા વગર એ વચ્ચે જ બોલી ઊઠયો : " મા તો ભાઇને પકડી ગયા ત્યારની બોલતી નથી." ભાભીના જગતમાં ભાઇનું જ

મહત્ત્વ હતું, એ વસ્તુ બાળકે ભાઈ સાથે બાપનો ઉલ્લેખ કર્યો વિના વ્યક્ત કરી.

ખાવાનો વખત થઈ ગયો હતો છતાં ઘરમાં એની કૈં પ્રવૃત્તિ જણાતી ન હતી એટલે ચંદાએ પૂછ્યું : "રાહાભાઈ ! તમે ખાધું કે નહિ ?"

જેલી બોલી ઊઠી : "મા ખાવાનું જ ક્યાં કરે છે ? એ તો આમ છાનીમાની બેસી જ રે'છે."

"મા ખાતી ય નથી ?" માનો દેખાવ જ એ વાતની સાક્ષી પૂરતો હતો છતાં ચંદાએ ચૂલા આગળ જતાં પૂછ્યું.

છોકરાં પાછળ ગયાં. રાહાએ કહ્યું : "કાલ મણીભાભીએ પરાણે ખવડાવ્યું ત્યારે વળી એક કોળિયો ખાધું હતું."

"તે તો તરત ઓકી કાઢ્યું'તું ને ?" જેલીએ યાદ દેવડાવ્યું.

"ત્યારે તમે શું ખાતાં'તાં ?" ચંદાએ ચૂલામાં મોરવણ મૂકતાં કહ્યું.

"મણીભાભી એક વખત રોટલા આલી ગઈ'તી. અને ફરી વેળા એને ઘેર લેઈ ગઈ'તી." રાહાએ કહ્યું.

ચંદાને હવે આ ઘરની જવાબદારીનો ખ્યાલ આવ્યો. બે બાળકો ઉપરાંત સાસુનું પણ જો ચિત્ત ઠેકાણે ન બેસે તો એની સંભાળ લેવી એ કપરી કસોટી હતી. પોતાના મનના ભાવોને એક બાજુ હડસેલી એ ખાવાનું તૈયાર કરવાના કામમાં પરોવાઈ.

ત્રણ દિવસથી ઘર અવઝડ પડ્યું હોય તેમ પુંજો ય એટલો પડ્યો હતો. પાણિયારામાં એક માટલી સિવાય બીજાં બેડાં ખાલી હતાં. ચૂલા આગળની હાંલ્લીઓ ટેવાયેલી બિલાડીએ મોં ઘાલી ઊંધી વાળી હતી. નહોર વતે ચૂલાની રાખ ઉડાડી હતી. એને મારવા જેલીએ ફેંકેલું લાકડું રસ્તા વચ્ચે પડ્યું હતું. પાછળ વાડામાં ભૂખની મારી બકરીએ બાંધેલું દોરડું તોડી નાખ્યું હતું. ભેંસ કંકુ વિના બીજાને દોહવા દેતી ન હતી. બળદને રાહો પાણી બતાવી આવતો પણ પોતાના ધણીને ન જોતું એ પશુ પગ ઉપર ઊભા રહેવા જેટલું જ ઘાસ ખાતું. એના પેટના ખાડા ગમાણમાં ઘાસ હોવા છતાં ત્રણ દિવસથી પુરાયા ન હતા.

આ બધાં ઉપર ચંદાની દૃષ્ટિ ફરી વળી. આ બધાંનું પોષણ કરવું.

સંભાળ રાખવી ને પહેલાંની પેઠે વ્યવહાર ચલાવવો એ બધી કોઈના સોંપ્યા વગર એની ઉપર જ જવાબદારી આવતી હતી.

એણે ઉતાવળે ઉતાવળે એક રોટલો ઘડી દીધો. માટલીમાંથી થોડો ગોળ કાઢ્યો. રાહાને ખાવા બેસાડતાં એણે કહ્યું : "મારો ભઇ, નહિ! ખઇને આ બકરીને ચરાવવા લઈ જા. જોને બિચારી કેવી ચાપડા જેવી થઇ ગઈ છે !"

જેલી વચ્ચે બોલી : "ભાભી ! મને ગોળ નહિ આલે ?"

"તને નંઇ કેમ આલું ?" અને બીજો રોટલો તૈયાર થતાં એના ઉપર ગોળ મૂકી ચંદાએ જેલીને આપ્યો.

મા પોતે પ્રયત્ન કરશે તોય નહિ ખાય એમ લાગવાથી ચંદાએ બંને છોકરાંને ખવરાવી, બાકીના રોટલા કોઠલામાં મૂકી દીધા.

જેલીએ પૂછ્યું: "ભાભી ! તારે નથી ખાવું ?"

"મને હમણાં ભૂખ નથી. હું ને મા મોડાં ખઇશું." કહી ચંદા બીજા કામે વળગી.

માળિયા ઉપરથી થોડું ગોતું લાવી એણે ભેંસને મૂક્યું. સાસુનો સાલ્લો બદલી એ ભેંસ નીચે બેઠી. ત્રણ ત્રણ દિવસથી દૂધ ઉડાડી મૂકતી ભેંસનું બાવલું ફાટફાટ થઇ રહ્યું હતું. પાડું ધાવ્યું, પાસો મૂક્યો, પણ ચંદાએ શેડ કાઢવા આંચળે હાથ અડાડ્યો તેવો એણે હાથ પારખ્યો ને લાત નાખી ! ચંદાએ આંચળ મૂક્યા વિના દૂધની શેડ ફોડી, દૂધની ધાર ભેંસના મોઢામાં નાખી. ટેવાયેલી ભેંસ સમજી હોય તેમ બીજી લાત નાખી શાંત પડી. ચંદાએ ભેંસ દોહી લીધી. ઊભા થતાં એને પંપાળી. નવું ગોતું મૂક્યું.

બળદને એણે તાપ આવ્યો હતો તેથી વાડામાં બાંધ્યો. ઘાસનો પૂળો નાખ્યો. ગમાણ ચોખ્ખી કરી. નાથની ગાંઠ નાકમાં આવી'તી તે આઘી ખસેડી. પગની ખરીમાં છાણનો સૂકો ગળિયો ભરાયો હતો તે કાઢી નાખ્યો. છાણથી બગડેલી પૂંઠ ખંખેરી નાખી. એની માથાવટી ઉપર હાથ ફેરવતાં બચકાર્યો. બળદ નીચી આંખ કરીને જોઇ જ રહ્યો.

ઘરમાંથી પુંજો કાઢ્યો. રસ્તામાં અટવાતા કપડાંના ડૂચા વળગણીએ મૂક્યા. પાણિયારું વીંછળ્યું. નદીએથી પાણી ભરી આવ્યું.

બે ત્રણ કલાકે ઘર ઠાલું પડ્યું.

કંકુ બોલતી ન હતી પણ એની આંખો ભૂતકાળના પડમાં ફરતી હોય તેમ જોઇ રહી હતી. એના મગજમાં ધીમે ધીમે ઉકલી ગયેલી ગડો બેસતી હતી. જે છોકરાંનો એના મગજ ઉપર મોટામાં મોટો બોજો હતો એને કોઇએ ઉપાડી લીધો હોય તેમ એને માથું હળવું ફૂલ જેવું લાગવા માંડ્યું.

ત્રણ કલાક પછી ચંદાએ ફરી વાર કંકુને બોલાવી: "મા!"

"શું છે, બેટા?" કંકુના મગજમાંથી ત્રણ દિવસે આ પહેલવહેલો સીધો જવાબ નીકળ્યો. પણ એથી ચંદાને સંતોષ થયો નહિ, એને તો 'બેટા' ની જગાએ 'વહુ' સાંભળવું હતું, અને કંકુ જોકે એને કોઈ વખત બેટા કહેતી ય નહિ, એટલે હજુ બરાબર મગજ ઠેકાણે નથી એમ ચંદાનું ધારવું ખોટું ય ન હતું.

જેલી ભાભીને ગળેથી છૂટી પડતાં બોલી: "જોને મા, આ ભાભી આવી તોય તું નહિ બોલે?"

"ભાભી આવી?" કંકુ નહિ પણ અંદરથી કોઇ બીજું હસતું હોય તેમ એ હસી.

ચંદાના હૃદયમાં એ હાસ્યે જબરો આઘાત પહોંચાડ્યો. એ દા'ડે એ કંકુને ખવડાવી શકે તેટલી નજીક ન જઈ શકી. એણે ય તે દા'ડે અમૂળગું ન ખાધું.

કંકુને એણે હાથ ઝાલી ખાટલામાં સુવાડી ત્યારે એનું હૃદય ઝાલ્યું ન રહ્યું.

એ ય પથારીમાં પડી ઘણું રડી.

પણ એને સૂતી વખતના નણંદ–દિયરના શબ્દો યાદ આવ્યા: "ભાભી! હવે તું જતી નહિ રહે ને?"

"ના, ના, હવે તો તમે કાઢી મૂકો તો ય નહિ જવાની."

"હે ભાભી! અમે વળી તને ક્યારે કાઢી મેલીએ છીએ?"

"બા તો કે'તી કે તું તારી મેળે જતી રહી!"

"પણ પાછી હું મારી મેળે આવી ને?"

"હવે તું જઈશ નહિ ને ?"

"ના, ના," અને ચંદા મનમાં બોલી: "બિચારાં બાળકો મારી હૂંફે તો આટલાં ઊંઘે છે ! હું જ પછી હારી જાઉં તો એમનું કોણ ?"



## (૨૫)

## 'વહુ'-'બેટા'



તાલુકાની કાચી જેલના લોખંડી સળિયાઓએ કૈંક માનવીઓને જોઈ નાખ્યા હતા. ધાડપાડુ, ચોર, અને ખૂની એની નાની ઓરડીઓમાં ટૂંટિયું વાળી વગર પાથર્યે'ઓઢ્યે કેટલીય રાત્રીઓ સૂઈ રહ્યા હતા. મુલાકાત લેવા આવેલા માનવીઓથી એ અજાણ ન હતી. માનવજીવનમાં આવતી તડકીછાંયડી એ નિર્જીવ સળિયાઓએ પણ અનુભવી હતી.

પણ આજ સાત સાત દિવસથી એના નાના પેટમાં લાતો નાખતો જુવાન એણે આ પ્રથમ જ દીઠો. નીચે પડ્યો પડ્યો એ વિચારતરંગમાં લાતો ફેંકતો ત્યારે પ્લાસ્ટરવાળી દિવાલ પણ ધ્રૂજી ઊઠતી. એ બધું સ્વપ્નામાં થતું હોય તેમ એ વિચારતંદ્રામાંથી જાગતો ત્યારે બેબાકળો બની જતો. એના મગજમાં સમુદ્રનાં ઊછળતાં મોજાંની માફક વિચારો હેલે ચઢતા.

પુંજાનું ખૂન કર્યું એમાં ગુન્હો ? એનાથી કોને સુખ હતું ? કેટલાં ઘરોમાં એણે હોળી સળગાવી હતી ? ઘર કોચવામાં, લૂંટવામાં, સળગાવવામાં, શામાં એનો હાથ નહોતો ? સીમની પાંતીનું ય ક્યાં સુખ હતું ? કોઈનું બાળવું, ગોડવું, કાપવું, એકેયમાં એ અધૂરો હતો ? વાડ જ ચીભડાં ગળે તેમ એણે જ આ સાલ બધી સીમ ભેલાડીને ? વહેલાં-મોડાં આવતાં ગામનાં ઢોર એણે કેટલાં હાંકી મુકાવ્યાં હતાં ? કેટલી સ્ત્રીઓની એણે આબરૂ લીધી હશે ? કોઈ કહેતાં કોઈ, કાળો કાગડોય એના સારાનો સાક્ષી હતો ? બીજા તો જાણે ખોટું કહે, પણ એની બાયડી ય એનાથી સુખી હતી ?

છતાં એને કોઇ સજા નહોતું કરતું ! ચાર ચીભડાં તોડી જનાર જેલમાં જતા, બે ગાળો ભાંડનાર ઉપર ફોજદારી થતી, ફક્ત કાવતિયામાં નામ આવવાથી અટકમાં લેવાતા. દારૂડિયા હોવાના કારણે તોફાની મનાતા. લાંબી મૂછો ને વાળનાં ઝુલફાં રાખવાથી દાદામાં ગણતરી થતી. લાલ આંખ અને કરડા ચહેરાને લીધે ખૂનીમાં ખપતા. આ બધું હોવા છતાં પુંજાને કોઇ પૂછતું ન હતું. પોલીસ એની ભાઇબંધ હતી. ફોજદારનો ગામમાં મુકામ આવે ત્યારે એને મળ્યા વગર ન રહેતા. ખાનગી રીતે એ પોલીસ અમલદારોને મળતો–ભેટો આપતો, એ જુદું !

પણ એ બધું સાચું હોય, ઇશ્વરનાં દરબારમાં એની નોંધ લેવાઇ હોય, એથી કંઇ આપણી કાયદેસર સ્થપાયેલી સરકાર માને ? એ તો કાયદામાંથી જન્મી છે, કાયદાથી જીવે છે, એટલે કાયદેસર હોય એટલી જ વાત સાંભળે, સાચી માને. કાયદો સાક્ષી વિના તો કંઇ માનતો જ નથી. કોઇ કહેશે ખૂન, ચોરી, અત્યાચાર એવા ગુન્હામાં સાક્ષી ન હોય તો ? સાક્ષી ના હોય ? પરમેશ્વર વગર કોઇ જગા ખાલી નથી, એ તો ઘટઘટમાં વ્યાપી રહ્યો છે, તેમ સાક્ષી તો સચરાચર–જ્યાં જુઓ ત્યાં હોય જ. ન હોય તો તમે ખોટા. સાચા હો તો ખોટા ય સાક્ષી લાવો. તમે તો ત્યાં હતા ને ? સાક્ષીને એ કહો. તમારા અને એનામાં એક આત્મા વસેલો છે ને ? મારું–તારું–નો ભેદભાવ શો ? તમે જોયું અને એણે (સાક્ષીએ) જોયું એમાં ફેર જ નહિ ! ભલા માણસ, સાક્ષી તો જગતમાં સર્વ જગાએ વ્યાપેલો છે !

ભીમાએ, દેવાએ કે બંનેએ ખૂન કર્યું એનો સાક્ષી હતો એટલે એ ખરું; પુંજાનો કોઇ સાક્ષી નહોતો એટલે એ ગુન્હેગાર શાનો ?

ફક્ત ભીમાને એમાં ગુન્હો ન દેખાય એથી સરકાર એને જવા દે ?

પોતે ખરું કહી દે તો પોતાને ભલેને ફાંસી થાય, પણ બાપા તો છૂટે ને ? એ ઘેર હોય એટલે બસ ! બિચારી માનું કોણ ? નાનાં ભાઇ-બેનનું કોણ ? ખેતી જ શી રીતે કરશે ? આ મોંઘવારી, લડાઇ ! અમે બે પુરાયા તો જીવશે જ કેમ કરી ?

બાપા કહે છે એ બને ખરું ? એ ગુન્હો માથે લે એટલે હું છૂટી જાઉં ? ગમે તે એક જણ છૂટે એટલે બસ ! હું ઘરની સંભાળ રાખું

તો એ કૈં ઓછા બહુ ઘરડા થઈ ગયા છે કે ન રાખી શકે? ત્યાંસુધીમાં તો રાહોસ મોટો થઈ આવે ને? આટલી ઉંમરે એમનાથી જેલ વેઠાશે? ને ખોટી રીતે? મારા માટે? પછી મારે જીવીને શું કામ છે? પણ પાછા કહે છે ને, 'ભીમા! તને કૈં જીવ વહાલો છે માટે નથી કે'તો, હું તો હવે ખપપરવારી ઊઠ્યો છું. તારે તો હજુ એ ય સંભાળવાનું છે...'

ચંદા! એની ચિંતા આટલી બધી બાપાને ક્યાંથી લાગી? બાપા એની એ વાત કેમ સાંભરતા હશે? શું ચંદાનું બહાનું કાઢી એ મને બચાવી લેવા ફરે છે? ચંદા આવશે? ના, ના, જરૂર આવી ગઈ હશે. ત્યારે અહીં મળવા કેમ ન આવી? શું એને પોલીસે પેસવા નહિ દીધી હોય? ના, ના, પોલીસના બાપથી ય એ ના રોકાય! ત્યારે?

બાપને પૂરીને હું છૂટું એ એને ગમે?

કોણ છૂટે, હું કે એ? બંનેથી ન છુટાય? પણ એકેય ન છૂટીએ તો?

ઘર...ઘર...જરૂર...જરૂર, એવું ય થાય; અમે બંને ગુનેગાર છીએ એવી તો રામાની સાક્ષી છે.

ગુનેગાર જ ખરી રીતે કોણ છે? એમ તો મોટા મોટા ગુના કરનારા બહાર ફરે છે. પકડાય એ, અને ફસાઈ જાય એ જ ગુનેગાર. છટકી જાય એને કોણ પૂછે છે? હવે ના નસાય?

ભેજાનું દહીં થઈ જાય એવા આડા ને અવળા વધુ ને વધુ ગૂંચવતા વિચારો ભીમાના મગજમાં દોડતા હતા.

કેસ કમિટ થઈ ઉપલી કોર્ટમાં જવાની છેલ્લી જુબાની બાકી હતી. ભીમાને કૈં સૂઝતું ન હતું. અને એનું મગજ થાકતું ત્યારે ચંદા યાદ આવતી. એ આવે તો? એ કહે એમ જ કરવું? ક્યારે આવશે? નહિ આવે? ઘેર આવી હશે?

ત્રણ દિવસથી એના હૈયામાં એનું જ રટન ચાલતું હતું ત્યારે આજ એની આશા ફળી.

"હેં! ચંદા આવી?" એ ઊભો થઈને દોડવા ગયો. પેલા લોખંડી ધ્રુવ સમા અવિચળ સળિયા ત્યાંના ત્યાં જ એને સાચવતા ઊભા હતા. એણે બે હાથે સળિયા હચમચાવ્યા. એના કપડાંમાંથી ધૂળ ઊડી. માથા ઉપરના લુખ્ખા વાળ ફગફગ્યા. એની વિશાળ આંખો ખેંચાઈ. કપાળમાં

ત્રણ કરચલીઓ પડી. દાંત નીચે હોઠ આવ્યો.

દૂરથી જ ચંદાને આવતી જોઈ એણે ત્રાડ નાંખી: "તું આવી!"

ભીમાનો ચહેરો આંખની ભ્રકુટી અને ગળાનો સાદ ચંદાને હતાશ કરવા માટે પૂરતાં હતાં. હજુ ઘેરેથી તો આજ ચાર ચાર દા'ડે માંડ-માંડ કંકુનું ચિત્ત થોડું ઠેકાણે બેસાડીને આવી હતી અને વળી અહીં ભીમાને જોતાં જ એને ધ્રાસ્કો પડ્યો. એનું શું થવા બેઠું હતું?

"મારી વાટ જોતો' તો?" ચંદાએ વહાલભર્યા સ્વરે મીઠાશથી કહ્યું.

"ના જોઉં?" ભીમાએ હજુ ય સળિયા મજબૂત પકડ્યા હતા.

"ના કેમ જુએ? બોલ શું કહેવું છે?"

ચંદાએ એ બોલવા જાય તે પહેલાં પાછું કહ્યું: "જો પાછો પા કલાક જ ખાનગી વાત કરવાનો વખત છે, પછી પેલો પહેરાવાળો આવશે. માટે જે કહેવું હોય તે ઝટ કહી નાખજે."

"આટલા દા'ડા સુધી તું કયાં ગઈ'તી?" ભીમાએ વખત સામું ધ્યાન આપ્યા વગર જ પૂછ્યું.

"એ બધું હું પછી તને કહીશ. બોલ, તારી વાત પહેલી કરને." ચંદાએ ખાનગી વખતનો લાભ લેવા જણાવ્યું.

"સારું. બીજું કોઈ સાંભળતું તો નથી ને?"

"ના."

"આ ખૂન થયું તે તો તું માને છે ને?"

"જો પાછો..."

"પણ મારે એ જ કહેવાનું છે."

"કહે ત્યારે."

"કોણે કર્યું હશે? ધાર જોઈ."

"ધાર્યા કરતાં તું કહે ને!"

"હું એમ કહું છું," બહાર દૃષ્ટિ નાખી શકાય તેટલી નાખી જોતાં ભીમો બોલ્યો: "અમારા બેમાંથી કોણે કર્યું એ..."

"બોલ, બોલ, કોઈ અહીં તો નથી."

"એકને બદલે બીજો ગુન્હો ઓઢી લે તો તને ગમે કે નહિ?" ભીમો બહુ જ ધીમેથી, ચંદા માંડ સમજી શકી તેમ બોલ્યો.

"પણ કોણ ઓઢી લે છે?" ચંદાએ એના તરફ આંગળી કરી બીજી આવેલી કોટડી તરફ જતાં ઇશારાથી કહ્યું: "તું કે બાપા?"

"ગુનો કરનારને બદલે બીજો."

"હં!" ચંદા વિચાર કરતી હોય તેમ અટકી.

"બોલને, તે પૂછવા તો હું તારી વાટ જોતો 'તો."

"મોટો કે નાનો?"

"ગમે તે."

"એ પે'લું કે'!"

"મોટો......"

"ને નાનો..." ચંદાએ કરડે ચહેરે પૂછ્યું: "બાપને ધકેલી દીકરો છૂટી જાય એમને?"

"એ કે' છે."

"ને તને ગમે છે?"

"ના, ના,..."

"ત્યારે?"

"હું તો ના જ કહું છું..."

"પછી?"

"દીકરા માટે બાપ એટલું કરે." હાથને ઊંધો વાળતાં એણે સમજાવ્યું. "ખોટી રીતે. અને તું દીકરો બાપને ધકેલી મૂકે?"

"હું તો ના કે'તો 'તો..."

"વળતી?"

"બહુ બહુ કહ્યું..."

"હં!"

"પણ છેવટ તારું બહાનું કાઢ્યું."

"એટલે?"

"એક જતાં બેને સજા થશે."

"હં!" ચંદાનો જીવ અંદર મૂંઝાતો હતો.

"મારું તો ગણકાર્યું જ નહિ."

"સમજી. તારે લીધે મારે ય સજા ભોગવવી પડે, એમને!"

ભીમાએ ડોકું હલાવ્યું.

"ચંદાને તું ઓળખે છે કે નહિ?"

ભીમાએ મીઠું હાસ્ય કરતાં કહ્યું: "સારી રીતે!"

"પછી?"

"તે માટે તો તને પૂછું છું."

"પણ તારો શો વિચાર છે?"

"મારો વિચાર તે એવો હોય? પણ..."

"પણ–બણ રે'વા દે. એક જ વાત કર. કોણ વેડે? બાપ કે...?"

"એ તો હું સમજું છું."

"ત્યારે?"

"એ નથી માનતા."

"હું મનાવીશ." ચંદા હુકમ કરતી હોય તેમ બોલી: "ચંદાને એવું નાલેશીભર્યું સુખ નથી જોઈતું, સમજ્યો? સુખ સુખ એટલે શું? બોલ હવે કૈં પૂછવું છે?

"ના, એટલું જ."

"કહી દેજે ત્યારે ભર કોર્ટમાં જે સાચું હોય તે. ચંદા તો એમાં જ સુખી છે."

"એ તો હું સમજું છું."

"જાણું છું?" ચંદાએ ગર્વભર્યું કહ્યું: "આપણે તો હજુ જુવાન છીએ. એકબીજાના ટેકા વિના ચલાય તેટલું આપણમાં જોમ છે. અત્યારે આપણે એકલાં નહિ ચાલી શકીએ તો ક્યારે ચલાશે?"

ભીમો ચંદાને સાંભળી જ રહ્યો.

"કેમ મોડું થયું તે કહું?" ચંદા પગ તપ્યો હોય તેમ સહેજ પગ ઊંચો કરતાં બોલી: "તારા કરતાં આજ બાપાની ઘેર વધારે જરૂર છે. મા તો લાકડીનો ટેકો જતાં પડી ગઈ છે. એના ચિત્તને ઠેકાણે લાવતાં આજ ચાર દા'ડા થયા. હજુ ય ક્યારે પડી જાય તે શું કેવાય? એમને આવતાં મા ઊભી થશે, ટટાર થશે, નાનાં છોકરાંને એમનો બાપ મળશે. અને તું?"

માનવી માનવીના હૃદયમાં કેવી ગણતરી હોય છે? દેવો શું માનતો

હતો ? ભીમાએ શું ધાર્યું હતું ? કંકુ શું ઝંખતી હતી ? અને ચંદાએ શું ધારી લીધું ?

આવી બાઈ હશે ખરી ? ક્યા ઝનુસ્સા ઉપર જીવતી હશે ? એની નસોમાં કયું લોહી વહેતું હશે ? એના દેહને આટલો ટટાર રાખનારો આત્મા કેવો હશે ?

ચંદા આગળ બોલી: "તું આવતાં મા ને દીકરો મળશે, છોકરાંને ભાઈ મળશે એટલું જ કે વધારે ? અને હું ને તું એક છીએ કે બીજાં ? હું છું, એ તું જ છે ને ?"

ભીમો શું બોલે ?

ચંદાએ છેવટ કહ્યું: "ભીમા ! હજુ આ તો આપણી ગણતરીઓ છે ને ? કદાચ એમાંથી એકે ય......" અપશુકન કર્યા વગર બોલી: "હું છું પછી ઘરની કશી ચિંતા કોઈને શું કરવા કરવી પડે ? મેં તને ઓળખ્યો ત્યારથી એ મા મારી થઈ. તારાં ભાઈબેન એ મારાં જ." કાંડું બતાવતાં એણે આગળ કહ્યું: "આ કાંડા ઉપર ચૂડીઓ છે એટલે એમ ના માનતો કે એમાં હૈવત નથી..."

"ના, ના, એવું હું..." ભીમો વચ્ચે બોલ્યો.

"બસ, ત્યારે ! ઘરની ચિંતા જવા દે. મારી વાત મનમાં લાવીશ નહિ." પોતાના પેટ તરફ દૃષ્ટિ નાખી એણે કહ્યું: "હવે મારે તારી પડી છે ય શી ? કાલ ઊઠીને હું એકની બે થઈશ..."

બંને ઘડીભર ભોંય ખોતરવા લાગ્યાં.

પહેરેગીર આવી પહોંચ્યો. ચંદા નિર્બળતા બતાવ્યા વગર જવા તૈયાર થઈ. એણે નયનથી ભીમાને વધાવી લીધો.

આટલી હિંમતથી વાત કરતી એ સ્ત્રીનું હૈયું 'ચંદા ! ચંદા !' એમ ભીમાએ છેલ્લી વિદાયગીરીમાં કહ્યું છતાં પાછું ન જોઈ શક્યું. એણે ફક્ત ઊંચો હાથ કરી આંગળાંની મૂંગી ભાષામાં કહ્યું: "મેં શું કહ્યું ? હિંમત રાખજે !"

દેવાની સાથેની મુલાકાતમાં તો એને પાંચ જ મિનિટ મળી હતી.

એણે નીચું જોઈ રહેલા દેવાને આજ પહેલી વખત ખુલ્લે મોંએ બૂમ પાડી: "બાપા !"

દેવાએ વહુનું લાજ કાઢયા વગરનું મોં જોઈ પાછું નીચું ઘાલ્યું.

ચંદાએ દેવાને ફરીથી બોલાવ્યો : "બાપા ! ઊંચું જુઓ ! હવે હું તમારી વહુ નથી રહી; હું તો તમારો દીકરો થઈને આવી છું."

"હેં ! બેટા ! શું કો' છો ?" દેવાને એમાં કૈં સમજ ન પડી.

"સાચું કહું છું" ભીમાની ઓરડી તરફ આંગળી કરતાં એ બોલી: "એમને પણ એ જ કે'તી આવી. અમે જુવાન છોકરાં આજ એકલાં ઊભાં રહેવાને બદલે તમને ઘરડાંને ઊભાં રાખીએ, એ સારું કહેવાય?"

"શું કહ્યું, તમે વહુ ?" દેવો જૂની ટેવ પ્રમાણે બોલ્યો.

"બાપને ગળે ટૂંપો દે એને તે દીકરો કહેવાતો હશે, બાપા ?"

દેવો હવે ચંદાના કહેવાનો ભાવાર્થ સમજી ગયો. એને બાંધી લેવા બોલ્યો: "વહુ ! મારું છેલ્લું વેણ નહિ રાખો ?"

"બાપા ! એ શું બોલ્યા ? તમારું વેણ હું ના રાખું ?"

દેવો હર્ષમાં આવી ગયો. એણે પ્રફુલ્લિત ચહેરે કહ્યું: "વહુ બેટા ! મારું એ જ કહેવું છે ને ?"

"ખરું છે. બાપનું વેણ દીકરો ન રાખે તો કોણ રાખે? પણ દીકરાને બદલે બાપ હોમાય એને વેણ ના કહેવાય, હોં ! ભા !"

દેવાએ બાજી ખસતી જોઈ. એ બોલે તે પહેલાં ચંદાએ કહ્યું: "બાપા ! બીજા છોકરાને કદાચ બાપને મારીને જીવવાની આશા હશે, પણ આ ચંદા એવું ન જીવે. મરેલું જીવવું એના કરતાં જીવેલું મરવું એ જ મને તો ગમે."

દેવો સમજી ગયો કે ભીમો હવે પોતાનો નથી રહ્યો. છતાં એણે પાસો ફેંકી જોયો: "પણ વહુ તમારે મારું મોત બગાડવું છે ?"

"ભા ! એમાં તમારું મોત નથી બગડતું પણ અમારું જીવતર અને મોત બેય બગડે છે. અને ચંદા એવું કદી બનવા દે ?"

દેવાએ નિરુપાય થતાં કહ્યું: "બીજો ઉપાય ?"

"એમાં બીજો ઉપાય જ નથી. અવાય તો તમે આવજો. નહિ તો હું તો ઘેર છું જ ને ?"

દેવાને હજુ હમણાં જ પોતાના સ્વાર્થ બહારની વાત સમજાઈ.

એણે ઝબકીને જાગતાં કહ્યું: " ના, ના વહુ ! તમે શું કામ તમારી જિંદગી...... "

" શું બોલ્યા ભા ! જિંદગી ? હજુ તમે મને ના ઓળખી ? " દેવો ભૂતકાળ યાદ આવતાં શરમાઇ ગયો. એણે કૈં જવાબ ન આપ્યો.

પહેરેગીરને દૂરથી જોતાં જ એણે વિદાય લીધી. જતાં જતાં એણે જવાબની રાહ જોયા વગર એટલું કહીને જ ચાલવા માંડયું : " શું કહ્યું બાપા, ! હું તમારો બેટો જ છું, હોં ? "

બિચારા જેલના સળિયા ય મૂઢશા એ જતી સ્ત્રી તરફ તાકી જ રહ્યા !



## ( ૨૧ )

## જનમટીપ



વખતને જતાં કૈં વાર લાગે છે ? શ્રાદ્ધપક્ષનો સૂર્ય ઋતુક્રમણ કરીને પાછો આવી ગયો. એનો એ જ ઓતરાચિતરાનો બાજરીવાઢ તાપ ! લળી પડેલાં બાજરીનાં ડૂંડાં પવનની લહેરમાં નમી પડતાં હતાં. કપાળેથી પરસેવાના રેલા ઉતારતા ખેડૂતો બાજરીની ઓળ કાપી રહ્યા હતા.

ગઈ સાલના ખેતરમાં જ, પણ જે ભાગમાં બાજરી હતી તેનાથી ઊંચાણના ભાગમાં આ સાલ બાજરી કરી હતી. ઘરનું કામકાજ કરી રોટલા લઈ બપોરે આવતી કંકુમાં અત્યારે ગઇ સાલ જેટલી શક્તિ કે શુદ્ધિ ન હતી. નાનાં રાહો–જેલી ઉંમરમાં એક સાલ વધ્યાં હતાં.

એ છોકરાં નિશાળે હતાં. સમડાને ડાળે ખોઈ બાંધી કંકુ ચંદાના બે–અઢી મહિનાના છોકરાને હીંચકા નાખતી હતી. ચંદા, ભાગિયો અને બીજા બે મજૂરો બાજરીની ઓળ ઝપાટાબંધ કાપી રહ્યાં હતાં.

બપોર થયા. સૂર્ય માથે આવ્યો. ભથવારીઓ માથે ભાથું લઇ રસ્તા ઉપર આવતી જણાતી. નાનું બાળક પવનમાં હીંચકા આવવાથી ઊંઘી ગયું. કંકુએ અફીણની કાંકરી મોંમાં નાખી. અફીણનો અમલ થતાં એને વખતનું ભાન થયું. ખાવાનો વખત થઈ ચૂકયો હતો, પણ અધૂરી ઓળ પૂરી કરી લઈએ, એ ધૂનમાં ચંદા બાજરીની ઓળમાં

સૌથી આગળ હતી. સહેજે અર્ધો–પોણા કલાકનું કામ હતું.

કંકુએ બૂમ પાડી : "ચાલને વહુ ! ખાધા પછી પૂરું કરજે."

ચંદાએ ચાલતા હાથને બંધ પડવા દીધા વગર બીજા હાથ વતી કહ્યું: "થાય છે હવે, શી ઉતાવળ છે ?"

ચંદામાં આટલી શક્તિ ક્યાંથી આવી ? સવારના પહોરમાં વહેલી ઊઠી એ છાણવાસીદું કરી લેતી. બપોરના ભાથા માટે રોટલા, શાક કે કઢી તૈયાર કરી, પછી વખત વધતો તો ઉતાવળી ઉતાવળી એ નદીએથી પાણી ભરી લાવતી; બાકી રહે તેટલું કામ સાંજે ખેતરમાંથી આવ્યા પછી પૂરું કરતી. રાત આખી જાણે કામ કરવા બનાવી હોય તેમ તે અર્ધી રાત સુધી ગડમથલ કર્યા જ કરતી. દિવસ આખો તો ખેતીના કામમાં જ ગાળતી.

ભીમાને અને દેવાને, બંનેને જનમટીપની સજા થઈ ત્યારે ઘણાંએ ભાખ્યું હતું કે ચંદા હવે બીજે ગયા વિના નહિ રહે. એમાં નવાઈ પણ ન હતી. વીસ વીસ વર્ષ સુધી પતિની રાહ જોઈ પોતાનું જીવન ઘસી નાખે એવી સ્ત્રી એ ન્યાતમાં હજુ પાકી નહોતી, અને ભૂતકાળમાં કોઈ પાકી હોય તોય ચાલુ પેઢીએ જોઈ કે સાંભળી ન હતી. વળી નાતરિયા નાતમાં નજીવી વાતમાં પણ સ્ત્રી બીજે જાય, ત્યાં જનમટીપમાં ગયેલા પુરુષની પત્ની બીજે જાય તે સ્વાભાવિક હતું. એટલે લોકો એવી ગણતરી કરે એમાં કૈં નવાઈ પણ ન હતી.

પણ ધારેલું બધું ઓછું સાચું પડે છે ? અને તેમાં ય એક ને એક બે જેવી સામાન્ય ગણતરી પણ ખોટી પડે ત્યારે કોને નવાઈ ન લાગે ? ચંદા બીજે ન ગઈ. એણે ધણી–સસરો હતા તે વખત પ્રમાણેની ખેતી ચાલુ રાખવાનો ઈરાદો રાખ્યો હતો. વચ્ચે મરણઘાંટી જેવી સુવાવડ આવતી હતી. કંકુના ચિત્તનું ઠેકાણું ન હતું. ભીમાએ એના ઉપર શોક્ય લાવવા આણેલા શંભુ મહેતાના બસો રૂપિયા આપવાના હતા, એ તકાદો કરતા હતા. નેમચંદ શેઠ મદદ કરશે એ આશાએ ચંદાએ એમની પાસે માગણી કરી હતી; પણ સ્મશાનવૈરાગ્યની પેઠે એમનો ધાડ વખતનો રાગ ઓસરી ગયો હતો. પોતાના દોઢસો રૂપિયા તો લ્હેણા નીકળતા હતા, એની કદાચ શરમમાં ઉતાવળ ન કરે, પણ બીજાના રૂપિયા એ એવા ક્યાં આપતા ફરે ? છતાં એમણે વખત વરતી હા તો પાડી, એક શરતે. દોઢસો રૂપિયામાં એમને ત્યાં બે વીઘાં

જમીન ઘરાણે તો હતી પણ મહેતાને રૂપિયા આપી દે તેના બદલામાં બીજાં બે વીઘાં જો એ આપે તો શેઠ તૈયાર હતા. શેઠની વાત સાંભળી ચંદાના વળનો પાર ન રહ્યો ! શું હું મિલ્કત વેચી દેવા આ ઘરમાં રહી છું ? શેઠ એમ માનતા હશે કે હવે ઘરમાં કોણ કમાનાર છે, એટલે બધી જમીન આપણી જ છે ! પણ ના, ના, હું જીવું છું ત્યાં-સુધી ઘરના એક ખીલા સરખીય ચીજ કોણ લેનાર છે ?

માથે દેવું જ શા માટે જોઇએ ?

ચંદાએ પોતાની તોલા સોનાની હાંસડી, કંકુના બે તોલાના વેલ્લા, ભીમાનો અર્ધા તોલાનો હાથે પહેરવાનો ઘોડો અને જેલીનાં પગનાં કલ્લાં વેચી દેવું ભરી દીધું. નેમચંદ શેઠ અને શંભુ મહેતા બંનેને ચૂકતે—આના પાઈ સાથે આપી દીધા. પોતાનો તો જાણે ઠીક પણ વહુનો શણગાર જતાં કંકુને માઠું તો લાગ્યું, પણ ચંદા લીધી વાત મૂકે ત્યારે ને ?

વચ્ચે સુવાવડ આવી. ચંદાને પુત્ર અવતર્યો. એનો છોકરો એટલે કહેવાનું હોય ? શરીરે મજબૂત હતો. ભીમાની મોં—કળા અને ચંદાની ગોરાશ ! દાદાનો બાંધો અને દાદીના અંગૂઠા ! હનુમાનજી જન્મતાંવેંત સૂરજ તોડવા કૂદ્યા હતા કે નહિ, એ તો પ્રભુ જાણે, પણ ચંદાનો પુત્ર તો જન્મતાં વેંત રડારોળ કરવાને બદલે રમવા લાગ્યો, હાથપગ ઉછાળવા લાગ્યો અને બચબચ ધાવવા લાગ્યો !

દસ દિવસમાં ચંદા હરતીફરતી થઈ. પંદરમે દહાડે ઘરમાં કામ-કાજ કરવા લાગી, માણસોને અડી, અને વીસ—પચ્ચીસ દા'ડા પછી તો પ્રસૂતિની માંદગી જાણે એને આવી જ ન હોય તેમ પહેલાંની માફક બધી પ્રવૃત્તિમાં ભળી ગઇ.

માથે વરસ આવ્યું. એક બળદ હતો એટલે સૂંઢલ કરી, દસ વીઘાં ખેતી કરી. બાવટો—બાજરી—જુવાર—ડાંગર—તુવેર વગેરે ખાવાનું અનાજ વાવવા ઉપરાંત બે વીઘાં કપાસ પણ કર્યો હતો.

લોકો તો એનું કામ જોઈ છક જ થઈ ગયા. કચ્છ મારી એ કામે વળગતી ત્યારે ભલભલા પુરુષને પણ આગળ જવા ન દેતી.

" આ બાઈ તો ગજબની કહેવાય."

" આજની ગજબ છે ? સાંઢ નાથ્યો તે કૈં ઓછી વાત છે ?"

" આના આગળ સાંઢનો શો હિસાબ ! ધણીનું મોં વીસ વરસ

સુધો જેલની બહાર તો જોવાનું નથી, છતાં આખા ઘરનું કામ માથે ઉપાડીને ફરે છે, પણ એના હૃદયમાં દુ:ખની સહેજ પણ લાગણી નથી."

કોઈને હજુ શંકા આવતી એટલે એ કહેતો: "મને તો હજુ પૂરી ખાતરી નથી..."

"શાની?" વચ્ચે બીજો પૂછતો.

"એ ઠેઠ સુધી રહે એમ હું નથી માનતો."

"કેમ?"

"ઘર ચલાવવું એ તમે જેવુંતેવું માનો છો? આપણે આટઆટલાં પાંગોઠાં તોડીએ છીએ તોય પૂરું નથી થતું, તો એ એકલીને ત્રણ જણનું પૂરું કરવાનું, ઘરમાં કોઈ આદમીએ નહિ; કયાં સુધી એનો જુસ્સો રહેવાનો છે? બે–પાંચ વરસ હોય તો ખેંચી કાઢે, પણ વીસ વરસ સુધી..."

"તારી એ ભૂલ છે. વીસ વરસ સુધી શું કામ ગણે છે?"

"કેમ? જનમટીપ એટલે..."

"બે અઢી વરસ તો એમાંથી છૂટનાં કપાઈ જવાનાં. જેલમાં કોઈ જાતનું તોફાન–ગુન્હો ન કરે તો બે–ત્રણ વરસ એ માફી મળે, છગન પંદર વર્ષે છૂટીને આવ્યો ને?"

બીજો: "અને વળી વચ્ચે રાજાને ત્યાં આનંદ–ખુશાલી હોય, ગાદીએ બેસવા જેવો પ્રસંગ હોય, રાજકુંવરનો જનમ હોય, તેવાં ય બે–પાંચ વરસ ભાગ્ય હોય તો મળે, એ જુદાં!"

ત્રીજો: "મહારાજા ગાદીએ બેઠા ત્યારે ગેમલ દસ વર્ષે છૂટયો. અને એની સાથેનો ના છૂટયો. ભાગ્યની વાત છે!"

"પણ ભઈ! દસ વરસેય ખરાં તો ખરાં ને?"

"એ તો છે જ ને! જનમટીપ એટલે કંઈ બે–પાંચ વરસમાં ઓછું પાછું અવાય છે?"

"ત્યારે એટલાં વરસોય ઘર ચલાવવું એ કંઈ જેવુંતેવું માનો છો? થાકશે એટલે એની મેળે મૂકીને બીજે નાસશે."

"રણછોડ! તારી ભૂલ છે. બીજી બાયડી અને આ બાયડીમાં આભ–જમીનનો ફેર છે."

"એ તો મને ય ખબર છે. ધણી હતો ત્યારે એ પિયર રહી અને એ ગયો ત્યારે આવી. એ આ બાઇનામાં જ જોયું."

"એ જ સમજવાનું છે ને! એના મનથી ધાર્યું હશે તે એ મરી જશે પણ કર્યા વગર નહિ મૂકે."

"અલ્યા ભિયા! એ બધું ય સમજ્યા. ભીમાને અને દેવાને તો જનમટીપ થઇ એટલે ભોગવ્યા વગર છૂટકો નહિ, પણ આ બઇ વગર લેવાદેવાએ એની મેળે જનમટીપ શું કરવા ભોગવતી હશે?"

"એમ હિસાબ ગણું તો જનમટીપ કરતાં ય એ તો વધારે આકરી સજા ભોગવે છે. જેલમાં તો કં કોઇ જાતની જવાબદારી છે? બતાવ્યું કામ કરવાનું અને લુખ્ખો સુક્કો રોટલો વખતે મળે તે ખાઈ લેવાનો. પણ એને તો આખા ઘરની જવાબદારી! ત્રણનું પૂરું કરવાનું, વેવા'ર ચલાવવાનો, દેવાનો જવાબ દેવાનો, સાજેમાંદે ઉપાધિ થાય એ જુદી! નાનું છોકરું ઉછેરવાનું અને કોઈ જાતના સુખ વગર બધો ભાર વહેવાનો. આ બધું માને તો તો એનાથી જિવાય જ નહિ, રહેવાય જ નહિ."

"આ તો તમે બધા નવરા હિસાબ ગણો છો. એ તો કેવી મઝાની બધું કામ કરે છે?"

શરુઆતની આ બધી ચર્ચાઓ વખત વીતતાં ધીમેધીમે શમવા લાગી. દેવા પેટે એણે જણુશો વેચી. બીજા કરતાં સારી ખેતી કરી બતાવી. એના દરેક પાકમાં સૌ કરતાં સારો ભરાવદાર દાણો હતો.

નરી મહેનત કરતી એટલું જ નહિ, પણ એના વર્તનથી બધાં રાજી રહેતાં. પાડોશીઓ એનાં વખાણ કરતાં. કંકુનું ખસી ગયેલું મગજ સાધારણ ઠેકાણે આવ્યું હોય તો એનો પ્રતાપ! રાહો-જેલી સુખમાં બાપ-ભાઇને ભૂલી ઊછરતાં હોય તો એના હાથે. બળદ-ભેંશ અને બકરી જેવાં પશુ પણ એને આંગણે દુ:ખી ન હતાં. વેવા'રે ય એવો! એ ચાલતાં લગી કોઇને ત્યાં નામું કરતી નહિ, પૈસા કરજે લેતી નહિ કે ઉધાર માલ લેતી નહિ; છતાં લેવા જાય તો કોઇ ના ન પાડે.

વહુનો આ બધો બોજો કંકુ સમજતી. પોતાનાથી બને એટલો બોજો ઉપાડવા કંકુ પ્રયત્ન કરતી પણ એનું શરીર હવે ભાંગી ગયું હતું. ચંદા એને કં કામ કરવા જ ન દેતી. રોટલા કરવા જેવું ઘરકામ સુધ્ધાં ચંદા કરી લેતી. એને તો એક જ કામ સોંપ્યું હતું. ચંદાના છોકરાને ઉછેરવાનું! ચંદા એને ધવરાવવા પૂરતો જ લેતી. એ સિવાય

બધો વખત કંકુ એને રમાડતી, સુવાડતી અને થાકતી ત્યારે ઉંઘાડતી. અને એ કામ સમજે તો ઓછું ન હતું. એટલું કામ ઉપાડી લેનાર જો કંકુ ન હોત તો ચંદા કશું જ ન કરી શકત. એ છોકરાને રાખે કે કામ કરે?

ચંદાએ ઓળ પૂરી કર્યાં વગર ખાવા ઊઠવાની ના કહી એટલે કંકુને એકદમ વહાલ ઊભરાઇ આવ્યું. પેલા જન્મનાં પૂણ્ય વગર આવી વહુ ના મળે! ધણી જેલમાં ગયો તોય બધાંની મહેનત કરવા કોણ પડી રહે? એ વિચારે જ કંકુ ઓછી ઓછી થઇ જતી. તેમાંય દેવો–ભીમો હતા ત્યારે એને જેટલું કામ હતું એટલું ય ચંદાએ એની પાસેથી ખૂંચવી લીધું. બબલાને રમાડવો એ તે કૈં કામ કહેવાય? ઊલટો હસીહસીને છોકરો મને રાજી કરે છે! છોકરો ય ભગવાને કેવો આલ્યો છે? જાણે ખાધા–પીધા વિના એનું મોઢું જ જોઈ બેસી રહીએ!

કંકુ ઊભી થઈ. એણે ચંદા પાસે જઇ કહ્યું: "વહુ! હવે ચાલને, ખઇ લે. છોકરો ઊંઘ્યો છે ત્યાંસુધી નિરાંતે ખવાય તો ખરું."

ચંદાએ કપાળે ઊતરતો પરસેવો હાથની આંગળી વડે લૂછતાં કહ્યું: "થાય છે મા! ભાથું તો આણેલું છે એટલે ઓછું મોડું થવાનું છે?"

"વહુ, તું માનતી નથી. નહિ તો રોટલા લઇને અત્યારે આવું તો આ ટાઢા રોટલા તો ના ખાવા પડે ને? બળ્યું! આખો દા'ડો મહેનત કરવાની અને ઊનું ખાવાનું નહિ એ ખોટું તો ખરું સ્તો!"

હસીને ચંદાએ કહ્યું: "ઊનું ખાવાનું સારું તો ખરું! પણ પેલો છોકરો મને તમારા વગર કામ કરવા દે એવો ઓછો છે?" ઝાડ નીચે લટકતી ખોઇ તરફ આંગળી કરી એ બોલી: "એને ઘેર રાખતા હો તો હું ક્યાં ના કહું છું?"

"એ તો તારા કહ્યા વગરેય હું કરવાની છું. પણ એને હજુ તારી ગરજ છે ત્યાંસુધી શું કરું?" એને એનો હાથ ઝાલતાં કંકુએ કહ્યું: "લે હેંડને હવે વહુ! પાછો એ તારો રૂપાળો જાગશે એટલે પૂરું ખાવાય નહિ દે."

કંકુના આગ્રહે ચંદા પોતાનું ધારેલું કામ અધૂરું મૂકી ઊભી થઇ. એની સાથેના માણસોય ઊઠ્યાં.

બધાંના આવતાં પહેલાં એણે પાટોડિયામાં આણેલી કઢી દેવતા ઉપર મૂકી ગરમ કરી વારાફરતી દરેકને ગરમ કરી કરીને રોટલા

આપ્યા. સાથીઓ જાણે તાજી રસોઇ જમતા હોય તેમ ગરમ ગરમ રોટલાનો ટુકડો કઢીમાં બોળી બોળી ખાવા લાગ્યા.

"લે ભાથી! એટલામાં શું ખાઇ રહ્યો? આટલો ફડશ રોટલો તો ખાવો પડશે."

"લાવો કબીરા કઢી આપું, જો પાછા ના કહો છો. રોટલો એમ લુખ્ખો ખવાતો હશે?" અને એણે વધારે કઢી રેડી.

"મા, તમારો રોટલો જરા કઠણુ થઈ ગયો છે નહિ? લાવો જરા ધૂણીમાં મૂકી પોચો કરી આપું." ચંદાએ લાંબો હાથ કરતાં કહ્યું.

"જો વહુ! એટલા ય મારા હાથ ભાંગી ગયા? એ તો હું શેકી લઈશ. તું તારે નિરાંતે ખા ને"

કંકુના હાથમાંથી રોટલો લઈ ધૂણીમાં મૂકતાં ચંદા બોલી: "નિરાંતે નથી ખાતી ત્યારે શું કરું છું?" અને ગરમ થયેલો રોટલો એણે કઢીમાં બે હાથે મસળી ભાગી આપ્યો, "લો મા! હવે ખાતાં બરાબર ફાવશે."

"અરે ભલાભઈ! ત્યાંસુધીમાં હાથે ય ધોઇ નાખ્યા? હજુ આટલો રોટલો પડ્યો રહ્યો તે કોણ ખાશે?"

હાથ ધોઈ નાખ્યા છતાં પરાણે ખવરાવશે એવા જૂના અનુભવથી કામે આવેલો માણસ ઊભો થઇ જતાં બોલ્યો: "ના, ના, ચંદાભાભી! મેં તો ધરાઇને ખાધું છે."

એ તો જાણે છટકી ગયો પણ બીજો માણસ ન છૂટે તે માટે ચંદાએ મોં ફેરવી કહ્યું: "ભલાભાઇને તો રોટલો ના ભાવ્યો તે ઊઠી ગયા, પણ તમે નાનાકાકા, નિરાંતે ખાજો હોં!"

"વહુ! એ શું બોલી? તારા હાથનો રોટલો ના ભાવે ત્યારે એના ઘેર તે કઇ રાણી ઘડનારી હતી તે એથી સારો ખાતો હશે?"

"અરે કાકા! તમે ય શું મશ્કરી કરો છો! ભાભીના હાથના રોટલા કોને ના ભાવે? રાણીને તો એનું કપાળ રોટલા ઘડતાં આવડતું હશે? એને ઘેર તો નોકરો મોંમાં કોળિયા મૂકે, પછી શાકમાં મીઠું નાંખતાંય એને નહિ આવડતું હોય!"

"ચંદાએ હસીને કહ્યું: "ભલાભઇ તમે રાણીના હાથનું શાક ખાધેલું એટલે બધું જાણો ખરા."

ભલાભઈ: "ભાભી! તમને રાજી કરવા નથી કહેતો, પણ રાણી તમારા જેવા રોટલા તો ના જ ઘડી શકે..."

"ને ઘડે તોય તમારા સુધી આવવાના નથી એટલે..."

"ઘડે શું એનું કપાળ! કોઈ દી' ઘડ્યા હોય ત્યારે ને?" અને એટલામાં ખોઈમાં બાળકે હાથપગ હલાવ્યા. કંકુએ દોરી ખેંચતા કહ્યું: "જો હું કે'તી'તીને કે એ ઊઠશે એટલે તને નિરાંતે ખાવા નહિ દે?"

ચંદાને નિરાંતે ખાવા દેવા સાથીઓ વાત બંધ કરી હુકાની તેવડમાં પડ્યા.

સાંજે બધાં ઘર તરફ વળ્યાં ત્યારે કપાયેલી બાજરીમાંથી લીલાં લીલાં ડૂંડા ચંદાએ પોંક પાડવા માટે લઇ લીધાં. રાહો–જેલી એની ક્યારનાં ય વાટ જોતાં હશે એ ચંદાની ધ્યાન બહાર ન હતું.

ઘેર આવી ચંદાએ ચૂલો સળગાવ્યો, ખીચડીનું આંધણ મૂક્યું. ખાલી થયેલું પાણી ભરવા બેડું માથે મૂક્યું. બકરી માટે આણેલો પાલો એને નાંખ્યો. ભેંસને બફાઇ રહેલું ગોતું મૂક્યું. બળદને બે ચાર દિવસ થયા હતા એટલે ઊનું પાણી કરી નવડાવ્યો. દેવતા પડ્યો એટલે છોકરાને પોંક પાડી આપ્યો.

રાત્રે દસ વાગ્યે કામથી પરવારી એ ખાટલામાં સૂવા ગઈ ત્યારે પથારીમાંથી બેઠાં થઇ નણંદ–દિયર એના બંને હાથે બાઝી પડ્યાં.

"કેમ હજુ ઊંઘ્યાં નથી?"

"એમ રોજ ભલી છેતરે છે!" ચંદાના હાથને બરાબર ચપસીને પકડી રાખતા રાહો–જેલી બોલ્યાં.

માંચામાં પડીપડી મા ઉધરસ ખાતાં બોલી: "મૂઆં રડયાં! બચારીને અત્યારે ય જરા જંપવા તો દો."

"મા, તું અમારી વાતમાં જાણ્યા વગર શું કામ બોલે છે?" રાહો બોલ્યો: "એ રોજ રોજ વાત કહેવાનું કહે છે પણ..."

"તમે ઊંઘી જાવ છો એટલે હું શું કરું?"

"પણ આજ ઊંઘ્યાં નથી ને?"

"ના ઊંઘ્યાં હોય તો ય આજ નથી કહેવાની. આખો દા'ડો એણે કેટલી મહેનત કરી છે? જરા નિરાંતે અત્યારે તો ઊંઘવા દો." કંકુએ ક્રોધ કરી કહ્યું.

"ના, મા! બહુ દા'ડાથી હું વાયદા કરું છું, આજ તો કહેવી પડશે."

અને વાર્તાના ઘેનમાં બાળકો ક્યારે ઊંઘી ગયાં તે એમને ય ખબર ન પડી.



સત્ય ઘટનાત્મક નવલકથા

# જિગર અને અમી

પ્રથમ દર્શન : રૂા. ૨ાા

દ્વિતીય-તૃતીય દર્શન : રૂા. ૨ાા

દરેક ભાગનું પોસ્ટેજ ૬ આના વધુ



લેખક : શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ



બધા બુકસેલરો વેચે છે.



: પ્રાપ્તિસ્થાન :

"પ્રજાબંધુ" પ્રેસ

રીચી રોડ, અમદાવાદ.